સાહિત્યકુંજ ગ્રંથમાળાનું ચોથું પુસ્તક.

# પૂર્ણિમા.


લખનાર,

**વેણુલાલ રંગાલદાસ પટેલ.**

વિઠ્ઠલભુવન હરિપુરા માળીફળીઆ

સુરત, હાલ મુંબાઈ.


તંત્રી

**શ્રી૦ પટેલ.**

છૂટક મૂલ્ય રૂ. ૧-૮-૦

વાર્ષિક ફાળો ૦-૬-૦

## પ્રત્યેક ગુજરાતીને.

વાંચનનો શોખ કેટલો ઉપયોગી અને વખાણવા લાયક છે તે હવે સારી રીતે જાણીતું છે, પરંતુ દરેક ચીજને હંમેશાં કાળી અને ધોળી બે બાજુ હોય છે, તે નિયમાનુસાર લોકોમાં આ શોખ વધતો જોઇ સારે માર્ગે વાળવાનો, તો કેટલાંક પ્રજાના ભોગે તેમાંથી પોતાનો સ્વાર્થ સાધી લેવાનો પ્રયત્ન કર્યો; અને હલકી વૃત્તિને ઉશ્કેરનારૂં સાહિત્ય પ્રકટ કરીને આ શોખને કેટલેક સ્થળે નિંદ્ય બનાવ્યો છે. હાલ બહાર પડતાં પુસ્તકો મોટા ભાગે વૃત્તિને ઉશ્કેરનારા અને નિર્માલ્ય છે એવી કડવી ફરીઆદો આપણે સાંભળીએ છીએ. સ્ત્રીઓ માટે, બાળકો માટે, તેમજ રાષ્ટ્રિય ભાવનાને પોષતા ગ્રંથોની ઉણપ છે. પુસ્તકોની ભાષા માટે ફરીઆદ ચાલુજ છે. સાહિત્યમાં ઉપયોગીતાવાદને સ્થાન અપાવું જોઇએ એવી અમારી મજબુત માન્યતા હોવાથી તેમજ લોકોની આગ્રહ ભરી ચાલુ માગણીને લઇ **વાંચનના શોખને** ઉત્તેજન આપવા તેમજ **સારે રસ્તે દોરવા** અમે **"સાહિત્યકુંજ ગ્રંથમાળા"** ની શરૂઆત કરી છે.

આખી દુનીઆમાં હિંદ જેવો ગરીબ દેશ બીજો એક પણ નથી. તેથી પ્રજાને સસ્તામાં સસ્તી કિંમતે વાંચન પુરૂં પાડવા **અઢી રૂપીઆના વાર્ષિક લવાજમમાં બારસો પાનાનું વાંચન** અમે આપીશું. ગ્રાહક તરીકે દાખલ થવાની પ્રવેશ ફી રાખી નથી; તેમજ પુસ્તકો બહાર પડે, ત્યારે અડધી, પોણી કે એવી કોઇ કિંમત આપવી પડતી નથી. બજારમાં અઢી રૂપીઆમાં તમને બારસો પાનાનાંયે પુસ્તકો નહિ મળી શકે, તે વિષે તમારી

ઇચ્છા હોય, તો તપાસ કરી જોજો. જાત જાતની વાણી પીરસાતી હોય, તો સ્હેજતથી તેનો ઉપયોગ થાય તે સર્વમાન્ય વાત છે, તેમજ એક માણસ નવલકથા, વાર્તા, નાટક, કાવ્ય, જીવનચરિત્ર વગેરે માટે જૂદા જૂદા લવાજમ નજ ભરી શકે તે દીવાની જોત જેવી સ્પષ્ટ વાત હોવાથી અમે **એકજ લવાજમમાં વાર્તા, નવલકથા, નાટક, જીવનચરિત્ર કાવ્ય** વગેરે આપીશું. ગુજરાતી ભાષા બોલનાર **એકલા હિંદુજ નહિ, પણ મુસલમાન અને પારસી ત્રણે કોમના** સાધારણ લખી વાંચી શકતા માણસો સમજી શકે તેવી **સાદી** ઘરગથુ પણ સુંદર અને સચોટ **ભાષામાં પુસ્તકો** અપાશે. અમુક વર્ગ માટે લખાએલા પુસ્તકો અમે કદી પણ પસંદ કરીશું નહિ. ત્રણે **કોમની જરૂરીઆત અને પસંદગી ઉપર ધ્યાન આપી બધાને એક સરખી રીતે ઉપયોગી** રહે તેવા પુસ્તકો અમે આપીશું. સારામાં સારા, પણ સ્હેલાઇથી **સમજી** શકાય તેવા પુસ્તકોના ભાષાંતરો તેમજ જાણીતા વિદ્વાન લેખકોના સ્વતંત્ર પુસ્તકો અમે આપીશું. **નિર્દોષ, ઉપયોગી, સ્ત્રીઓ માટેના તેમજ વર્તમાન સમયને જરૂરી પુસ્તકો આપવા એવો અમે દ્રઢ નિશ્ચય કર્યો છે.**

પ્રજાની સેવાના આ કાર્યમાં હિંદુ મુસલમાન પારસી બિરાદરો અમને દિલોજાનીથી મદદ કરશે અને ગ્રાહક તરીકે મુબારક નામ નોંધાવશે એમ અમે મજબુત ભલામણ કરીએ છીએ.

ગામોલ, વાયા નડીઆદ.
ગુજરાત.

ગુજરાતીને માતૃભાષા ગણતી સઘળી કોમના નમ્ર સેવકો.
**સાહિત્યકુંજ ગ્રંથમાળાના સંચાલકો.**

# ગ્રાહકોને નિવેદન.

આ માળાના ૫-૬-૭ પુસ્તક તરીકે "પૂર્ણિમા" આપ વાંચક બન્ધુઓની સેવામાં રજુ કરતાં મને વધારે સંતોષ થાય છે. "સીતા વનવાસ" માંહેના નિવેદનમાં દર્શાવેલ "કોકશાસ્ત્ર" અથવા "રાજબાળા" એ બન્ને પુસ્તકોમાંથી એક પુસ્તક આપવાનો નિશ્ચય કર્યો હતો; પરંતુ તે બે ગ્રંથો લખાઇ વખત સર નહિ આવ્યાથી સુરતના વતની ભાઇ વેણીલાલ રંગીલદાસ પટેલ પાસેનો આ સંગ્રહ પ્રકટ કરી વાંચકોની સેવામાં મૂકતાં ભાઈ વેણીલાલનો જેટલો ઉપકાર માનીયે તેટલો ઓછોજ ગણી શકાય.

આ સંગ્રહ બહુજ કાળજીપૂર્વક તૈયાર કરવામાં આવ્યો છે, વાર્તાઓની ચુંટણી સારા સારા લેખકોની સારામાં સારી વાર્તાઓની છે. સંગ્રહમાંની વાર્તા એક એકથી ચઢીઆતી છે; પરન્તુ ૧૨મી વાર્તા તો મનને મુગ્ધ કરનારી જ છે. આખા સંગ્રહની કલગી રૂપ તે વાર્તા છે ! એમ કહીએ તો અતિશયોક્તિ ન જ ગણાય. મુફસનું કામ અવ્યવસ્થિત રીતે થવાથી કેટલીક જગ્યાએ ભૂલો રહી જવાને પામી છે; પરન્તુ એ પછીના પુસ્તકમાં વધારે સંભાળ લેવાશે.

પ્રથમની "જાહેરખબર" માં અમુક પૃષ્ટનું વાંચન આપવાનું જાહેર કર્યું હતું, પણ ભલે ઓછા પાનાનું વાંચન આપો, પણ પુસ્તકો મોટા કદના તેમજ પુંઠા સારા આપો, એમ અમારા ઘણા ગ્રાહકોની માંગણી હતી અમે તેને અમલમાં મૂકવાનાજ હતા, પરન્તુ ગયા માર્ગશિર્ષ માસથી આ ગ્રંથમાળા શરૂ કરી, તે સમયે જે સાહિત્યપ્રેમી બન્ધુએ માળાના પુસ્તકોનું જામીનગીરી ખર્ચ આપવાનું વચન આપ્યું હતું,

તે સાહિત્યપ્રેમી બન્ધુનું દૈવયોગે સંવત્ ૧૯૭૭ના પોષ સુદી ૩ ના રોજ મરણ નિપજવાથી માળાના ખર્ચનો તમામ બોજો સંસ્થાને શિર આવ્યો. આ રીતે મૂળે એ ખર્ચ પહોંચી શકાય તેમ હતુંજ નહિ. તેમાં આશ્રયદાતાનું મૃત્યુ. પ્રજાનો પ્રમાણમાં ઓછો આવકાર એ બધી મુશ્કેલીઓ હોવા છતાં ચાલુ સખ્ત મોંઘવારીમાં ૧૨૦૦ પૃષ્ઠનાં પુસ્તકો તો અવશ્ય આપવાંજ એવો નિશ્ચય કરવામાં આવ્યો છે. આશા છે કે અમારા ગ્રાહકો આ નવા ફેરફારને વધાવી લેશે અને હવે પુસ્તકોમાં થએલા ફેરફારો જોઇ થોડી મહેનતમાં પોતાના મિત્રો અને સંબંધીઓમાંથી થોડા ઘણા પણ ગ્રાહકો કરી આપશે.

"**પૂર્ણિમા**" ના લેખક ભાઇ વેણીલાલનો પરિચય વાંચક બન્ધુઓ સન્મુખ કરવાની અત્રે જરૂર નથી. તે બદલ શ્રીમાન્ છોટાલાલ કહાનદાસ પટેલની આ માહેની પ્રસ્તાવના જોવાથી સમજાઇ આવે છે; પરન્તુ એટલું તો અવશ્ય જણાવીશું કે ભાઇ વેણીલાલે આ સંગ્રહ પ્રકટ કરવાને કોઇ પણ રીતે બદલો નહિ લેતાં ઉત્તમોત્તમ સાહિત્ય સેવા કીધી છે, એટલે તેમનો આ સ્થળે આભાર માનીયે તેટલો ઓછોજ છે.

હવે પછીનું પુસ્તક "**નૂરજહાં નાટક**" જે છાપવાની શરૂઆત થઇ ચૂકી છે તે જેમ બનશે તેમ વખત સર તૈયાર કરાવી ગ્રાહક બન્ધુઓ તરફ રવાના કરવામાં આવશે. માળાની અવ્યવસ્થા થવાથી ઘણા ગ્રાહકોની ઉપરા ઉપરી ફરીઆદો આવે છે. તેવા પત્રોને પહોંચી વળવાને સમય મળતો નથી; તેથી અમે ગ્રાહકોને વિનંતિ કરીએ છીએ કે પુસ્તકો બહાર પડતાં મોકલવામાં જરાયે ભૂલ કે ઢીલ નહિ કરીશું. તેમજ પુસ્તક બહાર પડયા પછી ન મળે તો મેનેજરના નામ ઉપર

પત્ર વ્યવહાર કરવો. લખાણ સંબંધી પત્ર વ્યવહાર તંત્રીના નામે કરવો, જેથી અમારા કામમાં સરળતા થાય. અમારા ગ્રાહકોએ ખાત્રી રાખવી કે અમે બારસો પાનાનું પુરૂં વાંચન આપીશુંજ, પરન્તુ જવાબ મંગાવનાર બન્ધુએ પોતે રીપ્લાઇ કાર્ડ લખવો એટલે સત્વરે ઉત્તર લખવાને હરકત આવે નહિ. રિપ્લાઈ કાર્ડ કે ટીકીટ વિના જવાબ મળી શકશે નહિ.

ભાદરણ ( ભદ્રપુરી ઉર્ફે પેરીસ )ના વતની રાજેશ્રી તુલસીભાઇ અમીન તેઓ શ્રી વડોદરા રાજ્યના લોકનાયક છે, ત્હેમ સાહિત્ય પ્રેમી હોઈ ભાદરણની જાહેર સંસ્થાઓને રૂપીયા ત્રીસ હજાર જેટલી મોટી રકમ પ્રદાન કીધી છે. તેની કદર રુપ તેમ વડોદરા રાજ્ય પ્રતિની તેઓશ્રીની લોકસેવા પ્રતિ આકર્ષાઇ શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજે એક ખાસ દરબાર ભરી છત્રી મસાલ ચાંદ અને અમીનશ્રીની પદ્દી એનાયત કરી છે.

વાંચક બન્ધુઓ ખુશી થશે કે આ નરવીર સાહિત્ય પ્રેમીએ હવે પછી આ માળાને યોગ્ય સહાયતા આપવાનું પોતાના પત્રમાં વચન આપ્યું છે.

પ્રિય સાહિત્ય પ્રેમીઓ ! આપને પણ મારી નમ્ર વિનંતિ છે કે વધુ નહિ તો એકેક ગ્રાહક કરી મોકલો તો પણ અમોને કંઇ શહાયતા મળે. આશા છે કે, અન્ય બન્ધુઓનું અનુકરણ કરી બનતી ત્વરાએ બનતા ગ્રાહકો મોકલાવી આપવા આપના યત્નને યોગ્ય માર્ગે દોરવા નહિ જ ચૂકો.

આ માળાના અદ્યાપિ પર્યન્તના આશ્રય દાતા જેવા જ ભાઈ છોટુભાઈ મોતીભાઇ પટેલ છે. તેઓ પેટલાદ તાલુકાના પીજ ગામના

વતની છે. હાલ તેઓ બ્રિટીશ ઈસ્ટ આફ્રિકાના લુમ્બવા નિવાસ રહે છે. અવાર નવાર ગ્રાહકો ઈત્યાદિકમાં ઠીક સહાયતા કીધી છે. તેમનો તો સંસ્થા આભાર માને તેટલો ઓછો છે.

" શ્રી સાહિત્યકુંજ ગ્રંથમાળા સ્હાયક ફંડ ખાતે ભાઇ છોટુભાઇ મારફત નિચેની રકમ ઇસમવાર ભરાઇ આવી છે.

| | | | |
|---|---|---|---|
| સી. બી. પટેલ. | રૂ. ૧૦—૦—૦ | લુમ્બવા | બી. ઇ. આફ્રીકા. |
| પી. વી. પટેલ. | રૂ. ૧૦—૦—૦ | " | " |
| જે. પી. ત્રીવેદી. | રૂ. ૧૦—૦—૦ | લુમ્બવા | " |
| આર. બી. પટેલ. | રૂ. ૨૫—૦—૦ | મોલો | " |
| યુ. એસ. પટેલ. | રૂ. ૭—૦—૦ | મોલો | " |
| સી. કે. પટેલ. | રૂ. ૫—૦—૦ | મોલો | " |

કુલ રૂપીયા...૬૭—૦—૦

એ રીતે કુલ રૂપીયા સડસઠ માળાના સહાયક ફંડમાં મળ્યા છે જે ઘણા આભાર સહ સ્વીકારી તે બન્ધુઓનો આ સ્થળે અંતઃકરણ પૂર્વક સંસ્થા આભાર માને છે છેવટ એટલું ઇચ્છીશું કે જગતમાં જે જે યથાર્થ કાર્યો કરવાને અવતાર ધારણ કર્યો છે તેવાં શુભ કાર્યો કરવાને દાનેશ્વરી બન્ધુઓના સદ્ વિચારોને જગતપિતા પુર ભરતીમાં આણો એટલું ઇચ્છી આ નિવેદનની પૂર્ણાહુતિ કરીશું.

લી. સાહિત્ય સેવક,

અંબાઈદાસ બી. પટેલ—રામોલકર.

પ્રકાશક "શ્રી સાહિત્યકુંજ ગ્રંથમાળા કાર્યાલય."

# પ્રસ્તાવના.

હરેક જનસમાજમાં બીજા વિષયો કરતાં વાર્તા કહેવાનો અને સાંભળવાનો શોખ મૂળથીજ આગળ પડતો હોય છે. ઉંચી કલ્પના શક્તિવાળો, સહૃદયી, અને ઉત્સાહી મનુષ્ય જો પોતાના મધુર અવાજથી ચેષ્ટા સહિત જો કોઇ રસિક વાર્તા કહેતો હોય, તો આજે પણ તે સાંભળનારની ઠઠ જામે છે. જુનાં જમાનામાં ભાટચારણો વાર્તા કહેવાનું કામ બહુ અચ્છી રીતે આપણા દેશમાં કરતા હોવાનું પ્રસિદ્ધ છે. એક સારી વાર્તાના વાંચનથી વાંચનારને જે રસ પડે તેના કરતાં તેજ વાર્તા કોઇ કુશળ વક્તાના મુખે શ્રવણ કરવામાં ઓર મઝા પડે છે, તેનું કારણ વાર્તા કહેનારના વ્યક્તિત્વ—ખાસીયતના પ્રભાવનીજ અસર છે. ભિન્નભિન્ન પ્રકૃતિના માણસોનો વાર્તા ઉપરનો આટલો બધો શોખ તેના વડે નવું નવું જાણવાની જિજ્ઞાસા સરળતાથી તૃપ્ત થતી હોવાથી કે જનસ્વભાવનો અનુભવ મળતો હોવાથી કે તેમાં રહેલી કલ્પનાયુકત અદ્ભુત ઘટનાને લીધે કે કોઇ ઐતિહાસિક વસ્તુનું સ્ફોટન થતું હોવાથી અથવા તો કોઇ માનસિક, નૈતિક કે ધાર્મિક તત્વનું તેમાં નિરૂપણ થતું હોવાથી વગેરે અનેક કારણોને લઇને છે. આવી લોકરુચિને અનુસરીને નાના મોટા અનેક લેખકોએ વાર્તામાળાની ચોપડીઓ છપાવીને બહાર પાડી છે અને હજીપણ નવા નવા વાર્તાસંગ્રહો બહાર પડતા જશે. આથી કરીને જો કે અનિવાર્ય હતા પણ એક ઉત્તમ કળાબાજ વાર્તા કહેનારાઓનો વર્ગ તો ઉત્તેજનના અભાવે નહિ જેવો થઈ ગયો છે; પરંતુ જનસમાજનો સામાન્ય વર્ગ પણ ઠીક ઠીક સંખ્યામાં વાંચવાને શક્તિમાન થતો જતો હોવાથી

તેમજ હાલના વખતમાં સત્સમાગમ મોંઘો થઇ પડવાથી આવાં પુસ્તકો પણ જનમંડળના જ્ઞાનનું એક સારૂં સાધન થઇ પડતું હોવાથી ઇષ્ટ છે. ગુજરાતીમાં આવાં વાર્તાનાં પુસ્તકો હવે કંઇ આંગળીને વેઢે ગણાવાય એટલી બધી ઓછી સંખ્યાનાં તો નથીજ, તેમજ હદ બહાર વધી ગએલાં પણ નથી. સસ્તુસાહિત્યવર્ધક કાર્યાલય, સસ્તી વાર્તામાળા, ગુજરાતી પ્રેસ, લલિત વાઙ્મય ગ્રંથમાળા જેવી સંસ્થાઓ તરફથી તેમજ સમાલોચકો, સુંદરી સુબોધ, વાર્તા વારિધિ, સમાજજીવન જેવા માસિકના સંચાલકે અને સાધુચરિત નારાયણ હેમચંદ્ર તથા રા. જીવનલાલ મહેતા જેવાઓની પ્રવૃત્તિથી તેમજ બીજા પ્રતિભાવાન લેખકો રા. મુન્શી, પંડ્યા, મહેતા. ત્રિપાઠી, ઠક્કર, દીવટીઆ, દેશાઇ, ધીરજ વગેરેની કલમથી કેટલાક વાર્તા સંગ્રહો બહાર પડી ચૂક્યા છે. વળી માસિકોમાં પણ હવે તો ટુંકી વાર્તા લેવાનો ખાસ રિવાજ પડી ગયો છે, એ જાણીતું છે. જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી લખાએલાં આમાંના કેટલાક સંગ્રહો લોકોમાં પણ હોંસથી વંચાય છે.

ઘણુંખરાં માણસોને અનેક જાતની ધાંધલ, સાંસારિક જંજાળ અને ચિત્તની વ્યગ્રતાને લીધે લાંબી વાર્તા કે નવલકથા વાંચવાને અનુકૂળતા હોતી નથી. આવાં માણસો સ્થિર ચિત્તે વસ્તુનું પરિણામ જાણવા જેટલું ધૈર્ય પણ રાખી શકતાં નથી, તેથી સામાન્ય રીતે રસદાયક ટુંકી વાર્તાને તેઓ વધારે આદરપાત્ર ગણે છે. માટે ટુંકી ટુંકી વાર્તાના સંગ્રહ બહાર પાડનારાઓમાંથી જેમણે લોકરૂચિને માન આપી વાર્તા રચવાનું દૃષ્ટિબિંદુ રાખ્યું હોય છે, તેમના સંગ્રહો છૂટથી વંચાય એ સ્વાભાવિક છે; એટલુંજ નહિ પણ લોકોની અધમ વૃત્તિની નિઃસારતા સમજાવી ઉચ્ચ વૃત્તિને પોષે એવા સંસ્કારી લેખકો

આ રીતે સમાજને એક સુંદર સાહિત્યનો વારસો આપે છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

દરેક મનુષ્યના મનમાં જીવનનો અમુક કલ્પિત આદર્શ હોય છે. સાંસારિક રગડામાં પડવાથી જેમનું મન જડ થઇ ગયું હોય છે તેમનામાં આ આદર્શ રાખમાંના અગ્નિની પેઠે છૂપો હોય છે. કેટલાક એ આદર્શને પહોંચવા પ્રયત્નશીલ હોય છે, અને ઘણુંખરાંથી પહોંચી શકાતું નથી. આવી સ્થિતિમાં સારી વાર્તાના વાંચનથી મનુષ્યના મનની ગુંચ ઉકલે અને તેની ભાવનાનું ચિત્ર તે જોઈ શકે તો તેને આનંદ થયા વિના રહેજ નહિ. આથી કરીને માનવઉન્નતિના કર્તવ્ય વિલાસ, સુખદુઃખ, પ્રેમશૌર્ય, દયા, વગેરે ભાવનાં વર્ણનો ઉપર લોકોની પ્રીતિ વધારે હોય છે, છતાં સમગ્ર લોકરૂચિ કંઇ એકજ પ્રકારની હોઇ શકે નહિ. કોઇ ઉંચી કલ્પનાથી ગુહ્ય વસ્તુના ખ્યાલને ઇચ્છી અલૌકિક સ્વર્ગીય આનંદને ઇચ્છે છે. કોઇ ઐતિહાસિક વાર્તાથી મનુષ્યજાતિ સાથેનું ઐક્ય, દેશભક્તિ અને વીરપૂજાના પાઠ ઉકેલવા ઇચ્છે છે. કોઇને નૈતિક અને ધાર્મિક તત્ત્વનો સીધો ઉપદેશ રુચિકર થતો ન હોવાથી તેને રસક દૃષ્ટાંતોમાં ગુંથેલી વાર્તાઓજ પસંદ પડે છે. ત્યારે કોઇ અદ્ભુત, ચમત્કારિક કે હાસ્યજનક વિગતોનાજ આનંદમાં મશગુલ રહે છે. આમ લોકોનું કુતૂહલ જુદા જુદા પ્રકારનું હોવાથી લેખકોનાં દૃષ્ટિબિંદુ પણ જુદાં જુદાં હોઇ શકે છતાં કોઇપણ લેખક પોતે પસંદ કરેલા દૃષ્ટિબિંદુથી લચકતો થઇ વાર્તાના મધ્યમાં કે અંતમાં ગોટાળો વાળે તો વાંચનારને તેની વાર્તામાં રસ પડી શકતો ન હોવાથી લોકાદર પામી શકે નહિ, એ સ્વાભાવિક છે.

આટલા સામાન્ય વિવેચન પછી આ સંગ્રહની સંક્ષિપ્ત માહિતી

વાંચકને આપતાં પ્રથમ એના 'પૂર્ણિમા' નામ તરફ ધ્યાન ખેંચાય છે, કારણકે આવા નામથી વસ્તુનિર્દેશ ખરો થતો નથી; છતાં એમાં પંદર વાર્તાઓ અને તે પણ જુદાં જુદાં દષ્ટિબિંદુની હોવાથી ભિન્ન ભિન્ન રુચિને સંતોષી પૂર્ણિમાની પેઠે સમગ્ર રસનાં ઝરણાં વહેવડાવનારી થઇ પડશે એમ માનીને ઉક્ત નામ અપાએલું લાગે છે. પુસ્તકના અંતમાં કવિ નાનાલાલની એક કડી ટાંકીને લેખક ઉક્ત નામસંસ્કરણનો મોહ વ્યક્ત કરે છે:—

" પૂર્ણિમા કેરી જ્યોત્સનામાં, જ્યોત્સનાની પુંજશી સખે !
દંપતી પ્રેમની નિત્યે, પૂર્ણિમા તંપ્રજોજ તે. "

આ ટુંકી વાર્તાઓના સંગ્રાહક યુવક બંધુ વેણીલાલ આર. પટેલ હાલના માસિક સાહિત્યમાં એક ટુંકી વાર્તાના લેખક તરીકે સાહિત્યસેવકોને સુપરિચિત છે, જેથી એમનો બીજી રીતે પરિચય કરાવવા કરતાં આ સંગ્રહમાંની ત્રણ વાર્તાઓ—તેણે શું કર્યું ? આ શું ? આ શું ? અને અભણ અર્ધાંગના—એમની સ્વતંત્ર રચના છે, તેનાથી વાચક જોઇ શકશે કે આ જાતના સાહિત્યની સંસ્કૃતિ તરફ એમનું કુદરતી વલણ છે; એટલુંજ નહિ પણ સંક્ષિપ્ત શૈલીમાં મહાન્ સત્રો ઉકેલીને સામાન્ય વાચકને પણ તે હૃદયગમ્ય કરવાનું કલાચાતુર્ય એમની કૃતિમાં તરવરી રહે તેટલું આગળ પડતું છે. એમાંની પહેલી વાર્તા તો સત્સંગ માસિકમાં 'કંટકમાં ગુલાબ' નામથી પૂર્વે છપાઇ હતી, તે વખતે ટુંકી કૃતિમાં દયાળુ પ્રભુની સદાચાર દુરાચારના ન્યાયની કલાનું આબાદ ચિત્ર પાડનારી એ વાર્તા બહુ પ્રસંશાપાત્ર નીવડી હતી. બાકીની બે વાર્તા ખુદ આ સંગ્રહને માટેજ એમણે યોજી છે. તેમાં પણ લેખકની સચોટ સંક્ષિપ્ત શૈલીની ઝલક તો છેજ.

બીજી, છઠ્ઠી, અને સાતમી વાર્તામાં કવિવર ટાગોરની કલમની પ્રસાદી લેખકે પીરસી છે. તે પૈકી પહેલી બે હિંદી અનુવાદ ઉપરથી અગાઉ સામ્પ્રત સમય માસિકમાં આ લેખકે આપી હતી, અને ત્રીજી અંગ્રેજી ઉપરથી અનુવાદ કરીને સત્સંગમાં 'આલિંગન યાને જીવન પરિવર્તન'ના મથાળાથી છપાણી હતી.

પાંચમી અને અગીઆરમી વાર્તા મરાઠી ઉપરથી લખાએલી છે. મૂળમાં બંને મળીને એકજ વાર્તા છે. તેની આ લેખકે બે બનાવી છે. થોડા વખતમાં એક આખી વિગત જાણી લેવાની તત્પરતા ભરેલી લોકરુચિને પરિણામે લેખકે એકને બદલે દેખાતી બે નિરાળી જેવી વાર્તાઓ ઘડી છે પણ બંનેને સાથે વાંચવાથીજ રમણી અને રાક્ષસીનો અચ્છો ચિતાર રજુ થઇ શેરને માથે સવાશેર અને કર્મનો ઇશ્વરી કાયદો વાંચક સારી રીતે સમજી શકશે.

આઠમી, બારમી, અને ચૌદમી વાર્તાઓ લેખકે આ સંગ્રહને માટેજ સંગ્રહી છે, જેથી તે પૂર્વે કોઇ સ્થળે ગુજરાતીમાં છપાએલી જાણમાં નથી. આઠમી 'ન્યાય કે નાગપાશ'ની વાર્તાના જાણીતા બંગાળી લેખક શ્રી શરત્ચંદ્ર ઘોષાલ એમ. એ. છે. એમાં ન્યાયના નાગપાશથી 'જે જાય દરબાર, તેના જાય ઘરબાર' વાળી કહેવતની સાર્થકતાનો સારો ચિતાર અપાયો છે. બારમી, મદનની મા નામની વાર્તા વો કાળના સર્વોત્તમ બંગાળી નવલકથાકાર શ્રી શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય કે જેમના જેવો બીજો કોઇ લેખક મનુષ્યના મનોવિકાર તથા આંતરભાવ વિચાર આલેખવાને કુશળ નથી એમ કહેવાય છે, તેમની કલમનું કૌવતજ બતાવનારી છે. એમાં ગૃહજીવનના સાદા બનાવોને સુંદર રીતે ગૂંથી લઇ મનુષ્ય સ્વભાવનું સુંદર ચિત્ર રજુ થયું છે એટલુંજ

નહિ પણ એક એક પાત્ર જીવતું જાગતું બતાવીને ચારિત્ર આલેખનમાં કમાલ કરેલી છે. ચૌદમી વાર્તા 'કર્તવ્યની યજ્ઞ વેદી પર' નામની છે. તેના મૂળ ઉત્પાદક સર્વોત્તમ ઉર્દૂ અને હિંદી નવલકથાકાર શ્રી પ્રેમચંદજી છે. સેવાસદન, પ્રેમાશ્રમ, વરદાન, શેખસાદી, પ્રેમપૂર્ણિમા વગેરે તેમનાં પુસ્તકો પ્રસિદ્ધ છે. હિંદી સરસ્વતી માસિકના તંત્રીજીએ એકવાર જણાવ્યું હતું કે—બંગાળી ભાષામાંથી પણ જો શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયને બાદ કરીએ તો શ્રી પ્રેમચંદજી જેવો બીજો સારો લેખક નહિ મળે. આ વાર્તામાં સરકારનો ન્યાયભક્ત ન્યાયાધીશ પોતાના પદનું રાજીનામું કેવા પ્રસંગોમાં આપે છે, અને તેથી તેના કુટુંબ ઉપર કેવી અસર થઇ આખરે કેવી સ્થિતિ થાય છે, તેનો આબાદ ચિતાર રજુ થએલો છે.

બાકીની ચાર વાર્તાઓ મૂળ હિંદી ઉપરથી કે મૂળ બંગાળીના હિંદી અનુવાદ પરથી લેવામાં આવી છે અને તે સામ્પ્રત સમય, સત્સંગ, અને ગૃહિણી ભૂષણ માસિકમાં પૂર્વે છપાઇને વાંચનારી આલમની પ્રસંશાપાત્ર ઠરી ચૂકી છે, કારણ કે તે પણ બંગાળી અને હિંદીના પ્રસિદ્ધ લેખકોનીજ કલમની કળા છે. પૂજ્યપાદ મહાત્મા ગાંધીજીથી ઘડાતા આધુનિક જમાનાનું ચિત્ર આબેહુબ ઉતર્યું હોય એવી કેટલીક વાર્તાની પસંદગીથી સંગ્રહને અલંકૃત કરવાની અભિલાષા ઉત્સાહી યુવકોને વિષે સ્વાભાવિક હોવાથી અને આ સંગ્રહ હાલમાંજ પ્રસિદ્ધ થતો હોવાથી દેશના ચાલુ વાતાવરણનું કેટલેક અંશે દર્પણ બનાવીને લેખકે આવા બીજા સંગ્રહોથી પોતાના આ સંગ્રહને વિશેષતા પ્રાપ્ત કરાવી છે. ઉપર જણાવ્યા પ્રમાણે ચૌદમી વાર્તા ખુલ્લી રીતે સરકારી નોકરીના બહિષ્કારની છે તેમજ પહેલી વાર્તા 'જય સ્વદેશ' પણ એજ હેતુની સાર્થકતા સુંદર રીતે સમજાવનારી છે. જ્યારે પુર્વોક્ત આઠમી વાર્તાનો ગર્ભિત હેતુ અદાલતની ઇંદ્રજાળમાં નહિ ફસાતાં તેને નવ

ગજના નમસ્કાર કરાવવાનોજ છે. નવમી ' વાસ વદત્તા ' ની વાર્તા અહિંસાના પ્રતાપને દર્શાવે છે, અને દશમી વાર્તામાં સત્યાગ્રહનો પ્રયોગ સાંસારિક અને ધાર્મિક પ્રકરણમાં સફળ થતો બતાવાયો છે.

આ ઉત્સાહી યુવક બંધુના પ્રયાસથી સ્વજ્ઞાતિના હિતને માટે " શ્રી મોઢ ખમાર હિતવર્ધક યુવક સમાજ " ની સ્થાપના થઇ તે દ્વારા એક ' ગૃહજીવન ' નામે હસ્તલિખિત ત્રિમાસિકની પ્રવૃત્તિ સફળ થઇ છે. તેને માટે ' અભણ અર્ધાંગના ' ની મૂળ વાર્તા એમણે રચી હતી અને ' જય સ્વદેશ ' ની વાર્તા ' સનતકુમાર ' નામથી છપાવીને ઉક્ત ત્રિમાસિકની ભેટ તરીકે વહેંચવામાં આવી હતી, જેને માટે ઘણા માસિકોએ ઉત્તમ અભિપ્રાય દર્શાવ્યો હતો. તેમાંથી કાર્યક્રમે એમનો કુદરતી શોખ પારપુષ્ટ થતો જઇ આ સંગ્રહરૂપે મૂર્તિમાન થએલો જોઇ આલસ્યને દૂર કરવાના આ ચાલુ જમાનામાં બની શકતી સદ્ પ્રવૃત્તિમાં લાગી જવાને બીજા યુવકોને દૃષ્ટાંતપ્રદ નીવડવા પાત્ર છે.

છેવટે લેખકની ભાષા વિષે કંઇક ઇસારો કરવાની જરૂર છે. મોટે ભાગે આ સંગ્રહમાંની વાર્તા બીજી ભાષામાંથી કરેલા અનુવાદરૂપે છે, જેથી એક ભાષાનો મૂળ મરોડ બીજીમાં સંપૂર્ણ ઉતરવો અશક્ય છે, છતાં તેમાંના ભાવ અને અર્થ કાયમ રાખી વિદ્વાનોએ નક્કી કરેલા તર્જુમિયા શબ્દો કે અક્ષરવળગુ અનુવાદના દોષોથી આ સંગ્રહ મોટે ભાગે મુક્ત છે.

આટલા વિવેચનથી વાંચકને ખાતરી થશે કે આ સંગ્રહને માટેની વાર્તાઓની પસંદગી જુદા જુદા દષ્ટિબિંદુની હોવા ઉપરાંત તે ચુનંદા લેખકોની પ્રાસાદિક કૃતિના સંસ્કાર વાળી છે; અને એકંદરે આપણા શુષ્ક ગૃહજીવનમાં નવચેતનનો સંચાર કરવા સાદી, સરળ, અને

સુંદર ભાષામાં લખાએલી અને સ્ત્રીઓના હાથમાં વિના સંકોચે મૂકી શકાય એવી ટુંકી વાર્તાના સંગ્રહની ખોટ આ પુસ્તકે પુરી પાડી છે.

છોટાલાલ કહાનદાસ પટેલ.

## પ્રથમ વર્ષનું છેલ્લું પુસ્તક.

### દેશબંધુ દાસ.

અંગ્રેજી, બંગાળી, હીંદી, મરાઠી ભાષામાં લખાએલા લગભગ દશ બાર પુસ્તકો અને ગુપ્ત પત્રોને આધારે લખવામાં આવેલું સત્તાવાર જીવન ચરિત્ર, તેમના ભાષણો, લેખો અને સંદેશાઓની અણુમોલી પ્રસાદી સાથે.

આ પુસ્તક અપાયા પછી અમારૂં પ્રથમ વર્ષ ખલાસ થશે. બીજા વર્ષ માટે અમે મહાન તૈયારીઓ કરી છે. તેનો વિગતવાર હેવાલ અમારા નૂરજહાં નાટકમાં જો જો!!

### નવવલ્લરી.

ગુજરાતી સાહિત્યની અલંકાર શાસ્ત્રના પુસ્તકની ઉણપ પુરનારૂં ગુજરાતના તરૂણ કવિ નાગરદાસ ઇ. પટેલે લખેલું અણુમોલું પુસ્તક કેટલીક વાનગીઓ સાહિત્ય, ચેતન, વસંત, વિલાસ વગેરેમાં પીરસાઇ છે. સાહિત્યના અભ્યાસીઓ માટેનો પોતાની જાતનો એકલો ગ્રંથ.




[ ૧ ]

# જય સ્વદેશ !

[१]

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसी ।

Breathes there the man, with soul so dead,
Who never to himself hath said,
This is my own, native land !
*   *   *   *
If such there breathe, go mark him well;
For him no minstrel; raptures swell,
High though his titles, proud his name,
Bound less his wealth as wish can claim
Despite those titles, power, and pelf,
The wretch, concentred all in self,

Living, shall forfeit fair renown,
And, doubly dying, shall go down
To the vile dust, from whence he sprung,
Unwept, unhonour'd, and unsung.

—*Scott.*

ઉનાળો અને મધ્યાન્હનો સમય. પછી તાપનું પુછવુંજ શું! શહેરમાં ઘર બહાર આવજા બહુ ઓછી છે. બજારમાં કોઇ રડયો ખડયો માણસ નજરે પડે છે, પક્ષીઓ પણ તાપથી ત્રાસ પામી પોતાના માળામાં જઇ ભરાયા હતા. જમીનમાંથી ઉની વરાળ નીકળતી હતી. કોઇ કોઇ વાર પવનના સપાટા જણાતા, પરંતુ તે ગરમ હતા. આ સમયે રાવબહાદુર પ્રમોદરાય ભોજન લઇ પોતાની આવક જાવકનો હિસાબ તપાસતા બેઠા હતા. તેમની બેઠક બારણાની સામે હતી. બારણા નજીક એક 'બેન્ચ' પડેલી હતી. આ સમયે તે દિવાનખાનામાં એક યુવકે પ્રવેશ કર્યો, અને 'બેન્ચ' ઉપર બેઠક લીધી. તેના પગરવથી વૃદ્ધ રાવબહાદુરે ઉંચું જોયું, અને આશ્ચર્ય પામતાં પુછયું, "કેમ સનત્કુમાર તમને મારો છેલ્લો પત્ર મળ્યો હતો ને! નિરૂપમાની તબીયત તો ઠીક છેની? આ સમયે અચાનક કયાંથી આવી ચઢયા?"

સનત્કુમાર—"હાજી. તમારો પત્ર મને મળ્યો હતો; પરંતુ હું નિરૂપમાની તબીયત જોવા નથી આવ્યો."

પ્રમોદરાય—"ત્યારે શા માટે આવ્યા છો?"

સનત્કુમાર—"હું મારી નોકરીને સદાને માટે છેલ્લા પ્રણામ કરીને આવ્યો છું."

પ્રમોદરાય—"શું ? રાજીનામું આપ્યું ? ભારતવાસીના ઇંદ્રાસન સમી તમારી નોકરીનો ત્યાગ કર્યો ? શું તમે ગાંડા તો નથી થયા ? તમે બધી મહેનત ધુળધાણી કરી."

સનત્કુમાર—"તમે વર્તમાનપત્ર વાંચો તો છોજ; હિંદનાજ પુત્રો છતાં નોકરીની મમતામાં સ્વદેશ તરફની તીવ્ર લાગણીઓને પણ દાબી દેવી પડે છે. એતો અજાણ્યું નહિ હોય."

પ્રમોદરાય—"ઠીક સમજાયું. "રોલેટબીલ"ની ચળવળના સપાટામાં તમે પણ સપડાયા હો તેમ જણાય છે ! લોકો તો ગાંડા થયા છે. તમો પણ પતંગીઆની પેઠે રાજીનામું આપવા કુદી પડયા ! તમારો પગાર પણ હાલમાંજ અઢીસોથી વધીને ત્રણસો થયો હતો, વળી તમારી નોકરી કેવી બાદશાહી હતી. પણ તમે મને પુછયા વિના શા માટે અવિચારી પગલું ભર્યું !"

સનત—'આ નોકરીમાં કેટલીયે વાર પાપી કામ કરવું પડે' છે. નિર્દોષ હોય તેને કોઇ કોઇ વાર દોષિત ગણવો પડે છે, તેથી આવા પાપી અન્નથી પેટ ભરવું તેના કરતાં ભુખે મરી જવું હું વધારે સારૂ સમજું છું."

પ્રમોદરાય—"અરે બેવકુફ ! તને એટલું પણ ન સમજાયું કે આ નોકરી કેટલી બધી મહેનત ખુશામત તથા પૈસાના કોથળા કર્યા પછી મળી હતી. કૃતઘ્ન ! ડેમ, રાસ્કલ !"

સનત્—"મારો તિરસ્કાર કરતાં પહેલાં મારી વાત તો સાંભળો."

પ્રમોદરાય—"તારા આવા આચરણથી તો તારા બાપે તારો ત્યાગ કર્યો છે. અને મોઢું પણ જોતા નથી. આજથી હું તારો ત્યાગ કરૂં છું. જા, તારૂં કાળું કર. ફરીથી મોઢું બતાવીશ નહિ"

સનત—"મારા પિતાએ મારો ત્યાગ કર્યો છે તે તો તમારીજ કૃપાનું ફળ છેને ?"

પ્રમોદરાય—"હરામખોર, મારી કૃપાનું ફળ છે? જા. અત્યારે ને અત્યારે અહીંથી ચાલ્યો જા" આમ કહેતાં ગુસ્સામાં પોતાની સપાટ છુટી મારી, પરંતુ સનતે તેને નહિ ગણકારતાં કહ્યું,

"હું જે કહેવા માગું છું, તે પુરેપુરૂં કહ્યા વિના જનાર નથી. બધી વાત કરી રાત્રે જઇશ."

પ્રમોદરાય—"નહિ, અત્યારેજ જા. જો હજુ માનમાં જશે તો ઠીક છે, નહિ તો ભૈયા પાસે ધક્કા મરાવી બહાર કાઢીશ."

સનત—"ઠીક ત્યારે; હું જાઉ છું."

સનત્કુમાર વૃદ્ધ પ્રમોદરાયનો જમાઇ થાય છે. પ્રમોદરાય પૉલીસ ઇન્સ્પેકટર હતા અને થોડો સમય તેમણે ડિસ્ટ્રિકટ સુપ્રિન્ટેન્ડેન્ટના પદને પણ શોભાવ્યું હતું. મોઢાની મીઠાશ અને ખુશામતીઆ સ્વભાવથી તેઓ આગળ વધ્યા હતા. સરકારી નોકરીમાંજ તેમનું જીવન સાર્થક્ય સમાએલું જણાયું હતું. જગદ્વ્યાપી મહાન વિગ્રહ વખતે તેમણે સરકારને બહુ સારી મદદ કરેલી હોવાથી તેમને રાવબહાદુરનો ઇલકાબ મળેલો, પોતે વૃદ્ધ થઇ જવાથી હાલમાં થોડો સમય થયાં નિવૃત્તિ ભોગવવા પેન્શન લીધું

હતું, તેથી તેમનું કામ માત્ર હવે સરકારની વફાદારી જોવા તથા મદદ કરવાના ઠરાવો પસાર કરનારી મીટીંગોમાં હાજરી આપવાનું તથા મોટા મોટા અમલદારો પર ભેટ મોકલવાનુંજ રહેલું હતું; અને તેવાં કામમાં રાવબહાદુર પ્રમોદરાય જરાપણ પાછળ હઠે તેમ ન હતા. તેમને નિરૂપમા નામે એક પુત્રી અને રમણલાલ નામે એક પુત્ર હતો. કૉલેજમાં રમણ અને સનત વચ્ચે મિત્રતા બંધાઈ હતી. બન્ને ભણવામાં બહુ ચપળ હતા. બી. એ. માં સનત પહેલે નંબરે અને રમણ બીજે નંબરે પાસ થયો હતો. એક દિવસ રમણના આગ્રહથી સનત તેને ઘેર ગયો. ધીમે ધીમે પરિચય વધ્યો, બન્ને એકજ જ્ઞાતિના હતા પરંતુ, સનતનું ઉંચું કુળ હતું. નિરૂપમા અને સનત બન્ને યોગ્ય વયના હતા, અને તેમના લગ્ન થાય તો સોનામાં સુગંધ મળ્યા જેવું થાય એમ બધાને લાગ્યું. પ્રમોદરાયે લગ્નનું સૂચન કર્યું. સનત ઉંચા નીચાકુળ વિષે કંઇ જાણતો ન હતો. રાવબહાદુરે યુક્તિ વાપરી સનતને કહ્યું, "તમારા માતપિતાની આ વિષે મેં સંમતિ લીધી છે," તેથી સરળ હૃદયનો સનત કંઇ સમજી શકયો નહિ. અને અને તેણે લગ્નની વાત કબુલ કરી લગ્ન કર્યાં. લગ્ન સમયે તેના માતપિતા પણ ન આવ્યા. તે ન આવવાનું કારણ સનત જાણી શકયો નહિ, પરંતુ જ્યારે લગ્ન પછી તે પોતાના માતપિતાને પ્રણામ કરવા ગામ ગયો ત્યારેજ તેમણે લગ્નની વાત જાણી અને પોતાનાથી નીચા કુળમાં—કલંક લાગેલા કુળમાં—લગ્ન કરવા માટે બધો વાંક પોતાના પુત્રનોજ ગણ્યો, અને તેનું કંઇ પણ સાંભળ્યા વિના તેનો સદાને માટે ત્યાગ કર્યો. થોડો સમય વિતતાં

સનતને સરકારી ખાતામાં સારી નોકરી મળી ગઇ. પંજાબના બનાવે તેના હૃદયને કમકમાવ્યું, ગુજરાતના બનાવે તેના કોમળ હૈયામાં ઘા કર્યો; અને તેણે તરત રાજીનામું આપ્યું. નોકરીના ગાળામાં તેને ઘણીવાર અંતઃકરણની વિરૂદ્ધ કામ કરવું પડતું. જે નોકરીના લોભથી સનત પોતાની ધણી યે મરજી છતાં ગર્ભવંતી પત્નીને પીએર મૂકવા જાતે જઇ શકયો નહિ, અને પુત્રના મરણથી રોગગ્રસ્ત થયેલી પત્ની જોવા જઇ શકયો નહિ, તે નોકરીને—તે પરાધીનતાના હેમકંકણને—તોડીને સાસરે આવ્યો હતો. જયારે તે આવ્યો ત્યારે તેના મનના શા શા અભિલાષો હતા, તેણે વિચાર્યું હતું કે પ્રિયાની સમીપમાં તેના નવજીવનથી સર્વ દુઃખો ભુલાશે, પોતાની સ્વદેશભક્તિ જોઇ સસરાજી પ્રસન્ન થશે. પરંતુ મનુષ્ય ધારે છે શું ? અને થાય છે શું ? રામચંદ્રજીએ કહ્યું હતું કે,

> यच्चिन्तितं तदिह दुरतरं प्रयाति
> यच्चेतसा न गणितं तदिहाभ्युपैति ।
> प्रातर्भवामि वसुधाधि पचक्रवर्ती
> सोऽहं व्रजामि विपिने जटिलस्तपस्वी ॥

સનતને પણ તેજ પ્રમાણે થયું. સસરાજીએ પોતાની જાત પુરેપુરી બતાવી. સનત વ્યથિત મને શ્વસુરાલય તરફ જોતો બહાર નીકળ્યો.

[૨]

નિરૂપમાની તબીયત સુધરી હતી એ વાત ખરી છે, પણ હજી તેનામાં શક્તિ આવી નહતી. બાલ્યાવસ્થામાં સનત્ આવ્યા છે જાણીને દોડતી હતી તેમ હવે તે દોડતી નથી; છતાં તેનું મન સનત્‌ની સેવામાંજ હંમેશાં પરોવાએલું હતું. તે સારી રીતે જાણતી હતી, કે સનત્‌ને દર પહેલી તારીખે ત્રણસો રૂપીઆ મળતા હતા; પરંતુ બીજી તારીખે ૧૦૦ રૂપીઆ પિતાને ત્યાં, ૧૦૦ રૂપીઆ સાસરે અને કેટલાક રૂપીઆ ગરીબ વિદ્યાર્થીઓને અભ્યાસમાં મદદ કરવામાં મોકલતાં. બહુજ કરકસરથી ઘરસંસાર ચલાવવો પડતો. સનત્કુમાર આવ્યા જાણી તેના હૃદયમાં આનંદ થયો, પરંતુ દાસીએ આવી ખબર આપી, કે સનત્કુમાર શેઠ સાથે તકરાર કરી ઘર બહાર ચાલ્યા ગયા છે, ત્યારે તેના હૃદયમાં વિચિત્ર સ્થિતિ ઉભી થઇ. તેણે રામાને સ્ટેશન પર મોકલ્યો, અને શહેરમાં માણસો મોકલી તપાસ શરૂ કરી, પણ કંઇ પત્તો લાગ્યો નહિ. એટલામાં સ્ટેશન ઉપર ગએલો રામો આવ્યો. તેણે કહ્યું, " મેં સનત્કુમારને ગાડીમાં બેઠેલા જોયા. હું ગયો ત્યારે ગાડી ઉપડવાની તૈયારી હતી. મેં તેમને પાછા આવવા બહુ બહુ કહ્યું, પણ તેમણે માન્યું નહિ, મને કહ્યું કે " હું હવે " સ્વદેશ સેવક " થયો છું, હવે મને ઘડીની પણ ફુરસદ નથી. આજ સુધીનું મારૂં જીવન મેં પશુની પેઠે કાઢયું છે. હવે મારૂં કુટુંબ પિતા, પત્ની કે સાસરાના સગામાં સમાતું નથી. પણ આખલ ભારત એજ મારૂં કુટુંબ છે." આમ કહી તમને આપવાનો મને એક પત્ર આપ્યો છે. રામાએ પત્ર નિરૂપમાને આપ્યો. પત્ર વાંચતાંજ નિરૂ-

પમા "હાય" કરીને પડી. પત્રમાં પોતાની નોકરી છોડવાનું કારણ સ્પષ્ટ રીતે લખ્યું હતું. અને કેવા સંયોગોને લઇને તે પહેલાંથી ખબર આપી શક્યો ન હતો તે પણ જણાવ્યું હતું.

* * * *

નિરૂપમાના દુઃખનું વર્ણન થઇ શકે તેમ નથી. તે ધીમે ધીમે ચિંતાસાગરમાં ડુબતી-ઉતરતી-ગઇ. સનત સરળ હૃદયનો હતો, પરંતુ જ્યારે તે નિશ્ચય કરતો ત્યારે તેને કદી છોડી દેતો નહિ એ વાત નિરૂપમાં બહુ સારી રીતે જાણતી. સરલા-નિરૂપમાની સખી-તેનું સાન્ત્વન કરવા પ્રયત્ન કરતી. પણ વ્યર્થ. તેની વેદના દિનપરદિન વધતી જતી હતી. તેના ચિત્તમાં લેશ પણ શાંતિ નહિ હોવાથી શરીરનો રોગ પણ વધતો જતો હતો. તેનો શોકાનળ વધારેને વધારે પ્રજ્વલિત થયો.

સરલાના પત્રથી રમણે સર્વ બીના જાણી. તેણે સનત્‌ની શોધ માટે પુષ્કળ પ્રયાસ કર્યો. અને નિરૂપમાને શાંતિ દેનારો પત્ર લખ્યો, પણ તેથી નિરૂપમાને શાંતિ મળવી શક્ય ન હતી.

સરલાનો પતિ કળાચન્દ્ર એક ગરીબ પણ કુળવાન યુવક છે. થોડી કેળવણી લઈ તેણે તાતાના કારખાનામાં નોકરી લીધી. ધીમે ધીમે તે સારી પાયરીએ ચઢયો. વિશ્વવ્યાપી મહાયુદ્ધના સમયમાં સરકારે ખેતીને ઉત્તેજન આપવા કેટલીક જમીન વગર કરે આપવા જાહેર કર્યું કળાચન્દ્રે થોડી જમીન રાખીને મજુરો વડે કામ શરૂ કર્યું. તેમાં તેને થોડી થોડી સફળતા મળતાં બહુ મોટા પ્રમાણમાં સફળતા મળી. અને નસીબના પાસા સવળા

પડવાથી તેણે સારા પૈસા મેળવ્યા. તેણે ખેતી માટે ઉત્તમ વ્યવસ્થા, કરવાથી, પાશ્ચાત્ય દેશની કેટલીક રીતોનું અનુકરણ કરવાથી ઉત્તમ પ્રકારના ફળવાળાં ઝાડો ઉગ્યાં; અને બીજી જાતની ખેતીનો પાક પણ તૈયાર કરવા માંડયો. પોતે સપરિવાર રહેવા માટે ત્યાં એક સુંદર મકાન બનાવ્યું અને સરલાને તેડવા આવ્યો.

સરલા હજી સાસરે ગઇ ન હતી. સ્વામીને ઘેર જઇ તેની પદસેવા કરવાની તેને પ્રબળ ઇચ્છા હતી. લાંબી મુદતે આજે સરલાના સૌભાગ્યનો ઉદય થયો—કળાચન્દ્રે તેને સાથે તેડી જવાની માંગણી કરી. તે જાણતો હતો કે સરલાને આથી આનંદ થશે, પરંતુ આથી તે એટલી બધી પ્રસન્ન થઈ નહિ. નિરૂપમાં તરફના સ્નેહને લીધે તેણે ત્યાં જવાની ના પાડી. કળાચન્દ્રે તેને ઘણું સમજાવી, દલીલોથી સમજાવી પણ તે તૈયાર ન થઇ—સરલાનું આ કાર્ય—તેના તેના ચિરવાંચ્છિત સૌભાગ્યના ઉદયને નહિ વધાવવાનું કાર્ય—ઘણાને ગમશે નહિ. સમસ્ત વિશ્વબ્રહ્માન્ડ એક તરફ હોય અને સ્વામી બીજી તરફ ઘેર લઇ જવા માટે હોય તો સ્રીની ફરજ છે કે તેણે પતિની આજ્ઞાનુસાર વર્તવું; તો એક સમોવડી સખી !! ખાતર તે પોતાના ભાગ્યને ઠોકર મારે તેને કોણ સારૂ ગણશે! પણ જ્યારે કળાચન્દ્રે સનત્કુમારના ગૃહત્યાગનું કારણ જાણ્યું ત્યારે દેશપ્રેમથી તેણે નિરૂપમાની સેવા કરવાની—દેવી ગણી પૂજવાની—આજ્ઞા કરી.

ગમે તેમ હોય પણ રાવબહાદુર છેક નિષ્ઠુર હતા એમ આપણે કહી શકતા નથી. તે નિષ્ઠુર શ્વસુર હોય, ભલે તે દયાહિન

નાગરિક હોય, અને હિતાહિત ન સમજનાર રાજસેવક હોય, પણ તે બાળકો પ્રતિના પ્રેમને સમજવાવાળા તો હતાજ. નિરૂપમાની દવા માટે તેમણે પાણીની પેઠે પૈસા ખરચી નાખ્યાં હતા. તે નિરૂપમાને દિલાસો દેતા, પણ તેમાં તે કદી પોતના વર્તન માટે શોક જાહેર કરતા નહિ. તે તો હંમેશા કહેતા, કે સનત્કુમારે નોકરી છોડવામાં મોટી ભૂલ કરી છે અને પોતે તેને ઉત્તેજન નહિ આપવામાં મોટું ડહાપણ વાપર્યું છે. સમય વીતતો ચાલ્યો. ઔષધનું કંઇ પરિણામ આવ્યું નહિ. હતાશ નિરૂપમાનો રોગ વધતો જતો હતો. હવે તેના શરીરમાં માત્ર હાડકાં અને ચામડી સિવાય કશું રહ્યું ન હતું. સરલાને લાગ્યું કે સ્થળ બદલવાથી અને હવા ફેરથી નિરૂપમાની તબીયત સુધરશે, તેથી તેણે તે વાત પ્રમોદરાયને કરી. પ્રમોદરાયને પણ પોતાની પુત્રી પોતાની આંખ આગળ ન રીબાય તે માટે દુર જાય તો ઠીક એમ લાગ્યું. રમણને ત્યાં તેથી જવાનો ઠરાવ થયો. સરલા પણ સાથેજ ગઇ.

* * * *

આ સમયે મહાત્મા ગાંધીજીની અસહકારની-સ્વદેશીની ચળવળ ચાલુ થઇ ચુકી હતી. સ્વદેશીના આંદોલનો દેશમાં ચાલી રહ્યા હતા, પણ તેમાં કેટલાક મતભેદો હતા. એક દેશભક્ત સંન્યાસી આ વખતે લોકોની દૃષ્ટિએ વધારેને વધારે આગળ પડયા. તેમનામાં વિજ્ઞાનનું જ્ઞાન બહુ સારૂ હતું. તેમણે સ્વદેશીની ચળવળને વ્યવહાર સ્વરૂપમાં મૂકવાનો ઠરાવ કરી કામ શરૂ કર્યું. અને પોતાના વિશાળ જ્ઞાન અને કાર્ય કુશળતાથી બહુ સરળતાથી કામ આગળ ચલાવવા માંડયું. "રેંટીઆ" ની યોજના ધીમે ધીમે

પુષ્કળ વધારી પાશ્ચાત્ય દેશના માલની હરિફાઇમાં ટકવા માટે આખા દેશની માંગણીને પહોંચી વળવા અવિશ્રાંત પરિશ્રમ કરી પરદેશી માલની હરિફાઇમાં આ માલ વધારે સારી રીતે કેવી રીતે ટકી શકે તેને માટે પુષ્કળ મહેનત લીધી. કળાચન્દ્રને આ મહાત્મા સાથે પરિચય થયો. તે પણ તેમની સાથે જોડાયો. દેશની ખેતી સંબંધી એની સુચનાઓ વધારે ઉપયોગી થઇ પડી. લોકોને સુશિક્ષિત કરવા મંડળો સ્થાપવામાં આવ્યા. અને તેમાં હાલની શાળાઓમાં મળતી કેળવણી ઉપરાંત ખેતી હુન્નર ઉદ્યોગ સંબંધી જ્ઞાન આપવામાં આવતું; આથી તે સર્વોપયોગી નીવડી. ગરીબથી તે શ્રીમંત સુધી સર્વમાં સ્વદેશીની ભાવના જાગ્રત થવા માંડી હતી.

આ મહાત્માનું પૂર્વજીવન કોઇ જાણતું ન હતું. કળાચન્દ્રે બહુ પ્રયાસ કર્યો. પણ જાણી શકયો નહિ.

[૩]

એક વૃદ્ધ મનુષ્ય એક સાધારણ મકાનમાં માંદગીની પથારીમાં સુતો છે. તેને નિરૂપમા દાડમના દાણા કાઢીને આગ્રહપુર્વક ખવડાવી રહી છે. ત્યાં બેઠેલી વૃદ્ધા સ્ત્રીએ કહ્યું, "દેવી? તમારી કૃપાથીજ મારૂં અને મારા પતિનું રક્ષણ થયું છે......ના સ્ટેશન ઉપર જાત્રાળુઓની ભીડાભીડમાં કોઇ બદમાસ મારા હાથમાંથી રૂપીઆની થેલી–મારૂં ગરીબનું સર્વસ્વ–ખુંચવીને જતો રહ્યો. મારી પાસે કંઇ રહ્યું ન હતું. મોટા વૃદ્ધ પતિ સાથે મને એકલીને વધારે મુંઝવણ થવા લાગી. અમારા પાસે કંઇ રહ્યું નથી જેથી

જાણીને અમારી સાથેના માણસો ચાલ્યા ગયા." આ વાત ચાલતી હતી તેવામાં સરલા આવી પહોંચી. વૃદ્ધાએ પોતાનું કહેવાનું આગળ ચલાવ્યું, "અમે જેને અમારા માનતા હતા તે તો આ જાણીને જવાની વધારેને વધારે ઉતાવળમાં પડયા; અને અમે નિરાધાર થઇ પડયાં હતાં. આ વખતે મારૂં શું થશે ? મારા વૃદ્ધ પતિની શી દશા થશે એ પ્રશ્ને મને બહુ ગુંચવી હતી. ભલું થજો આ દેવીનું કે એમ મારૂં અને મારા પતિનું સંરક્ષણ કર્યું. અમે દેવીનો ઉપકાર શી રીતે વાળીશું ? તમે માનવી નહિ પણ દેવી છો; અમારા ગરીબનું શું ગજું હોય! ઘેર હોય તોયે જેવી સેવા–ચાકરી ન થઇ શકે તેવી રીતે તમે કરી છે. દિવસમાં બે વાર ડૉક્ટર આવે. તેની દવા અને ફીના રૂપીઆ અમે કેવી રીતે આપી શકતે? તમે તો હદ કરી છે. મને કોઇપણ જાતની સેવાચાકરી ન કરવા દેતાં તમે જાતેજ ઉઠાવી લીધી છે."

વૃદ્ધે બન્ને દેવીથી પરિચિત થવાની જીજ્ઞાસા દેખાડતાં સરલાએ કહ્યું, "તમે જેને દેવી કહો છો તેનું નામ નિરૂપમા છે. તેના ભાઇ અહીં ડેપ્યુટી કલેકટર છે અને તેમનું નામ રમણલાલ છે નિરૂપમા-દેવી મનોવ્યથાથી શરીર લથડવાથી અહીં હવા ફેર માટે આવ્યા છે. રમણલાલ આજે હમણાં સહકુટુંબ આવવાની વકી છે. નિરૂપમાના પિતાનું નામ રાવબહાદુર પ્રમોદરાય છે. નિરૂપમાનું લગ્ન એક કુળવાન યુવક સાથે થએલું છે. તે ભોળા હૃદયના યુવકને રાવબહાદુરે છળપ્રપંચથી લગ્ન કરી આપ્યા. તેના પિતા ચુસ્ત બ્રાહ્મણ હતા, તેથી જ્યારે પોતાના પુત્રના લગ્નની વાત જાણી, ત્યારે તેનો કુળ કલંક ગણી પરિત્યાગ કર્યો.

" શું તેનું નામ સનત્કુમાર છે ? "

સરલા અને નિરૂપમા આથી આશ્ચર્ય પામ્યા. સરલાએ પૂછ્યું, "તમે શાથી જાણ્યું ? શું તમે તેમના કંઇ સગા થાઓ છો ?"

વૃધ્ધે રડી પડતાં કહ્યું, "સનત મારો એકનો એક પુત્ર છે. આ દેવી મારી કુળવધૂ–ગૃહલક્ષ્મી છે. અરેરે ! અમે આ લક્ષ્મી જેવી ગરીબ વહુનો–કુળાભિમાનમાં ડુબી જઈ દયામયી દેવીનો–ઘોર અપરાધ કર્યો, તેનું અમને આ ફળ મળ્યું. અમારા એકના એક પુત્રને ગુમાવી બેઠા. અમે અમારે હાથે પગમાં કુહાડો મારી દેવીના સ્વર્ગીય સુખનો નાશ કર્યો. રે ! રે ! મારા સનતને જો તે વખતે અમારી સાથે સંબંધ હોતે, તો આ ન બનતે. અમે તેનો ત્યાગ કર્યો હતો, છતાં અમને તે દર મહીને ૧૦૦ રૂપીઆ મોકલતો હતો. અત્યારે હવે તે ક્યાં હશે ?

"સ્નેહનાં ઝરણુ આડી પાળ બાંધી,

"નથી સુખી થતાં માત પિતા.

" કે નથી સુખી કરતાં સંતાનોને. એ ન્હાનાલાલનું કથન હવે તેમને સત્ય ભાસ્યું.

આ પ્રમાણે અહીં પૂર્વકથા સાંભરી આવવાથી બધા રડવા લાગ્યા હતા ત્યાં રમણલાલ સહકુટુંબ આવી પહોંચ્યો. પરિચય થતાં બધાને શાંત કર્યા. તેમની સજ્જનતા અને નિરૂપમા અને સરલાનું વર્તન જોઈ વૃધ્ધોની ખાત્રી થઈ કે કુળ ભલે તેવું ઉંચું હોય અને જો આચાર વિચાર ખરાબ હોય તો તે ઉંચું

કુળ કંઇ કામ લાગતું નથી. અને જો કુળ ઉંચું ન હોય છતાં તેમાં સજજનતા અને સદ્વ્યવહાર હોય, તો તે સારામાં સારા કુળ કરતાં વધારે માનને પાત્ર છે. કુળવાન સગાં શોધવા કરતાં ગુણવાન શોધવા એ વધારે સારૂં છે. નિરૂપમાના સસરાજી માધવલાલ હવે સારા થતા જતા હતા, પરંતુ નિરૂપમાની તબીયત બગડતી જતી હતી માધવલાલને હજીયે દર મહિને સો રૂપીઆ મળતા હતા. તે ઉપરથી રમણલાલે ધાર્યું કે સનત્કુમાર તે મોકલે છે. અને તે સમજ્યો, કે સનત્કુમાર ગમે ત્યાં હોય, તો પણ ત્યાં તે સારી સ્થિતિમાં છે. માત્ર જો કોઇ દુઃખ હોય તો તે વિયોગનું છે.

સ્ત્રી જાતિનો સ્વભાવ એવો છે કે તે પોતાની પિડા છુપાવીને કામ કર્યા કરે છે. દવાની ચિંતા કરતી નથી. તેમાં જે સ્ત્રીઓ મૃત્યુનેજ શાંતિનો મુખ્ય ઉપાય સમજે છે, તે તો રોગને ખાસ કરીને છુપાવે છે, અને મૃત્યુ આવતાં સુધી તે સહે છે. નિરૂપમાને હવે જીવવાની લાલચ રહી ન હતી. સનત્કુમાર જીવે છે એ વાત જાણી તેના હૃદયમાં આશાની એક ક્ષીણ જ્યોતિ પ્રકાશી રહી! ખરેખર સ્વ૦ સાક્ષર મણિભાઇ દ્વિવેદી કહે છે કે "કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે!" તે સર્વાંશે સત્ય છે. મોટા-ભાઇની ચિંતામાં વધારો થશે એ ભયે નિરૂપમાએ રોગ વધ્યાની વાત કરી નહી. ભારતની હતભાગ્ય લલનાઓ! ગૃહજીવનના આનંદમાં ક્ષણિક શોક પ્રસરે તે અટકાવવા પોતાની વેદના છુપાવી આ સુવર્ણમય સંસારને અસારમય શા માટે કરી મો છો! હેનની આશા, માતપિતાના ભરોસા, સહાયદાતા સગાં, કર્તવ્ય-

પરાપણ પતિ તમારા વિયોગ-વિરહથી દગ્ધ હૃદયથી સંસારમાંની સમાજની સેવા સુધી વૈરાગી થાય છે ! કેટલાંયે અનાથ બાળકો નમાયાં થતાં અસહ્ય કષ્ટનો ભોગ થઈ પડી અકાળે વિકાળ કાળના જડબામાં જઇ પડે છે ! કેટલાયે વૃદ્ધ માતા પિતા પોતાની છેલ્લી ઘડીએ કારી જખ્મ લાગવાથી મૃત્યુને આમંત્રે છે ? ત્યારે કેટલીક એવી સ્ત્રીઓ પણ છે કે પતિ પાસેથી સન્માન મેળવવા ડૉક્ટર અને વૈદની દવાથી દુઃખ પહોંચાડે છે ! કેટલી તો માત્ર નામની પિડાનું કારણ બતાવી આળસમાં નકામો વખત ગુમાવે છે. આ સંસારમાં જે સ્ત્રીઓને દરેક જાતનું સુખ છે, જેના સ્વામી પ્રેમી અને સ્ત્રીભક્ત છે તેમને રાત દિવસ રોગની કલ્પના ભ્રાન્તિજ સતાવ્યા કરે છે.

નિરૂપમાના જીવનમાં હવે કંઇ રહ્યું હોય એમ તેને લાગતું નથી, તો શા માટે તે દવાની શોધમાં પડે ? તેના જીવનના ટકવાથી કોને લાભ થવાનો હતો ! પણ વિધિના અણ ઉકલ્યા ભાવો કોણ જાણી શકે ?

નિરૂપમાની તબીયત વધારે બગડેલી ભાસતાં તેનો અંતકાળ દવા વિના નજીક આવશે એમ સરલાને જણાતાં તેણે તરત રમણલાલને સર્વ હકીકત કહી, રમણલાલે ડૉક્ટરને તેડાવ્યો. ડૉક્ટરે આશા છોડી નિરૂપમાની આજુ બાજુ બેઠેલાનું હૈયું ઉભરાયું. અને કરૂણાજનક રૂદન શરૂ થયું. સરલા નિરૂપમાના મોઢા ઉપરથી માંખી ઉરાડવામાં ગુંચવાઈ. તેના વસ્ત્રો બરાબર કર્યાં. જ્યારે દુઃખથી નિરૂપમા હાય કરી મોઢું ઉઘાડતી, ત્યારે સરલા પાણી રેડતી. પ્રમોદરાયને તાર કરી બોલાવ્યા હતા. તેનું

કઠોર હૈયું પણ આ છેવટની ઘડી જોઇ પીગળ્યું. તેણે કહ્યું, "નિરૂપમા, બેટા, તારો વજ્ર હૃદયી પિતા જ તારા આ સર્વ નાશનો કારણભુત છે. હું નરાધમ પૈસા અને સત્તાના મદમાં છકી ગયો હતો. પાપી પૈસામાં જ સર્વ સુખ જોતો હતો. તારો પિતા તારો ખુની નીવડયો છે. સમાજ અને દેશના હિતને નહિ ગણનાર તારો પિશાચી પિતા તારો યમદૂત જેવો બન્યો છે! શું મારો પાપી દેહ આવે છે એ જાણી તારા પુણ્યાત્માએ અહીં મુસાફરી પુરી કરી? સનતકુમાર તમે દેવ છો! સ્વર્ગીય દેવ છો! હું ઘોર પિશાચ છું! નરકનો કીડો છું! હું તમારી-દેવના મનની વાત સમજી ન શકયો. વિશ્વાસઘાતથી તમારા માતપિતાથી તમને દુર કર્યા, અરેરે! મારાં આ સર્વ પાપનું પ્રાયશ્ચિત દુનીઆમાં રહ્યુંજ નથી"?

એટલામાં ગંગાજળ વગેરે લઇ દાસી આવી પહોંચી. તેણે સાથે એક સંન્યાસીએ આપેલી ભસ્મ પણ આપી. સંન્યાસીમાં કંઇ આસ્થા હોવાથી સરલાએ તે ભસ્મ છાતીએ ચોળી. તેથી જરા ચેતન આવ્યું અને બધાને કંઇક આશા બંધાઇ!

[૪]

આજે મહાન કર્મવીર સંન્યાસીની પધરામણી થઇ હતી. લોકો તેમને મળવાને હજારોની સંખ્યામાં ગયા હતા. પ્રમોદરાય પણ રમણલાલની સાથે દર્શનાર્થે ગયા હતા; પરંતુ દર્શન ન થયાં. નિરૂપમાનો રોગ અણજાણ્યા સંન્યાસી મહાત્માની ભસ્મથી અને સરલાની માવજતથી સારો થતો જતો હતો, અને ધીમે ધીમે તે

રૂપવતી અને સુંદર ફરીથી જણાવા લાગી હતી. તેને પણ દેશભક્ત સંન્યાસીના દર્શન કરવાનું મન થયું. રમણલાલે સ્વયંસેવકોની મદદથી સંન્યાસી મહારાજની પાસે આસન મેળવ્યું. સંન્યાસી મહારાજે સરળ ભાષામાં દેશની સેવા કરી ઉદ્ધાર શી રીતે કરી શકાય તેનો સહેલો ઉપાય બતાવતાં કહ્યું:—

“ જો આજે હિંદનો એકેએક માણસ સ્વદેશી વ્રતની પ્રતિજ્ઞા લે અને પાળે તો તરતજ દેશનાં સર્વ દુ:ખો દુર થઈ શકે. દેશસેવા માટે ભોગ આપવાની જરૂર છે. લોહી રેડવાથી જ માત્ર સેવા થાય છે, એમ નથી; આ રીતે પણ સેવા કરી શકાય છે. પરંતુ હાલમાં કેટલાકને હિંદમાં બનતો માલ સારો લાગતો નહિ હોય, પણ તેથી શું થયું ? જો માતા સારી રીતે રાંધી શકતી ન હોય, તો શું બાળક બીજે ઠેકાણે જમશે ? શું તે બાળકને છાજે છે ! માતા ભાવપૂર્વક જે આપે તે ગ્રહણ કરી તેમાં સંતોષ માનવો એ પુત્રની પવિત્ર ફરજ છે. હિંદમાં બનતી વસ્તુઓ ભલે તે પરદેશી માલ કરતાં મોંઘી અને ઉતરતી હોય, તો તે વડે ન ચલાવી લેવાય ? શું એટલો ભોગ ન આપી શકાય ? દુ:ખો દૂર કરવા દરેક જાતના ભોગ આપવા આપણે તૈયાર થવું જોઈએ. ગરીબી અને વિકટ અન્ન સમસ્યાના

સમયમાં પણ જો તૈયાર થઈએ—એટલો ભોગ આપીએ, તો સહેલાઇથી આપણે દુઃખો દુર કરી શકીએ શું આપણે નીચ કુતરાની પેઠે બીજાને બારણે રોટલાના ટુકડા માટે રવડવું યોગ્ય છે? આપણે એકજ દેશના વતની છીએ. આવો આજે આપણે તૈયાર થઇ સ્વદેશીવ્રત લઈએ અને દેશના કારીગરોને ઉત્તેજન આપી આપણે પ્રાચીન કાળનું ગૌરવ આણીએ! હવે આપણે બોલ્લાને બેસી રહેવાનું નથી પણ કાર્ય કરી બતાવવાનું છે! 'યા હોમ કરીને પડો ફતેહ છે આગે' એ તમારા કવિના વચનમાં વિશ્વાસ રાખી ઉઠો અને કર્ત્તવ્યમાં લાગો."

જૂઓ,

"દેશ સેવાનો દિનકર ઉગે છે,
માતૃ પૂજાનો યુગ મંડાયો છે,
ને યુગનો પ્રાણ ચેતક માંહમાં
ઠામ ઠામ ઝળહળે છે."

—ન્હાનાલાલ.

રમણલાલના અત્યંત આગ્રહથી દેશભક્ત મહાત્મા અને કળાચન્દ્ર તેમને ત્યાં ગયા. રમણલાલે તેમને આસન આપી બધાને બુમ પાડી બોલાવ્યા. સૌ ધીમે ધીમે આવી પહોંચ્યા. દાસીએ સંન્યાસી મહાત્માને ઓળખ્યા. જે મહાત્માની કૃપાથી દેવીને આરામ થયો તેજ આ મહાત્મા! એમ દાસીએ આશ્ચર્ય

સાથે કહ્યું. મસ્તક નમી ગયું. નિરૂપમાનું શિર ભાવપૂર્વક મહાત્માના ચરણોમાં ઢળ્યું. સરલા ઘુંઘટમાં મોઢું છુપાવી એક ખુણામાં ઉભી હતી. ડોસીની આંખનું તેજ ઘટી ગયું હતું. તે ઝાઝું જોઇ શકતી નહિ, છતાં બે ચાર વાર સંન્યાસીની સામું જોઇ કહ્યું, "આજ મારો સનત્ !" માધવલાલે પણ પુત્રને ઓળખ્યો. અને પોતે તેનો પરિત્યાગ કર્યો હતો, તે છતાં પુત્રની ભક્તિ અને પ્રેમ જોઇ અજબ થયા. રાવબહાદુર પ્રમોદરાયે કહ્યું, "ક્ષમા કરો, મને ક્ષમા કરો ! હું પૉલિસની નોકરીમાં મારા હૃદયને વેચી બેઠો હતો. શું મને ક્ષમા કરી ઘોર પાપમાંથી મુક્ત નહિં કરો ?" નિરૂપમા રડી પડી. તે સનત્‌ના ચરણોને પોતાના અશ્રુવડે ન્હવરાવવા લાગી. તેના મુખમાંથી શબ્દ પણ નીકળી ન શક્યો. રમણુલાલની પત્ની સરોજની દુર ઉભી ઉભી વિચાર કરતી હતી કે એમને શું કહીને બોલાવું ? પોતાના સંતાનોને તેમનાથી પરિચિત કરી તેની પાસે બેસવા કહ્યું. સંન્યાસીજ સનત્ છે જાણી કળાચન્દ્ર વધુ ને વધુ આશ્ચર્ય પામ્યો. રમણુલાલે કહ્યું, "સનત્ ? વૃદ્ધ માતપિતા શ્વસુર અને મૃતપ્રાયઃ નિરૂપમાદેવીને હજી કયાં સુધી રડાવવા છે ?"

સનત્કુમાર જાણે ઉંઘમાંથી જાગતા હોય તેમ તેણે સજળ નયને માતપિતા અને શ્વસુરના ચરણોમાં શિર નમાવ્યું. રમણુલાલે હર્ષાનંદમાં વન્દે માતરમના પોકાર કર્યા. અને સંન્યાસી મહાત્માની પુઠળ પુઠળ આવેલા દેશજનોએ તેને વધાવી પ્રતિઘોષણા કરી. તેનાથી વાતાવરણ પવિત્ર થવા લાગ્યું.



## [ ૨ ]
## મારી.

" રે સંસારી ! નિમિષભર તું ફેંકજે દૃષ્ટિ આંહીં
"આ દૃષ્ટિનું અનુકરણ કેં, રાખ સંસાર માંહીં; "

કલાપી.

(૧)

આજનું રાસમણિનું શયનગૃહમાં આવ્યા પછીનું વર્તન વિચિત્ર હતું. હંમેશના મેણાં ટોણાં તથા ઘરના કલેશને નહિ ગણકારતાં તે શાંત ભાવથી પલંગ ઉપર બેસી પતિના પગ દાબવા માંડતી, પરંતુ આજે મોટી વહુના શબ્દોએ તેના હૃદયમાં જબરૂ રમખાણ મચાવ્યું હતું, તેના સ્વભાવની શાંતિનો વિનાશ થયો હતો. પોતાના હાથ ગુસ્સામાં હલાવતી પતિના તરફથી મોઢું ફેરવી એક તરફ પડી તે આંસુ ઢાળવા લાગી.

રાધામુકુંદે તે તરફ ધ્યાન નહિ આપતાં ઉંઘવાનો ઢોંગ કર્યો, પરંતુ રાસમણિની સ્થિતિ સમજી તેણે મૃદુ ગંભીર સ્વરે કહ્યું, " કાલે એક જરૂરના કામે મારે પ્રભાતમાં જવું છે, તેથી ઉંઘી જવું એજ ઠીક છે. "

આ વાત સાંભળી રાસમણિ પોતાના હૃદયના વેગને રોકી

શકી નહિ. તે રડી પડી. રાધામુકુંદે પુછ્યું, " શું છે ? "

રાસમણિએ કહ્યું, " તમે આજે સાંભળ્યું કેની ? "

રાધામુકુંદ—" પણ ભાભીએ ખોટું શું કહ્યું છે ! શું હું મોટાભાઇના અન્નથી પોષાયો નથી ? તારા માટે આ કપડાંલત્તા તથા આભૂષણો શું મેં મારી કમાઇમાંથી કે પિતાની કમાઇમાંથી કર્યાં છે ? આપણે તેમના ઉપકારના ભાર નીચે એટલા બધા દબાએલા છીએ કે તેમનાં શબ્દો સાંભળી લેવા—તેમને માથે ચઢાવવા—એતો આપણી અનેક ફરજમાંની એક છે. "

" એવા ખાવાપીવા તથા પહેરવા ઓઢવાની શું જરૂર છે ? "

" જીવવું તો છે ને ? "

" આના કરતાં તો મરી જવું લાખ દરજ્જે બહેતર છે. "

" મનના ઉભરા શમાવી ઉંઘવાનો પ્રયાસ કરો. શાંતિ મળશે."

\+ + + +

રાધામુકુંદ તથા શશિબાબુ સગા ભાઇ નથી. તેમજ નજીકના સગાં પણ નથી. પરંતુ તેમના વચ્ચેનો સ્નેહ તો બે ભાઇ કરતાં વધારે છે. શશિબાબુની પત્ની મોટી વહુથી આ સહન થઇ શકતું નથી. શશિબાબુ વ્રજસુંદરી તરફ પક્ષપાત ન કરતાં રાસમણિને આણેલી ચીજ આપતા. જો કોઇ ચીજની જોડી મળી ન શકે, તો તે ચીજ રાસમણિનેજ આપતા. વળી રાધામુકુંદ જે કહે, તે તેમના મનને સવાવીસ હતું. શશિબાબુ સરળ અને સાદા સ્વભાવના છે. કામકાજમાં તેમનો સ્વભાવ ઠંડો છે. તેથી ઘરનું સઘળું કામકાજ તથા જમીનદારીનું કામકાજ રાધામુકુંદને કરવું પડતું. વ્રજસુંદરીને એવો સંદેહ હતો કે શશિબાબુને કમાને

રાસમણિને ઘરેણાં વગેરે કરે છે. આ વાતને માટે પ્રમાણ નહિ મળતાં તે વધારે ને વધારે દ્વેષની નજરે રાધામુકુંદ તથા રાસમણિ તરફ જોવા લાગી, અને પોતાના મનનો સંદેહ વધારે ને વધારે મજબુત કરતી ગઇ. બહુ યત્નથી પોષાએલો તેનો આ માનસિક અગ્નિ જ્વાળામુખી પહાડની પેઠે ધરતીકંપની સાથે ગરમાગરમ શબ્દોમાં કેટલીકવાર જણાતો.

(૨)

તે રાત્રે રાધામુકુંદને ઉંઘ આવી કે નહિ તે અમે ખાત્રીપુર્વક કહી શકતા નથી, પરંતુ બીજે દિવસે સવારે તે સુસ્ત ચહેરા સાથે શશિબાબુ પાસે જઇને ઉભો રહ્યો, તેની તે દશા જોઇ શશિબાબુએ કહ્યું, “ભાઇ આજે મોઢું આમ કેમ જણાય છે? તબીયતતો સારી છે ને?”

રાધામુકુંદ–મોટાભાઇ હવે અમે અહીં રહી શકીશું નહિ.” પછી તેણે ગઇ કાલની મોટીવહુની સર્વ વાત ટુંકાણમાં કહી સંભળાવી.

શશિબાબુએ હસીને કહ્યું, “બસ. આ કાંઇ નવી વાત નથી. એતો પારકા ઘરથી આવેલી છે. પ્રસંગ આવે બે શબ્દ કહે પણ ખરી; તેથી શું ઘરના માણસોથી ઘર છોડીને ચાલ્યા જવાય કે? મારે યે કેટલીકવાર એના શબ્દો સાંભળવા પડે છે; હું કાંઇ ઘર છોડી જવા તૈયાર નથી થતો?”

રાધામુકુંદે કહ્યું, “હું સ્ત્રીઓના શબ્દોને ગણકારતો ન.થી પરંતુ આથી ભવિષ્યમાં આપના કુટુંબમાં અશાંતિ ન થાય તે

માટે જ આ જણાવવું મને યોગ્ય જણાયું હતું. ”

શશિભાણુએ કહ્યું, “ પણ તમારા જવાથી શાંતિ ક્યાંથી મળશે ?”

આથી વધારે વાત થઇ નહિ. રાધામુકુંદ પોતાના હૃદયનો ભાર હલકો કર્યો વિના આવ્યો હતો તેમ પાછો ચાલ્યો ગયો.

આ બાજુ મોટી વહુ વ્રજસુંદરીનો દ્વેષ દિનપર દિન વધતોજ જાય છે. પ્રસંગ મળતાં તે રાધામુકુંદને કે રાસમણિને ઉધડે હાથે લેવા ચુકતી નથી. તેના આ શબ્દબાણથી રાસમણિનો અંતરાત્મા વીંધાઇ જતો હતો. આ બધું રાધામુકુંદ ચુપચુપ એકપણ શબ્દ બહાર કાઢયા વિના સહી લેતો હતો. સ્ત્રીનું મન ખીન્ન દેખતાં તે આંખો મીચી નસ્કોરાં બોલાવવા માંડતો. આથી સ્પષ્ટ જ જણાતું, કે તેના હૃદયમાં વ્રજસુંદરીના શબ્દો શલ્યની પેઠે ખુંચી રહ્યા હતા. તેને તે અસહ્ય લાગતું; પરંતુ શશિભાણુ સાથેનો સંબંધ કાંઇ જેવો તેવો ન હતો. બન્ને લંગોટીયા મિત્ર હતા, સાથે બહાનું બતાવી છોકરા સાથે રમવા નાસી જતા. સાથે એક પથારીમાં સુઇ વાર્તા સાંભળતા, તથા ચોરી છુપીથી ગામથી દૂર કીર્તન સાંભળવા જતા, અને જો તેમાં ઝીલાઈ જતા, તો બન્ને દંડ પણ ભ્હેંચી લેતા હતા, તે વખતે ક્યાં રાસમણિ કે વ્રજસુંદરી હતી ! જુની પુરાણી તેમની દૃઢ મિત્રતાને તોડવા શું આ કલેશ પૂરતો હતો ? રાધામુકુંદનો સ્નેહ શશિભાણુ ઉપર પૈસાને લીધે છે એમ શશિભાણુની પત્ની વ્રજસુંદરીને લાગતું, પરંતુ થોડા દિવસમાં એક નવી ઘટના બની.

(૩)

આ વાર્તા જે સમયની છે તે વખતે ઠરાવેલા દિવસે સૂર્યાસ્ત પહેલાં જો સરકારી કર ભરવામાં નહિ આવે તો જમીન તથા સંપત્તિનું લિલામ કરી નાખવામાં આવતું હતું.

એક દિવસે ખબર આવી, કે કરના રૂપીઆ રસ્તામાં લુંટાઈ જવાથી શશિબાબુની જમીનનું લિલામ કરી નાખવામાં આવ્યું છે. રાધામુકુંદે પોતાના હંમેશના સ્વભાવ મુજબ કહ્યું, " આ મારી ભુલ છે. "

શશિબાબુએ કહ્યું, " તારી શું ભુલ ! તેં તો રૂપીઆ મોકલ્યા, પણ રસ્તામાં લુંટાઇ ગયા તેમાં તું શું કરે !"

ભુલ કોની હતી તેનો નિર્ણય થઇ શકે તેમ ન હતું. શશિ-બાબુએ બધો ખર્ચ ઉઠાવવા પોતાની પત્નીના દાગીના ગીરવી મુકવા કહ્યું, રાધામુકુંદે તરત મોટાભાઇના ચરણમાં રૂપીઆની થેલી મુકી શશિબાબુને તેમ કરતાં અટકાવ્યા. વાંચકને કહેવાની જરૂર નથી રહેતી કે રાધામુકુંદે રાસમણિના દાગીના ગીરવી મુકીને આ વ્યવસ્થા પહેલાંથીજ કરી હતી.

તેમના ગૃહજીવનમાં એક અજબ પરિવર્તન જણાયું. સુખના વખતે વ્રજસુંદરી જેને કાઢી મુકવા તૈયાર થઇ હતી તેનેજ પોતાની વિપત્તિના સમયે દિલાસો દેનાર માનવા લાગી. હવે તેનો મત્સર ભાંગી ગયો છે. હવે તેને રાધામુકુંદ કે રાસમણિ ઉપર જરા પણ દ્વેષ રહયો નથી.

રાધામુકુંદે પહેલાંથીજ જુદો વેપાર કરવાની ગોઠવણ કરવા માંડી હતી. પાસેના શહેરમાં તેણે મુખત્યાર તરીકે કામ શરૂ કર્યું. તેની તીક્ષ્ણ બુદ્ધિથી તેને સફળતા જલદી મળી. અને તે જીલ્લાના લગભગ બધા જમીનદારોનું કામ તેને ત્યાંજ થતું.

'આ વખતે રાસમણિની અવસ્થા પહેલાંથી બીલકુલ જુદીજ તરેહની હતી. હવે તેના પતિના આધારેજ વ્રજસુંદરી તથા શશિ-બાળુ હતા. આ વિષે તેણે જાહેરમાં કદી ગર્વ કર્યો હતો કે કેમ તે તો અમને ચોક્કસ ખબર નથી; પરંતુ એક દિવસે તેણે વ્રજસુંદરીની મરજી નહી છતાં એક કામ કર્યું. પણ તે પહેલી અને છેલ્લીજ વાર. બીજે દિવસે તો તે પહેલાં કરતાં નમ્ર બની ગઇ. તેનું કારણ સહેલાઇથી સમજી શકાશે. રાધામુકુંદે શું શું કહ્યું તે અહીં લખવું યોગ્ય નથી; પરંતુ તે વખતથી રાસમણિ મોટીવહુની એક દાસી જેવી રહી; તેની સામુ એક શબ્દ પણ કહાડી શકી નહિ. અમને જણાય છે કે તે રાત્રે રાધા-મુકુંદે તેને પીએર મોકલી દેવાની તૈયારી સુદ્ધાં કરી હતી. અને તે નહિ જતાં સાત દીવસ સુધી તેનું મોઢું પણ જોયું નહિ. છેવટે વ્રજસુંદરીએ રાધામુકુંદને સમજાવી માફી આપવા કહ્યું, "નાની વહુ તો થોડો વખત થયાં અહીં આવી છે, અને હું તો કેટલાં વર્ષોથી છું. તે આપણાં ઘરનો રિવાજ તથા મર્યાદા શું જાણે? આખરે નાદાન તે નાદાન, એને માફી આપો."

(૪)

રાધામુકુંદ ઘરખર્ચના સર્વ રૂપીઆ વ્રજસુંદરીના હાથમાં મૂકતો. રાસમણિને જરૂર પ્રમાણે રૂપીઆ વ્રજસુંદરી આપતી. હવે

વ્રજસુંદરીનું ઘરમાં પહેલા કરતાં વધારે માન છે. શશિબાબુ હજીપણ તેવા ને તેવા આનંદી જણાય છે, પરંતુ તેમના મનની પિડા કોઇ કળી શકતું નહિ. તેમનું શરીર દુબળું પડતું હતું. રાધામુકુંદ તરતજ ચેત્યો તેને રાત્રે ઘડીભર શાંતિથી ઉંઘ આવતી નહિ. રાત્રે ઓચિંતા આંખ ખુલતાં રાસમણિ જોતી, કે રાધામુકુંદ અશાંત ચિત્તે પાંસુ ફેરવ્યા કરતો હતો.

રાધામુકુંદ હંમેશાં શશિબાબુને આશ્વાસન આપતો, કે "મોટાભાઈ, કશી ચિંતા કરશો નહિ. ઇશ્વર કૃપાથી થોડા વખતમાંજ હું જાગીર પાછી મેળવીશ. બહુ રાહ જોવી નહિ પડે."

અને થયું પણ તેમજ. જેણે તે જાગીર લીલામમાંથી વેચાતી લીધી હતી, તે વ્યવસાયી પુરૂષ હોવાથી, તેમજ કામધંધામાં રોકાએલા હોવાથી, અને જાગીરના કામથી અજાણ્યો હોવાથી, કશો લાભ થયો ન હતો. ઉલટું તેને કરનાં નાણાં ઘરનાં જોડવાં પડતાં. ગણોતીઆઓ પણ તેને હેરાન કરી મુકતા હતા. આ પાપમાંથી છુટવા તેણે ધાર્યું. અને રાધામુકુંદે નજીવી કિંમતે ફરીથી જાગીર લીધી.

આ જાગીર પાછી આવતાં દશ વર્ષ વીતી ગયા હતા. શશિબાબુ મનની ચિંતાથી કહો, કે કોઇ અન્ય કારણથી કહો, એકદમ વૃદ્ધ જણાવા લાગ્યા. ગએલી જાગીર પાછી મળવાથી કોણ જાણે તેમને શાથી આનંદ ન થયો.

ગામમાં આનંદ મનાયો. બધાને ઠીક આનંદ મળ્યો. બ્રાહ્મણોને ભોજન તથા દક્ષિણા મળી. ભિખારીઓને વસ્ત્ર તથા અન્ન પૈસા

વગેરે મળ્યા; પરંતુ આ આનંદનો નાશ કરવા માટે અચાનક શશિબાબુની માંદગી અણધારી આવી પડી. વૈદે માથુ હલાવી કહ્યું, "રોગ અસાધ્ય છે."

રાત્રે બે ત્રણ વાગે બધાને રોગીની પાસેથી ખસેડી રાધામુકુંદે કહ્યું, "મોટાભાઇ તમારી આ મીલકત કોને કોને કેવી રીતે આપવી છે? તેની કંઇ વ્યવસ્થા કરવાની હોય તે કહો."

"ભાઇ, મારૂં શું છે કે હું કોઇને આપું?"

રાધામુકુંદ—"બધુંજ તમારૂં છે ને?"

શશિબાબુ—"એક વખતે હતું, હવે નથી"

રાધામુકુંદ કેટલીવાર સુધી શાંત બેસી રહ્યો તે શશિબાબુની પથારીની ચાદર ક્ષુબ્ધ હૃદયે ઠીક કરવા લાગ્યો. શશિબાબુનો શ્વાસ કષ્ટથી ચાલતો હતો. તેણે પગ પકડી કહ્યું, "મોટાભાઈ મેં ઘોર પાપ કર્યું છે; તે હું આજે તમારી સમક્ષ કહું છું."

શશિબાબુએ કંઇ જવાબ ન દીધો. તેણે આગળ ચલાવ્યું, "મોટાભાઈ, હું તમને કહી શકતો નથી. મારૂં હૃદય અંતર્યામી ભગવાન જાણે છે અને બીજા તમે જાણો છો. બાળપણથી આપણામાં કાંઇ ભેદ નહતો. ભેદ હોય તો તમે ધનવાન હતા, અને હું ગરીબ. આથીજ સમભાવનાનો લોપ થતો જોઇ મેં તે રૂપીઆ લુંટાવી દેવડાવી જાગીર લિલામ કરાવી હતી."

શશિબાબુના મુખ ઉપર જરા પણ આશ્ચર્ય જણાયું નહિ. તેણે હંમેશના રિવાજ મુજબ કહ્યું, "ભાઇ ઠીકજ કર્યું હતું;

પરંતુ તેં જે માટે એ કર્યું તે સિદ્ધ થયું? તારી પાસે શું રહ્યું? હે રામ!" આટલું કહેતાં તેની આંખમાંથી આંસુનાં બે બિંદુ સરી પડયાં.

રાધામુકુંદે તેના ચરણોમાં શિર નમાવી રડતાં રડતાં કહ્યું, "મને માફી આપો! મોટાભાઇ માફી આપો."

શશિબાબુએ કહ્યું, "ભાઇ, આ વાત હું પહેલાંથીજ જાણતો હતો. જેણે આ કાર્ય કર્યું હતું. તેણે મને સર્વ હકીકત કહી હતી, મેં તો તેને તે વખતે માફી આપી હતી."

રાધામુકુંદ બન્ને હાથ વડે પોતાના લજ્જીત મુખને છુપાવી રડવા લાગ્યો. તેણે ઘણીવાર રડીને કહ્યું, "મોટાભાઇ, જો તમે મને માફી આપી હોય, તો તમારી સંપત્તિને લ્યો. અને યોગ્ય વ્યવસ્થા કરો."

શશિબાબુએ કંઇ પણ જવાબ દીધો નહિ. રાધામુકુંદ તરફ ટગર ટગર જોતાં તેમણે પોતાનો હાથ લંબાવ્યો.



[ ૩ ]

# તેણે શું કહ્યું?

નંદિગ્રામના શિવાલયમાં એક યુવાન સંન્યાસી આવીને રહ્યો હતો. ગામના લોકો તેના વિષે ચિત્રવિચિત્ર વાતો કરતાં. કોઇ કહેતું, કે તે સારા કુળનો જણાય છે. વળી કોઇ કહેતું, કે તે રાજદ્રોહી હશે; તેથી પકડાઇ જવાના ભયે અહીં છુપા વેશમાં આવીને રહ્યો છે. કોઇ કહેતું, કે તે સોનેરી ટોળીનો માણસ છે અને લોકને ઠગવા આવ્યો છે. કોઇ એમ કહેતું, કે ઘરમાં ટંટો થવાથી કંટાળીને સંન્યાસ લીધો છે. કોઇને તેણે દેશનું કલ્યાણ કરવા સંન્યાસ લીધો છે એમ પણ લાગતું. તેનું લલાટ ભવ્ય અને અંગ ગૌર વર્ણું હતું. ગામના લોકની સાથે તે ભાગ્યેજ વાતચીત કરતો નહિ. અને સ્ત્રી વર્ગથી તો ખાસ કરીને દુર રહેવાનો પ્રયાસ કરતો. બીજા સાધુઓની પેઠે તેમની પાસે સેવા કરાવતો નહિ. અથવા વાતના તડાકા મારતો નહિ. તેને પરનિંદા પસંદ ન હતી. બીજા સાધુઓથી તેનું આવું ઉલટું વર્તન જોઇ ગામની સ્ત્રીઓ તેના પર ગુસ્સે ભરાઇ. અને ગામમાં તેનું જેટલું ઘસાતું બોલાય-ભુરૂં બોલાય તેટલું-બોલવાનો મકકમ ઠરાવ કર્યો, અને થોડા વખતમાંજ એ તો બહુ અભિમાની અને અતડો છે, સંન્યાસી નથી પણ ઢોંગી છે વગેરે સમાચાર આખા ગામમાંફરી વળ્યા.

એક બ્રાહ્મણ તેની પાસે આવી સાંજે ગામગપાટા મારતો. ગામના લોકો તેને માટે શું કહેતા તે કહી જતો. સાંજનો ફુરસદનો વખત તે આવી રીતે હંમેશાં ગાળવાને આવતો ત્યારે સંન્યાસી પુસ્તક વાંચતો, અથવા શિવાલયની આસપાસ આવેલી નાની સરખી વાડીમાં ઝાડના મુળ પાસે ખોદતો, કે પાણી પાતો, અથવા પુષ્પ ચુંટતો જણાતો. બ્રાહ્મણની વાત સાંભળી તેના મોઢા પર એક ખિન્ન હાસ્ય પ્રસરી રહેતું. તે પોતાનો પૂર્વ વૃત્તાંત કોઇને કહેતો નહિ. આથી તેની ભુતકાળની સ્થિતિ કોઈ જાણી શક્યું નહિ. કોઇની પાસે કશું માંગતો પણ નહિ, અને ખુશીથી કોઇ કંઇ આપી જાય તો ના પણ કહેતો નહિ. તે પૈ પૈસા લેતો નહિ. દરરોજ સવારે સૂર્યોદય પહેલાં તે નદીએ જઇ સ્નાન કરી આવતો. વાડીમાંથી ફળ ફુલ ચુંટી લાવી એકાગ્ર ચિત્તે શિવ પૂજન કરતો. ત્યારબાદ સુમધુર કંઠે સ્તુતિ ગાતો. તેનો સુર મીઠો હતો. અને તેનો ભાવ જણાતો હતો. બાકી રહેલો વખત તે શાસ્ત્રના અભ્યાસમાં વીતાડતો.

એક દિવસ તે એકાગ્ર ચિત્તે પ્રાર્થના કરી રહ્યો હતો, તેને પોતાના દેહનું કે આજુબાજુનું કશું ભાન રહ્યું ન હતું. પ્રાર્થના પુરી કરી તેણે ભાવપૂર્વક નમન કર્યું, અને પુસ્તક વાંચવા માટે પાછો ફર્યો. તેની નજર પાસે ઉભેલા એક સુકોમળ યુવક પર પડી. જયારે તે પ્રાર્થના કરવામાં ગુંથાયો હતો, ત્યારે આ યુવક તેનો મધુર કંઠરવ સાંભળી આનંદિત થતો હતો, તો ઘડીકમાં શિવ તરફ જોતો હતો. સંન્યાસીએ ધાર્યું હતું કે રોજ આવે છે તે બ્રાહ્મણ આવ્યો હશે, પરંતુ આ યુવકને જોઇ કાંઇક આ-

શ્ચર્ય પામ્યો. તેના હૃદયમાંથી કેટલાયે વિચારો પસાર થઇ ગયા. તે વિચારોને દબાવી અંતે તેણે કહ્યું,

"આવો."

યુવક તેની પાસે જઇ બેઠો. થોડીવાર બન્નેમાંથી કોઇ બોલ્યું નહિ—બોલી શક્યું નહિ. ધીમે ધીમે વાતનો પ્રસંગ નીકળ્યો. સંન્યાસીની ઇચ્છા ન હોવા છતાં તેનું મન તેની સાથે વાત કરવા લલચાતું. આ વખતે તેના મન પરનો કાબુ રહી શક્યો નહિ. તે યુવકે કહ્યું, "લોકો તમારે માટે તો એમ વાતો કરે છે કે તમે ઘણા અતડા છો અને કોઇની સાથે બોલતા પણ નથી, પરંતુ મને તો તમે ઘણાજ મળતાવડા લાગો છો. લોક પણ કેવા જુઠા છે? તેમને કામ ન હોય તે વખતે હડહડતું જુઠાણું અને પરનિંદા વિના કશું સુઝતુંજ નથી."

સંન્યાસી—"ગામના લોક પોતાના મનમાં જે આવે તે કહે, તેને મારે માટે જે બોલવું હોય તે બોલે, આપણે કાંઇ કોઇના હૃદયના માલીક છીએ? આપણા દેશમાં જ્યાં સુધી લોકોને ફુરસદનો વખત કેમ વીતાડવો તે આવડશે નહિ, ત્યાં સુધી સમાજની અને દેશની ઉન્નતિ અશક્ય છે."

થોડીવારે તે યુવક સંન્યાસીને પ્રણામ કરી ચાલ્યો ગયો. હવેથી તેણે રોજ આવવાનો નિત્યક્રમ કર્યો. તેમની વચ્ચે મિત્રતા બંધાતી ગઈ. યુવક સંન્યાસીના કામમાં મદદ કરવા લાગ્યો. હવે યુવક ફળફુલ ચુંટી લાવતો, ચંદન ઘસી આપતો. એક દિવસે તે યુવકના અતિશય આગ્રહથી તેણે કહ્યું, "મારૂં પૂર્વવૃત્તાંત

સાંભળવાથી તમને શું ફાયદો થશે? તેના કરતાં કાંઇ બીજા સારા કામમાં વીતાડીએ તો ઠીક; પરંતુ તે યુવકે બહુ આગ્રહ કરવાથી તેણે આત્મ કથા કહી.”

“મારા પિતા ધનવાન ગૃહસ્થ હતા; અને તેમનો વેપાર ધમધોકાર ચાલતો હતો. તેમાં પ્રમાણિકપણે કામ કરી વેપારીઓની, લોકની અને સર્વની પ્રીતિ મેળવી હતી. હું મારી માતા સાથે કાંઇ કારણસર મોસાળ ગયો હતો, તેવામાં એક દિવસ સમાચાર આવ્યા કે મારા પિતાને અચાનક રોગ લાગુ પડવાથી તેમનું મરણ નીપજ્યું હતું, આથી મારી માતાના હૃદયને સખત આઘાત લાગ્યો. સગાં વહાલાઓ ભેગાં મળી રડવા લાગ્યાં. મારી માતાને રડતી જોઇ મારાથી પણ રડયા વિના રહેવાયું નહિ. તે શા માટે રડતી હતી તે હું શમજી શકયો નહિ, પણ તે રડતી હતી તેથી હું પણ રડયો. મારા પિતાના ભાગીદારે અમને દિલાસો આપનારો કાગળ લખ્યો હતો. અને દર મહિને સો રૂપીઆ મોકલવાનું લખ્યું હતું. દિવસ પર દિવસ જવા લાગ્યા. તેવામાં મારા મામા પણ મૃત્યુ પામ્યા. અને સગામાં કોઇ રહ્યું નહિ. હું મારી માતાને કહેતો કે “મારા પિતા પાસે મને લઇ જા” પરંતુ આ સાંભળી તેની આંખમાંથી શ્રાવણ અને ભાદરવો વહેતો, આમ કહેવાથી મારી માતાને દુઃખ થાય છે એમ જાણી મેં તે કહેવાનું બંધ કર્યું. એમ કરતાં વરસ બે વરસ ગયાં. એક દિવસ જ્યારે અમે પૈસા આવવાની આશા રાખી હતી ત્યારે તે ન આવ્યા. આજે આવશે કાલે આવશે એમ આશામાં ને આશામાં દશ બાર દિવસ વીતી ગયા.

માતાએ ભાગીદાર પર પૈસા મોકલવા પત્ર લખાવ્યો, પરંતુ જવાબ આવ્યો નહિ. બીજો મહિનો થયો, પરંતુ રૂપીઆ તે વખતે પણ આવ્યા નહિ. આથી મારી માતાની ચિંતા વધવા લાગી. પાસે વધેલા દાગીના વેચીને અમે મુંબઈ ગયા. મુંબઇ જેવું મોટું શહેર અને તેમાં અજાણ્યાએ શોધ ખોળ કરવી એ કેમ બને ? અંતે ભાગ્યે કાંઈ યારી આપી હોય તેમ જણાયું. ઘોડા ગાડીમાં બેસીને જતાં એક શ્રીમંત માણસને જોઇ મારી માતા તેની પાસે ગઇ. અને તેને પુછ્યું, " બે મહીનાના રૂપીઆ કેમ ન મોકલ્યા ? હવે અમને આપવા મહેરબાની કરશો ? "

તે માણસે મારી માતાને હસી કાઢી ગાંડી જેવી ગણી. મારી માએ તેને પુછ્યું, " શું તમારૂં નામ શ્યામલાલ નહિ ? "

" ના " એટલોજ જવાબ આપી તેણે ઘોડાગાડી દોડાવી મુકી. આટલે દુર સુધી જવા પછી અને ખરા માણસને શોધી કાઢયા પછી તેના ફરી જવાથી મારી માતાને જે દારૂણ મનોવ્યથા થઇ તેનું વર્ણન શી રીતે થઇ શકે ? ખરેખર અંતે તે બિચારી ગાંડી થઇ અને મૃત્યુ પામી. "

આ વાત કહેતાં તેની આંખમાં આંસુ ભરાયાં, તે ગળગળો થઇ ગયો અને વધુ બોલી શકયો નહિ. તેની માતાના મરણ સમયનું ચિત્ર તેની દ્રષ્ટિ સમીપ ખડું થયું. તે યુવકે કહ્યું, " હું ધારતો નહતો કે તમારા પૂર્વવૃતાંતમાં આવું રહસ્ય સમાયું છે; અને તે યાદ આવવાથી તમને કષ્ટ થશે. હું તમારા દુઃખનું કારણ નીવડયો તે માટે ક્ષમા માગું છું. "

યુવક સંન્યાસીનો જવાબ સાંભળવા ઉભો ન રહ્યો. તે વીજળીના વેગે ત્યાંથી જતો રહ્યો.

બીજે દિવસે તે યુવકે આવી સંન્યાસીના હાથમાં એક પત્ર મુક્યો, તેમાં " મને ક્ષમા આપો, મેં તમને દગો દીધો છે." એટલાજ શબ્દો હતા. આનો શું અર્થ હશે તે તેનાથી કળી શકાયો નહિ. દગો શું ! ક્ષમા શું ? વળી લખનારનું નામ પણ ન હતું. એ વધારે ગુંચવતું હતું. તેના પગ આગળ માથું નમાવીને યુવક પડયો હતો. અને તેની આંખમાંથી અશ્રુબિંદુ સરીને તેના પગપર પડતાં હતાં. તેથી સમજાયું કે પત્ર તો તેણેજ લખ્યો હતો.

સંન્યાસી પલવાર તો મુગ્ધ બન્યો. તેણે યુવકને ઉઠાડતાં કહયું, " રડે છે શા માટે ? તારી કંઇ ભુલ થઇ હોય તો હું ક્યારે તારી સાથે રોષે ભરાયો છું ! જે હોય તે સ્પષ્ટ કહે."

"તમે મને ક્ષમા આપો. મેં તમને દગો દીધો છે. જયાં સુધી તમે મને ક્ષમા નહિ આપો; ત્યાં સુધી હું સમજીશ કે તમે રોષે ભરાયેલાજ છો."

સંન્યાસીએ તેને ક્ષમા આપી. યુવકે ઉઠતાં કહ્યું " મારા ઘોર અપરાધોના પ્રાયશ્ચિત તરીકે મારી રંક સેવાનો સ્વીકાર કરો. હું તમારા સર્વ દુઃખનું મુળ નીવડી છું. મારા તે દોષનું નિવારણ તમારી સેવા કરી કરવા દો. તમે મને યુવક ધારો છો, પરંતુ હું યુવક નહિ પણ યુવતી " વાકય પુરૂં થાય તે પહેલાંજ સંન્યાસીએ કહ્યું, " શું ? યુવતી ! "

"હા, હું યુવક નહિ પણ યુવતીજ છું, તમે મારી પુરેપુરી કહાણી સાંભળી લ્યો. એટલે સર્વ સમજાશે. તમારા પિતાના મુનીમ અને પાછળથી તેમની કૃપાથી ભાગીદાર થયેલા શ્યામલાલની હું પુત્રી છું. મારૂં નામ કાલિંદી છે. મારા પિતા મારાપર બહુજ પ્યાર રાખતા. તમારા પિતાની અતુલ સમૃદ્ધિ જોઇ તેમના હૃદયમાં ઇર્ષાગ્નિ સળગી ઉઠયો. યુક્તિ પ્રયુક્તિથી તમને દુર કરી તમારા પિતાને ઝેર દીધું. તમારો વિશ્વાસ મેળવવા આશ્વાસનપત્ર લખ્યો, અને મુંબઈ આવી દર મહીને રૂપીઆ મોકલ્યા કર્યા. બધી વ્યવસ્થા થઇ રહેવા પછી રૂપીઆ મોકલવા બંધ કર્યા. તમે લોકો ત્યાં આવ્યા, પરંતુ તમને ભુલથાપ આપી.

"લક્ષ્મી આવવાથી પોતે સુખી થશે એ આશાઓ બાંધેલી, તે આકાશકુસુમવત્ નીવડી. એ તો ખરૂં કે તેમને રાજ તરફનો ભય રહ્યો ન હતો. લોકમાં પણ કોઈ તેમની નિંદા કરતું ન હતું. તેમનું પાપ અંધકારમાં છુપાએલુંજ હતું. કરેલા ઘોર પાપને ધોઇ નાખવા જાત્રાપોખાત્રા કરવા માંડી. દાન ધર્મ અને સદાવ્રત ચાલુ કર્યા; પરંતુ તેમના મનની શાંતિ થઈ નહિ. પહેલાં ગરિબાઇમાં સંતોષથી સુકા રોટલાથી જે સુખનો અનુભવ જણાતો તે લક્ષ્મીની રેલછેલમાં ન જણાયો. નિદ્રાદેવીએ સદાને માટે તેમનો ત્યાગ કર્યો હતો. તેમનું અંતઃકરણ ડંખ્યા કરતું હતું. ઉંઘ ન હોવાથી અનેક જાતના સ્વપ્ન આવતાં. અને આ પાપ માર્ગે મેળવેલી લક્ષ્મીનું કેવી રીતે સંરક્ષણ કરવું તેની ચિંતા વધી. તેમનો અંતકાળ નજીક આવ્યો, કર્યા કર્મનું ફળ ભોગવવું પડશે, અને નર્કયાતના સહન કરવી પડશે, એમ સ્પષ્ટ જણાયું.

પાપી પૈસાથી સુખ મળતું નથી એ સારી રીતે સમજાયું. સન્નિપાતમાં બધું પોકળ બહાર પાડી દીધું. અને "મને ક્ષમા કરો, ભગવાન મને બચાવો, આ યમદુતો મને ધમકાવે છે. નર્કમાં ઘસડી જાય છે! ઓ સાધવી, મેં તને બહુ કષ્ટ આપ્યું છે. ઓ મને કોઇ બચાવો, પાણી..." કરતાં તેમનો જીવ ગયો. તમે તેની ઉદાર હૃદયે માફી આપો જેથી સદ્ગતી થાય.

મારીમાતાના મૃત્યુ પછી હું આ સંપત્તિની માલીક થઇ. મારૂં અંતઃકરણ પોકારી રહ્યું હતું. કે "તેના ખરા માલીકના હાથમાં આ સંપત્તિ પહોંચાડયા વિના મારી સદ્ગતિ નથી." મેં તેમાંથી એક પાઇ પણ વાપરી નથી. મેં સાદુ જીવન ગુજારવું શરૂ કીધું. અને મારા પિતાના પાપનું પાયશ્ચિત થાય, તેને સદ્ગતિ મળે તે માટે હું ઇશ્વર આરાધન કરવામાં સમય વીતાડવા લાગી. જ્યારથી તમે આ શિવાલયમાં આવ્યા, ત્યારથી એક ગેબી અવાજ મને સૂચવી રહયો હતો કે "તે આજ છે." તમારી પાસે આવી તમને સર્વાર્પણ કરવાને મેં ઠરાવ કર્યો પરંતુ લોકવાયકા વિચિત્ર સાંભળી મેં યુવકનો વેશ લીધો. ત્યાર પછીની બધી વિગત તમે જાણો છો. તમે આ અતુલ સંપત્તિ સાથે દાસી તરીકે મારો પણ સ્વીકાર કરો અને મારા પિતાના પાપ ધોવાનો સુયોગ આપો."

મંદ મંદ પવનની લહરીઓ આવતી હતી. પુષ્પોમાંથી સુવાસપ્રસરી રહયો હતો. અને સૂર્યનારાયણ હાસ્ય ચમકાવી રહ્યા હતા.

કોઇ કહેશો તેના જવાબમાં તેણે શું કહ્યું?

---

[ ૪ ]

# વીસમી સદીનું ત્રિયારાજ.

વીસમી સદીનું ત્રિયારાજ પ્રમિલારાણીના ત્રિયારાજની પેઠે પુરૂષોના નામ નિશાન વગરનું નથી. ત્યાં પુરૂષો વસે છે, પણ તેમને બીલકુલ અધિકાર નથી. પહેલાં આપણા દેશની પેઠે ત્યાં પણ પુરૂષોની સત્તા હતી. પરંતુ પોતાનો પુત્ર મરી જવાથી સને......માં મહારાણી સુલક્ષણાદેવી જ્યારે ગાદી ઉપર બેઠી, ત્યારે પુરૂષના બધા અધિકાર જતા રહ્યા. અને નવા કાયદાઓ રચાયા. રાજગાદી ઉપર પુરૂષોનો હક નહી રહે, તથા પુરૂષ માત્રનો કોઇપણ પ્રકારનો હક રહે નહિ, તે માટે "પુરૂષસત્તા પ્રતિબંધક કાયદો" રચવામાં આવ્યો. રાણીના મરણ પછી રાજગાદી ઉપર કોઇ પુરૂષને નહિ બેસાડવો એવો ઠરાવ કરવામાં આવ્યો હતો.

પુરૂષોના પુનર્લગ્નને અટકાવવાને રાણીએ એક કાયદો રચ્યો હતો. તેમાં સ્પષ્ટ રીતે લખ્યું હતું, કે પુરૂષોએ એકથી વધારે વખત લગ્ન કરવું નહિ. વિધુર થયેલા પુરૂષે દાઢી મુછ મુડાવી ભગવાં વસ્ત્ર પહેરવાં. પુરૂષને અઢાર વર્ષની વય પહેલાં લગ્ન કરવાની છુટ આ કાયદાથી આપવામાં આવી ન હતી. આ

અતિ મહત્વના કાયદાને "પુરૂષ પુનર્લગ્ન પ્રતિબંધક કાયદો" કહેવામાં આવતો.

આ ત્રિયારાજની મુસાફરીએ હું એક દિવસ જઇ ચઢયો. મારા એક મિત્રને ત્યાં મેં મુકામ રાખ્યો. મારી મિત્રપત્ની સરલાદેવી ત્યાં ન્યાયાધીશ તરીકે કામ કરતી હતી. મારા મિત્રને ઘરનું બધું કામકાજ કરવું પડતું, અને ફુરસદની વખતે બાળબચ્ચાં સંભાળવા પડતાં. કામકાજથી પરવારી અમે ત્રણે જણાં વાર્તાવિનોદમાં વખત વિતાડતા. તેમનું પતિપત્ની તરીકેનું વર્તન આપણા દેશની પેઠે વિનયી અને માનભર્યું હતું. સરલાદેવીમાં ન્યાયાધીશની પદવીનો લેશ માત્ર પણ ગર્વ ન હતો.

એક દિવસે સરલાદેવીના ટેબલ ઉપર પડેલો "પુરૂષસત્તા પ્રતિબંધક કાયદા" નો ગ્રન્થ હાથમાં લઇ મેં વાંચવા માંડયો. તેમાં નીચે મુજબ લખેલું હતું:—

"પુરૂષજાતિ સ્વભાવથી જ ગર્વિષ્ઠ અને દુષ્ટ હોય છે. ભુતકાળના ઇતિહાસ તરફ નજર ફેંકતાં સ્પષ્ટ રીતે જણાય છે કે તૈમુર લંગ, અહમદ ઘોરી, નાદિરશાહ, વગેરે અનેક અભિમાની બાદશાહ થઈ ગયા છે, પરંતુ સ્ત્રીજાતિ સ્વભાવથીજ પાપભીરૂ અને કોમળ હોવાથી પુરૂષોદ્વારા પ્રજાને જેટલું સહન કરવુ પડે છે, તેટલું સ્ત્રીઓ તરફથી સહન કરવુ પડતું નથી. અહલ્યાબાઇ, ચાંદબીબી, વગેરે આ બાબતના જવલંત ઉદાહરણ છે. આથી સમજાશે કે ત્રિયારાજ પ્રજાને હિતકારી છે. દુષ્ટ સ્ત્રીઓના ઉદાહરણ ઇતિહાસમાં નહિ જેવાં નજરે પડે છે. અમારો આ જાતિ અનુભવ છે કે રોજના વ્યવહારમાં પણ પવિત્ર સ્ત્રીજાતિને

ખગાડવાના પ્રયત્નો પુરૂષ તરફથી પ્રથમ થાય છે. એવા અનેક કારણોને લઇને પુરૂષ સત્તા પ્રતિબંધક કાયદો પસાર કરવામાં આવે છે." ૭ સ્ત્રી અને ૭ પુરૂષની કાઉન્સીલમાં આ ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો; અને તે ઉપર અધ્યક્ષ તરીકે મહારાણી સુલક્ષણા દેવીએ સહી કરી હતી.

એક દિવસ વાત કરતા બેઠા હતા. એટલામાં એક વરઘોડો રસ્તે થઇને જતો અમે જોયો. આપણા દેશની પેઠે ત્યાં પણ વરઘોડો બહુ ઠાઠમાઠથી કાઢવામાં આવ્યો હતો વાજાં વાગી રહ્યાં હતાં. વરવધૂની ગાડી આવી. મેં તેમાં આશ્ચર્યની સાથે જોયું કે વરનું વય આસરે વીસ વરસનું હતું, ત્યારે વધૂનું વય આશરે સાઠનું. વરની હજી ખીલતી જુવાની હતી, ત્યારે વધૂની સ્મશાનમાં જવાની તૈયારી હતી. તેના વાળ સફેદ થઇ ગયા હતા, અને મોઢું કરચલીવાળું જણાતું હતું. મારા મિત્રને કે સરલાદેવીને આમાં કંઇ આશ્ચર્ય જણાયું નહિ. મારાથી કહેવાઇ જવાયું કે "આ કેવું વિચિત્ર?"

મારા મિત્રે પુછ્યું, "શું?"

મેં કહ્યું, "આ વધૂતો વરની મા કે દાદી જેવી જણાય છે."

મારા મિત્રે કહ્યું, "શું તમારા દેશમાં આઠ વર્ષની બાળકીના સાઠ વર્ષના બુઢ્ઢા ડોસા સાથે લગ્ન નથી કરવામાં આવતા?"

આપણે ત્યાંની રૂઢિનું કાળું દ્રશ્ય યાદ આવતાં જવાબ આપતાં હું હિંદુસંસારની અધોગતિથી શરમાયો. મારા મિત્રે કહ્યું, "શરમાશો નહિ. હું તમારા દેશના બધા રીતરિવાજ જાણું છું. શું હું કહું છું તે ખોટું છે?"

મેં કહ્યું, "તમારી વાત ખરી છે પણ–પણ–પણ આ વાત તો વિચિત્રજ."

આ સાંભળી સરલાદેવીએ કહ્યું, "કોઇપણ રિવાજ પહેલ-વહેલો વિલક્ષણ જણાય છે. એ વાતને ઉંચી મૂકતાં હું તમને પૂછીશ કે જુવાન વર અને ઘરડી વહુ અને જુવાન વહુ અને ઘરડો વર આ બે જોડાંમાંથી તમે કોને વધારે સારૂં ગણો છો?"

"એ વિષે મેં હજી સુધી વિચાર કરી જોયો નથી."

"તમને વિચાર કરવા તક ન મળી હોય, પરંતુ મેં તો તે વિષે બહુ ઉંડાણમાં ઉતરી વિચાર કરી જોયો છે. અમારા અહીંના કાયદા ઘડનારાઓએ પોતાનું સમસ્ત બુદ્ધિબળ વાપરી કાયદા ઘડયા છે તે તમને જણાશે. અમે લાંબા વિચારને અંતે જુવાન વર અને ઘરડી વહુના જોડાંને વધારે સારૂં ગણ્યું છે, કારણ કે તે ઓછું અનર્થકારી છે. અને તેથી પુરૂષ પુનર્લગ્ન પ્રતિબંધક કાયદો" રચવામાં આવ્યો છે. અમારા રાજ્યમાં સ્ત્રીઓને મરજીમાં આવે તેટલીવાર મરજીમાં આવે તે ઉમ્મરે પુનર્લગ્ન કરવાની છૂટ છે, તેથી દરેક સ્ત્રી ગમે તે સમયે સધવા થઇ શકે છે, અને તેથીજ તમારા દેશના સદ્દગત સાક્ષર શ્રી૰ ગોવર્ધનરામભાઇએ

"પ્રતિપળ વિધવાને નેત્ર વહે ઉષ્ણ વારિ;
"ભગવતી ધરતી માતનું ઉર સિંચાય તેથી,
"ધરતીપણું તજીને તેથી આર્યભૂમિ
"સુતપદ પરદેશી લોકને દેઇ દેશે!!!"

નો જે ભય દેશમાં વિધવાના રૂદનથી જણાવ્યો છે. તે અમારે ત્યાં નષ્ટપ્રાયઃ થાય છે. કોઇ કારણથી સ્ત્રી લગ્ન [illegible] ખુશી નહિ હોય, તો તેનાં લગ્ન જોરજુલમથી કરાવવામાં [illegible] નથી. હા, જો યુવાન સ્ત્રી લગ્ન કરવા ના પાડે, તો તેની [illegible] શુદ્ધાચરણ પાળવાનું એકરારનામું કરાવી લેવામાં [illegible], તેથી તમારા દેશની પેઠે અમારા દેશમાં વેશ્યાનો જુ[illegible] પડતો નથી. અમારા દેશમાં વ્યભિચાર નથી. તેથી વ્યભિચારથી ઉત્પન્ન થયેલાં તરતનાં જન્મેલાં કુળાં અનાથ બાળક સડક ઉપર પડેલાં જણાતા નથી, અને તેમને માટે અનાથાશ્રમ જેવી સંસ્થા ખોલવાની જરૂર પડતી નથી.”

આ વાત ચાલતી હતી તેવામાં તરૂણ સંન્યાસીઓની એક ઝુંડ આવતી જણાઇ. તેમની દાઢી મુછ બોડાવવામાં આવી હતી, અને બધાએ ભગવાં વસ્ત્રો પહેરેલાં હતાં. તેમને જોઇ મેં પુછ્યું, “આ બધા એકદમ વેરાગી શાથી થયા હશે?”

“એ વેરાગી નથી. અમારા દેશમાં વિધુરોને પુનર્લગ્ન કરવાની છુટ નથી. અને પુરૂષ પુનર્લગ્ન પ્રતિબંધક કાયદા” ને અનુસરી તેમને સંન્યાસ ધારણ કરવો પડે છે. તેઓ “નીતિ શિક્ષણ-વિદ્યાલય” માં કેળવણી મેળવી ઘર તરફ પાછા ફરે છે.”

આ સાંભળી મેં પૂછ્યું, “નીતિશિક્ષણ લેવાથી શું તેમનામાં આત્મસંયમ આવી શકે છે?”

“તમારા દેશમાં તરૂણ વિધવાઓને જબરદસ્તીથી વિધવાવ્રત પાળવાની ફરજ પડે છે, તેમ અમારા દેશમાં વિધુરો પાસે ફરજીઆત શીલની રક્ષા કરાવવામાં આવે છે. આ બે રૂઢિનું

આપણે અવલોકન કરીએ અને જોઇએ કે કઇ રૂઢી વધારે પસંદ કરવા યોગ્ય છે? અહીં બધી વિધવા સધવા બની શકતી હોવાથી તરૂણ વિધુરોની નીતિ બગડવાનો કશો ભય રહેતો નથી, છતાં એકવાર માની લઇએ કે તેમ થયું; તો વિધવા સધવા થઈ શકતી હોવાથી તમારા દેશની પેઠે અમારા દેશમાં બાળહત્યા થતી નથી. અને તે પાપથી અમારો દેશ બચે છે. હવે કહો, તમારે ત્યાંની જબરદસ્તીથી સ્ત્રીઓ પાસે વિધવાવૃત્ત પળાવવાની રૂઢી ઉત્તમ છે કે અમારે ત્યાંની વિધુર પાસે સદાચાર પળાવવાની?' મેં ધીમેથી કહ્યું, "તમારે ત્યાંની પ્રથા મને તો સારી જણાય છે." મેં પાછું પૂછ્યું, "પુરૂષ પુનર્લગ્ન પ્રતિબંધક કાયદા અનુસાર શું તમારે ત્યાં પુરૂષને અઢાર વર્ષ સુધી કુંવારા રહેવું પડે છે અને સ્ત્રી ચાહે ત્યારે ગમે તેટલાં લગ્ન કરી શકે છે?"

"હા. કાયદામાં એમ લખ્યું છે ખરૂં, પણ તરૂણ પુરૂષે વૃદ્ધ વિધવા સાથે લગ્ન કરવું એવું કાંઇ ફરજીઆત લખ્યું નથી."

મેં થોડીવાર રહીને પુછ્યું, "તમારે ત્યાં બધી જગા ઉપર સ્ત્રીઓની નીમણુક કરવામાં આવી છે, તેથી તેમને પોતાના દરજ્જાનું અભિમાન તો જરૂર થતું હશે! તે પોતાના પતિ સાથે સારી રીતે વર્તતી નહિ હોય?"

"એમ નથી. અધિકાર અને સત્તા માત્ર પ્રજાના હિત માટે છે, એ વાત અમારા દેશની સ્ત્રીઓ બહુ સારી રીતે સમજે છે; તેથી પોતાનું કાર્ય પુરૂં કરી પોતાના ગૃહજીવનમા પતિ સાથેનું વર્તન પ્રેમપૂર્ણ રાખે છે. હા, અમારે ત્યાં પતિપત્નીમાં સેવ્ય સેવકની ભાવના નથી; પ્રેમની ભાવના છે. તમારા ભાઈ સાથે શું મારૂં વર્તન પ્રેમમય નથી?"

"તમારૂં વર્તન પ્રેમમય છે તે તો હું સમજું છું, વારૂ, તમારે ત્યાં પુરૂષોને શું શું કામ સોંપવામાં આવ્યાં છે?"

"પુરૂષોને ઘણાં કામ સોંપવામાં આવ્યા છે. રાજના નિયમાનુસાર અમારો પગાર પુરૂષોને મળે છે. ગૃહવ્યવસ્થાની બધી ફરજો તેમને માથે હોય છે. માત્ર તેમને માથે રસોઇ બનાવવાનું કામ નથી રહેતું. નોકરીના કામથી પરવારી સ્ત્રીઓ ભોજન રાંધવામાં ગુંથાય છે. બાળઉછેરનું કામ પુરૂષોને સોંપવામાં આવ્યું છે, તેનું કારણ પણ સમજાશે. માતાનો સ્નેહ તો બાળક પ્રતિ કુદરતી રીતે હોય છે જ, પરંતુ આ પદ્ધતિથી પુરૂષોમાં બાળકો પ્રતિ પ્રેમ વધતો જાય છે."

"તમારે ત્યાં સ્ત્રી પુરૂષની કેળવણીની શું સ્થિતિ છે?" મેં પુછયું.

"અમારે ત્યાં સ્ત્રીપુરૂષની કેળવણીમાં કંઇ ફરક નથી, બંનેને એકજ પ્રકારનું શિક્ષણ આપવામાં આવે છે. તફાવત હોય તો માત્ર એટલોજ કે પુરૂષોને એક કલાક યુદ્ધ સંબંધી શિક્ષણ મળે છે ત્યારે સ્ત્રીઓને પાકશાસ્ત્રનું શિક્ષણ મળે છે."

"પુરૂષોને યુદ્ધ સંબંધી શિક્ષણ? તમારે ત્યાં તો પુરૂષોને કંઇ અધિકાર નથી ને!" મેં અજાયબીથી પુછયું. આ સાંભળી હસતાં હસતાં સરલાદેવીએ કહ્યું, "અધિકારની વાત જ જવા દો. અમારે ત્યાં પુરૂષોને યુદ્ધ સંબંધીનું શિક્ષણ ફરજીઆત આપવામાં આવે છે. અને લડાઇના વખતમાં તેઓ મોટા આનંદ અને સ્વાભિમાનથી લડી વિજય મેળવે છે. બીજી વાત પણ કહેવી

જરૂરની છે કે આ ત્રિયારાજ હોવાથી કે કોઈ અન્ય કારણથી કોઇ અહીં ચઢાઇ લાવતુંજ નથી."

"તમારે ત્યાં દારૂ પીવા સંબંધી કંઇ કાયદો છે કે નહિ?"

અત્યાર સુધી મારો મિત્ર અમારી બન્નેની વાતચીત ચુપ-ચુપ સાંભળ્યા કરતો હતો. તે અજાયબીથી બોલ્યો, "દારૂ પીવો તે શું?"

મેં કહ્યું, 'દારૂ એક પીવાની ચીજ છે. તે મહા બુરૂ વ્યસન છે. કેટલાક એમ માને છે કે દારૂ થોડા પ્રમાણમાં પીવાથી શરીરમાં ચેતન આવે છે. પરંતુ અધિક પ્રમાણમાં પીવાથી માણસ બેભાન બને છે, અને યદ્વા તદ્વા બકવા માંડે છે."

"અરે! આવા ઘાતકી પદાર્થને શા માટે તમારે ત્યાં બનાવવામાં આવતો હશે?"

મેં કહ્યું, "બનાવવામાં આવે છે, એટલુંજ નહિ પરંતુ વ્યક્તિસ્વાતંત્ર્યના નામ હેઠળ દિનપરદિન રાજકર્મચારિઓ તેનો પ્રચાર વધારી રહ્યા છે."

સરલાદેવીએ કહ્યું, "એવા વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર અંગાર કેમ વરસતા નથી? પ્રભુની કૃપા કે અમારે ત્યાં આવું નથી. ઠીક. હવે રસોઇ કરવાનો વખત થયો છે, મને રજા આપો." એમ કહી મારા મિત્રને નમન કરી સરલાદેવી રાંધવા માટે ગયા.



[ ૫ ]

# જીવનલતા.

રમણુલાલની સ્ત્રી મરણુ પામી, છતાં તેને કંઇ દુઃખ લાગ્યું નહિ એમ કેટલાક કહેતા; પણુ અમને તે ખરૂ લાગતું નથી. તેને દુઃખ થયું તે ખરૂંજ, પણુ તે તેણે જગતને આડંબરથી બતાવ્યું નહિ. તેના હૃદયને જે આઘાત થયો, તે તેણે સુધરેલી ઢબથી જેવી કે માસિક કે વર્તમાનપત્રમાં શોક પ્રદર્શિત કરવા કાવ્ય કે લેખ લખી લખાવી અથવા તો છપાવી મિત્રમંડળમાં મફત વહેંચાવી જાહેર ન કર્યો; તેમજ જુની ઢબ પ્રમાણે મોટા ઘાંટા પાડી રડી કકળીને પણુ જાહેર ન કર્યો. રમણુલાલે ટુંક મુદતમાં પુનર્લગ્ન કરવાનો પોતાનો વિચાર મિત્રમંડળમાં જાહેર કર્યો. પછી પોતાની પુત્રીને પરણાવી ઋણુમુક્ત થવા ઇચ્છનારા માતપિતાઓએ શું શું કર્યું હશે તેનો વિચાર કરવાનો રહેતો નથી! તેણે પોતાની પત્નીના મરણુને ત્રણુ મહીના વીત્યા કે તરતજ જીવનલતા સાથે લગ્ન કર્યું.

રમણુલાલને બહુ બોલવાની ટેવ નહતી, તે ખપ જેટલુંજ બોલતો. તેનો સ્વભાવ એકલશૂરો હતો. તેને કોઇનો ઝાઝો સહવાસ ગમતો નહિ. તેને હાસ્યવિનોદ ગમતાં નહિ. નાટક, સીનેમા,

સર્કસપર તેને બહુ ચીડ હતી. તેના આવા સ્વભાવને લીધે સ્ત્રીને કેવી રીતે પ્રસન્ન કરવી તે શાસ્ત્રનું લેશ માત્ર પણ જ્ઞાન તેને નહતું. પત્નીને સુખ આપવું એ પતિની એક આવશ્યક ફરજ છે એમ તે માનતો કે જાણતો નહતો. પતિપત્નીના સંબંધમાં તેનો એવો મત હતો કે પત્નીએ રાંધવું અને પતિએ તેનો ઉપભોગ કરવો; પતિએ પત્નીની સેવા ગ્રહણ કરવી અને સેવા કરવા ફરજ પાડવી. આવા સ્વભાવને લીધે સંસારનું ખરૂં સુખ તેણે પહેલી પત્ની વખતે પણ સ્વપ્નને જોયું નહતું.

જીવનલતાનું વય ૧૩ વર્ષનું હતું. હાલમાં રમણલાલનું વય ૪૩ થી વધુ છે. આથી બન્નેમાં સ્વાભાવિક રીતે બધી વાતમાં ભીન્નતા હોયજ, પરંતુ આ વાત તેના ધ્યાન બહાર હતી. થોડા દિવસમાં રમણલાલનો બધો ઘરખટલો જીવનલતાને માથે આવી પડયો. રમણલાલ તો ખુલ્લેખુલ્લું કહેતો, કે આ લગ્ન પોતાના સુખને માટે નહિ; પણ મૃત પત્નીના બાળકો માટે હતું. સાકરલાલ આ વખતે ૧૨ વર્ષનો હતો; તે ગુજરાતી પાંચમી ચોપડી ભણતો હતો. કમળા ૯ વર્ષની હતી, છતાં તે રમવા કુદવા વિના કશું શીખી નહતી. બન્ને બાળકોપર રમણલાલ બહુ પ્રેમ રાખતા, અને છોકરા પણ તેનો સદુપયોગ (!) કરવા ચુકતા નહિ.

રમણલાલ ન્હાઇધોઇ ખાઇને સ્હાડાનવના શુમારે ઑફીસમાં જતો. સાકરલાલ સ્હાડાદશના વખતે નિશાળે જતો, અને કમળા રમવા જતી. આખા દિવસનું કામકાજ એકલી જીવનલતા કરતી. પોતાને દિલાસો દેનાર કે વિશ્રાન્તિ આપનાર કોઈ ન જોઈ કેટલીકવાર તો મુંઝાઇને રડતી. સવાપાંચ વાગતાં સાકરલાલ

આવી મહોલ્લામાં રમવા નીકળી પડતો. આખો દિવસ ઑફિસ-માં તનતોડ કામ કરી થાકીને રમણુલાલ ઘેર આવતો. તેને આરામની ઇચ્છા હોય તે સ્વાભાવિક છે. આ વખત જીવનલતાને ખરેખરો ગભરાવનારો હતો. તે ભયથી ધ્રુજતી ધ્રુજતી પગ ધોવાને પાણી આપે. અને કાળજીપૂર્વક ક્ષુધા નિવારણ માટે નાસ્તો આપતી. રમણુલાલ શાંતિથી ખાઇને વર્તમાનપત્ર વાંચવા માંડે; એટલે જીવનલતા રાંધવાના કામમાં ગુંથાય. સર્વ કામથી પરવારતાં જીવનલતાને ૧૧ થી ૧૧ાા થતા. આ તેમના ગૃહજીવનનો નિત્યક્રમ હતો.

જીવનલતા શાંત, સ્નેહપરાયણ, પરંતુ પ્રેમની ભુખી હતી. અને રમણુલાલનો સ્વભાવ વિચિત્ર હોવાથી ગરીબ બિચારી જીવનલતાને સુખ ક્યાંથી મળે? મૂળે તેનો પિતા ગરીબ હતો. વળી માતા ન્હાનપણુમાંજ મૃત્યુવશ થઇ હતી, તેથી અને લગ્ન પછી ટુંક મુદતમાં પિતા પણ ઇન્ફ્લ્યુએન્ઝામાં મૃત્યુ પામ્યાથી તેને દિલાસો દેનાર કોઇ રહ્યું નહતું. રમણુલાલનું વય મોટું હતું, છતાં તેના પિતાએ સારી સ્થિતિ જાણી પુત્રીને સુખી કરવા લગ્ન કર્યાં હતાં. દિવસ પછી દિવસ વીતવા લાગ્યા; પણ તેમના સંસા-રમાં કાંઈ નહિ જેવોજ ફેર પડતો. રમણુલાલનો સ્વભાવ બદલાવો શક્ય ન હતું અને તેને પ્રસન્ન કરી સુખ મેળવવું એ જીવનલતા માટે વિધિએ અશક્ય નિર્માણ કર્યું હતું. તેના અનેક પ્રયત્ન છતાં રમણુલાલના પ્રેમથી તે વંચિતજ રહી. આ દુઃખથી તે અશ્રુ નહિ પાડે તો બીજું શું કરે?

એક દિવસ તબીયત ઠીક ન હોવાથી જીવનલતાથી મોડું ઉઠાયું. અને રાંધવાનું મોડું શરૂ થયું. રમણલાલે જોયું, તો ભાત ચુલે હતો: અને ભોજનને વાર લાગે તેમ હતી. આ દશ્ય જોતાંજ તેની નજર આગળ મેનેજરનો ક્રોધાતુર ચ્હેરો ખડો થયો. તેનું હ્રદય કંપી ઉઠયું. અધુરામાં પુરૂં રમણલાલે ગઇ કાલે આણેલાં લાકડાં લીલા નીકળવાથી ધુંધવાયાં કરતાં; પણ બરાબર સળગતાંજ નહિ. જીવનલતાએ ફુંકી ફુંકીને દમ સુકવવા માંડયો, પણ તેથી કાંઇ વળ્યું નહિ, અને ધુમાડો તો વધ્યોજ જતો હતો. ઘડીઆળમાં કાંટા ધીમે ધીમે ચાલ્યા કરતો હતો. વીસ પચીસ મિનિટે ભોજન તૈયાર થયું. રમણલાલ અને બાળકો જમવા બેઠા. ભાત કાચો રહી ગયો હતો, તેથી રમણલાલને ખાવાનું ભાવ્યું નહિ. દાળમાં મીઠું વધારે પડયું હતું, અને શાકમાં મરચાં નાંખવાનુંજ તે ભુલી ગઇ હતી. આવી નિષ્કાળજીવાળી પત્નીને જોઇ તેણે થાળી તેના પર છૂટી ફેંકી. સારૂં થયું કે તેની આંખ બચી ગઇ. છતાં કપાળ પરથી લોહી વહેવા લાગ્યું. ઓરડીમાં જ્યાં જુઓ ત્યાં ભાતજ ભાત ! રમણલાલ તેમ ને તેમ ખાધા વિના હાથ ધોઇને કપડાં પહેરી ઑફિસમાં ચાલ્યા ગયા. પતિનું આ વર્તન જોઇ તેનાથી રડયા વિના રહેવાયું નહિ. છતાં તે ઉઠી અને સાફસુફ કરી જમીનપર પડી રહી.

ખરૂં જોઇએ તો આમાં જીવનલતાનો ઝાઝો વાંક નહતો. જો લાકડાં સારાં હોત તો રસોઇ જલદી તૈયાર થઇ શકત. ગભરાટને લીધે ભુલ થઇ હતી, તેથી તેનો દોષ કહી ન શકાય. આખા

દિવસમાં તેણે કાંઇ ખાધું કે પીધું નહતું. તેના કપાળે પડેલા ઘામાંથી લોહી નીકળતુંજ હતું. આ વખતે તેનું કોણ સાંત્વન કરે? થોડીવારે તે બેશુદ્ધ થઇ.

પાંચ વાગ્યા કે સાકરલાલ ઘેર આવ્યો. તેણે ખાવાનું માગ્યું. પણ આજે કાંઇ ન હોવાથી પોતાના માથા પર પાટો બાંધી પોતાની પાસેના ચાર પૈસા તેને આપતાં જીવનલતાએ મધુર સ્વરે કહ્યું, "ભાઇ આજે મારૂં માથું દુઃખે છે તેથી કાંઇ કર્યું નથી. લે, આ ચાર પૈસા તેનું કાંઇ બજારમાંથી લાવીને ખા."

સાકરલાલ ગમે તેમ પણ રમણલાલનો પુત્ર હતો અને આપણી મશહુર કહેવત "વડ તેવા ટેટા અને બાપ તેવા બેટા" કહે છે તે પ્રમાણે તેણે પણ ગુસ્સાથી ચાર પૈસા ફેંકી દીધા અને બજારમાંથી લાવી ખાવાની ના પાડી.

જીવનલતાએ બહુ સમજાવ્યો, પણ તે તો વધારે હઠ પર ચડયો. તેનો વિચાર આજે બાપા પાસે ફરિયાદ કરવાનો હતો. જીવનલતા રડવા વિના શું કરી શકે? તેને લાગ્યું કે "મા વિનાનો સુનો સંસાર" એ કહેવત ખરી છે. જો હાલમાં તેની માતા જીવતી હોત, તો તેને આશરે જઇને દિલાસો લેત. પણ શું કરે?

રમણલાલનો પિત્તો આજે ઉછળી રહયો હતો જ, તેમાં ઘેર આવતાં જ સાકરલાલને રડતો જોઇ તેણે તેની પાસે જઇ પુછ્યું, "ભાઇ, તું કેમ રડે છે?"

કાંઇપણ ઉત્તર ન આપતાં "ભાઇ" વધારે જોરથી રડવા લાગ્યા. પછીથી પોતાનો બધો ઇતિહાસ કહેતાં કહ્યું, કે "બાઇ

મને આજે ખાવાનું નહિ આપ્યું." પણ ભાઈ એટલું કહેવાનું તો ભુલીજ ગયો, કે મને ચાર પાંચ પૈસા આપવા માંડયા; પણ મેં તે લીધા નહિ.

સાકરલાલની ફરિયાદ સાંભળતાંજ સવારનો બધો બનાવ આંખ આગળ તરી આવ્યો. શોકયનો પુત્ર હોવાથી તેને ભુખે માર્યો એમ મનમાં ઠસ્યું. ક્રોધાતુર થઇ તે રસોડામાં જઇ પહોચ્યો. પતિદેવના ભારે પગલાંથી જીવનલતાની આંખે અંધારા આવવા લાગ્યાં, તેનું મગજ ભમી રહ્યું. રમણલાલે ગુસ્સાથી કહેવા માંડયું, "ચંડાળણી, આટલો બધો મિજાસ ! છોકરાંને ભુખે મારે છે ! તારા આવાં કામ અહીં ચાલશે નહિ સમજી ! શોકયના પુત્ર પર આટલો દ્વેષ ! આવું કરશે તો આ ઘરમાં ચાર ઘડી પણ ટકાશે નહિ."

આવા હૃદય વીધી નાખનારા અનેક શબ્દ સાંભળી જીવનલતાને જે લાગ્યું હશે તેને વર્ણવવા આ લેખિની અશક્ત છે. પતિ વિના બીજા કોઇનો આધાર યોગ્ય નથી જાણી ક્ષમા માંગવા તે પતિના ચર્ણે પડી ! હૈયું ભરાઇ આવ્યાથી તેના મોઢામાંથી એક શબ્દ પણ નીકળી ન શકયો. જો તેનાથી બોલી શકાયું હોત, તો આવુંજ કાંઇક કહેત એમ અમે ધારીએ છીએ. " હું ખરૂં કહું છું કે આમાં તમારી સમજ ભળતીજ થયેલી છે. મારૂં હૃદય ફાડીને જુઓ કે તેમા કાંઇ દ્વેષ નથી. શોકયનો પુત્ર છે એમ મારા મનમાં લેશ માત્ર પણ નથી. દયા કરો ! મારાપર ખોટા દોષ ન ચહડાવો મને તમારા ચર્ણોથી દૂર ન કાઢો. મને ક્ષમા કરો !" પરંતુ તેનાથી કાંઇ કહી શકાયું નહિ. અશ્રુથી તે પતિ ચર્ણોને ભીંજવી રહી !

" ભિખારીની છોકરી, ઢોંગ કરી છેતરે છે ! નાટકના ચાળા કરે છે ! " આમ કહી તેના માથામાં એક લાત મારી. બંધ પડેલું લોહી પાછું વહેવા લાગ્યું. તેનું માથું ભીંત સાથે અથડાયું.

પતિસેવાનું આજે તેને પુરેપુરૂં ફળ મળ્યું ! અપમાન ! તેને ન લાગ્યું, પણ ખોટા દોષ અને આરોપથી તેનું હૃદય વીંધાઇ ગયું.

બધાને ભોજન કરાવ્યા પછી જીવનલતા કાંઇપણ ન ખાતાં જમીનપર પડી, તેને તાવ આવવા માંડયો હતો. બીજે દિવસે સવારે કોઇને કંઇ ન કહેતાં તેણે ભોજન તૈયાર કર્યું. રમણુલાલ ઑફિસે ગયો, તેણે કાંઇપણ પુછયું નહિ ! દરકાર કરી નહિ.

જયારે રમણુલાલ ઘેર પાછો આવ્યો, ત્યારે તેણે શું જોયું ? જીવનલતા બેશુદ્ધ થઇને પડેલી હતી. રમણુલાલ આ બનાવથી ચમકયો. જીવનલતાને ઉંચકી બિછાના પર સુવાડી ડૉકટરને તેડાવ્યો. ડૉકટરે દવા આપી. એક ભાગ પીતાંજ તેનો આત્મા દુઃખી સંસારને છોડી ચાલતો થયો !

થયું ! જીવનલતાનો સંસારૂ પુરો થયો. દુઃખી જીંદગીનો દુઃખમાંજ અંત આવ્યો. જો વાંચક, તને આથી કાંઇપણ લાગતું હોય તો ગૃહજીવન સુધારવાનો–ઉન્નત કરવાનો–કાંઇ પણ પ્રયાસ કરજે ! ગરીબ બિચારી જીવનલતાના મૃત્યુપર ત્હારાં બે ઉન્હાં અશ્રુ શું તું નહિ ગાળે ?



# [ ૬ ] ઈર્ષા.

વિપિનકિશોરનો જન્મ એક ધનવાન કુટુંબમાં થયો હતો, તે જેટલો ખર્ચ કરી જાણતો હતો, તેથી અર્ધું પણ કમાઇ જાણતો નહિ, તેથી જે મકાનમાં તેનો જન્મ થયો હતો, તે ઘરમાં વધારે સમય રહી શક્યો નહિ.

વિપિનના શરીરનો બાંધો મોહક હતો, ગાવા વગાડવામાં પહેલો નંબર, પણ દુનીઆના વ્યવહારમાં છેલ્લો નંબર. અને જીવન યાત્રામાં આગળ વધવા માટે જગન્નાથજીના રથની સમાન ! જે ઠાઠમાઠથી પહેલાં તે રહી શકતો હતો, તે હવે તેની શક્તિની બહાર છે.

સ્ટેટ ઑફ વૉડર્સથી પોતાની મીલ્કત મેળવી રાજા ચિત્ત-રંજનના મનમાં નાટક માટે એક મઝેનું થીએટર બનાવવાની ધૂન ભરાઇ. વિપિનના સુંદર દેખાવ, ગાવા વગાડવાની તથા ગીત બનાવવાની કુશળતા ઉપર મોહાઇ રાજાએ હર્ષથી તેને રાજકવિ બનાવ્યો.

રાજાએ બી. એ. ની પરીક્ષા આપી હતી, છતાં તેનામાં કોઇપણ જાતની ઉચ્છૃંખલતા ન હતી. તે ધનવાન હતો, છતાં નિ-યમસર ભોજન તથા શયન કરતો. વિપિનના આવ્યા પછી તે

સ્થિતિ બદલાઇ, તેનામાં રાજાને અજબ મોહિની જણાઇ. તેના વિના ઘડી પણ તેને ગમતું નહિ. તેના ગાયન સાંભળવામાં તથા તે ઉપર વિવેચન કરવામાં તેનું ભોજન ઠંડું પડવા લાગ્યું. મોડી રાત સુધી બેઠક જામતી. દિવાનજી કહેતા, " આ સચ્ચરિત્ર-રાજામાં જે કાંઇ પણ ખામી હોય, તો માત્ર એટલીજ કે તે વિપિન સાથે બહુ મળી ગયા છે."

રાણી વસંતકુમારીએ પુછ્યું, "આ વાંદરાને ક્યાંથી પકડી આણ્યો છે.? એની ધૂનમાં રાતદહાડો શરીરને માટીમાં નાહક મેળવી રહ્યા છો! એને કાઢી મૂકો, તો મારા જીવને ઠંડક વળે." યુવાન રાણીની ઇર્ષાથી રાજા ખુશ થઇ હસતા. લોક કહે છે કે સ્ત્રીઓ જેની સાથે લગ્ન કરે છે, પ્રેમ કરે છે—તેનેજ જગતમાં જાણે છે. તેના શાસ્ત્રમાં પતિથી બીજો કોઇ વધારે રૂપવાન કે ગુણવાન લખ્યો નથી. જેણે એના કાનમાં લગ્નનો મંત્ર ફુંક્યો છે, તેને માટે તે સર્વસ્વ અર્પણ કરી દે છે, પરંતુ પતિના કોઇ આશ્રિત માણસને દુર કાઢી મૂકવાની યોજનામાં જો પતિને અન્નને માટે તલસવું પડે, તો તેની પણ તેને ખબર પડતી નથી. સ્ત્રીઓનો આ પક્ષપાત પસંદ ન કરી શકાય; પરંતુ રાજા ચિત્તરંજનને તેથી ખરાબ લાગ્યું નહિ. ઉલટું તે વિપિનની પ્રશંસા કરી રાણીને ચીઢવવાનું જારી રાખતા, અને મનમાંને મનમાં સ્ત્રી હૃદયની ઇર્ષા જોઇ મલકાતા.

રાણીની આ ખટપટને લીધે બિચારા વિપિનને સોસવું પડયું. રાણીને નારાજીને લીધે તેના ભોજનપ્રબંધમાં ગડબડ થવા લાગી.

રાણીનું વલણ વર્તી જઇ નોકરોએ આગળ વધી કામ લીધું, અને વિપિનના ઘણા કામ તરફ બેપરવાઈ બતાવી.

રાણીએ એક દિવસે એક નોકરને ધમકાવતાં પૂછ્યું, "તારું તો કંઈ મોઢુંજ જણાતું નથી ? આખો દિવસ શું કરે છે ?"

તેણે કહ્યું, "વિપિનબાબુની સેવામાં આખો દિવસ વહી જાય છે "

રાણી–"વાહ વિપિનબાબુ મોટા નવાબજાદા જણાય છે !"

બીજે દિવસથી નોકરે વિપિનની એંઠી થાળી માંજી નહિ. ભોજન પણ ઢાંકીને મૂક્યું નહિ. વિપિને કદી નહિ કરેલું કામ હાથે કરી લેવા માંડયું. હવે તેને કોઇ દિવસ ઉપવાસ કરવા પડતા. આ વાત રાજાને કાને નાંખવાનું તેને પસંદ ન હતું, તેમજ નોકર સાથે લડી માન ઘટાડવાનું પણ ગમતું નહિ.

સુભદ્રાહરણ નાટકની રિહર્સલ હતી; રાજભુવનના આંગણામાં તે ભજવાયું. રાજા કૃષ્ણ બન્યો હતો અને વિપિન અર્જુન. અર્જુનના પાત્રનો મોહક દેખાવ જોઇ તથા રસીલો સૂર સાંભળી લોકના મુખમાંથી વાહ વાહના શબ્દો નીકળી પડયા.

રાજાએ રાતે વસંતકુમારીને પૂછ્યું, "કેમ આજનો નાટક કેવો હતો ? "

રાણીએ કહ્યું, "વિપિન અર્જુન તો ફાંકડો બન્યો હતો. તેનો ચહેરો ફાંકડો હતો અને અવાજ પણ મઝેનો !"

રાજાએ કહ્યું, "ત્યારે મારે એમ સમજી લેવાનું કે મારો દેખાવ કાંઇ સારો નથી, અને અવાજ પણ ખરાબ છે ? "

રાણીએ કહ્યું " તમારી વાત જુદી છે. " આમ કહી વિપિનના પાર્ટ સંબંધી વાત કરવા માંડી.

પહેલાં આવા પ્રસંગો વખતે રાજા રાણી આગળ વિપિનના વખાણ જુસ્સાથી કરતો. પરંતુ આજે રાણીને વિપિનની પ્રશંસા કરતી જોઇ તેના મનમાં જુદીજ લાગણી થઈ. લોકમતમાં પરીક્ષક શક્તિની ખામી જણાઇ. પહેલાં તે પોતેજ વિપિનની પ્રશંસા કરતા પણ કુંક સમયમાંજ લોક કરતાં તેમનામાં પરીક્ષક શક્તિ વધી ?

બીજે દિવસથી વિપિનના ભોજનપ્રબંધમાં સુધારો થયલો જણાયો. રાણીએ કહ્યું, " નોકરોની સાથે વિપિનને રાખવો ઠીક નથી, ગમેતેમ હોય તો યે તે ગૃહસ્થ કુટુંબનો છે. "

રાજાએ વાત ઉડાવતાં " હું " કહ્યું. રાણીએ બાળરાજ-કુમારના અન્નપ્રાશન વખતે નાટક ભજવવાની ઇચ્છા દેખાડી. રાજાએ તે વાત સાંભળ્યા ન સાંભળ્યા જેવી કરી.

એક દિવસ રાજાએ બિછાનું બરાબર ન બિછાવેલું જોતાં નોકરને ધમકાવ્યો. તેણે કહ્યું, " શું કરૂં ? રાણીસાહેબે વિપિનબાબુની ખીદમત કરવા હુકમ કર્યો છે. તેમાં આખો દિવસ વહી જાય છે." રાજાએ કહ્યું, " વાહ ! વિપિનબાબુ મોટા નવાબજાદા જણાય છે ? હાથે કામ નથી કરી લેવાતું. "

રાણીએ કહ્યું, " સાંજના જલસા વખતે હું પણ દિવાનખાનામાં પડદા પાછળ બેસી વિપિનના ગીતો સાંભળીશ. મને વિપિનનાં ગાયન સાંભળવા બહુ ગમે છે. " રાજાએ પહેલાંથીજ પૂર્વવત્ નિયમિત વખતે ખાવાની તથા સુવાની રીત ચાલુ કરી હતી. હવે ગાવું વગાડવું બંધ પડયું હતું.

રાજાએ એક દિવસ જમીનદારીના કામથી વહેલા પરવારી મહેલમાં જઇ જોયું, તો રાણી એક પુસ્તક હાથમાં લઇ વાંચતી બેઠી હતી. રાજાએ પૂછ્યું, " શું વાંચો છો ?"

રાણીએ કહ્યું, " વિપિનના રચેલાં ગીતનું પુસ્તક. તમારો શોખ અણુચિંતવ્યો ઘટી જવાથી હવે સાંભળવાનું મળતું નથી, તેથી ગીત મોઢે કરી રહી છું." થોડા દિવસ પહેલાં રાણીએ રાજાનો આ શોખ છોડાવવા પ્રયાસ કર્યો હતો, તેની યાદ કોણ જાણે શાથી તેને ન આવી !

રાજાએ બીજે જ દિવસે વિપિનને વિદાય કરી દીધો. હવે વિપિનની શું દશા થશે તેનો પણ રાજાને વિચાર ન આવ્યો.

વિપિન સામે અન્નસમશ્યાનો મહા વિકટ પ્રશ્ન હતો છતાં તેને દુઃખ માત્ર એ નહતું. પરંતુ આટલા વખતમાં તેનો રાજા સાથે દૃઢ સ્નેહ બંધાઇ ગયો હતો. પોતાના જુના તંબુરાને લઇ નિરાધાર બની આ સંસારમાં ઉંડો નિઃશ્વાસ નાંખતો તે ચાલ્યો. તેના કયા અપરાધથી રાજા નારાજ થયા તે બહુ વિચાર કરવા છતાં વિપિન જાણી શક્યો નહિ. કોઇ એને કારણ સમજાવશો ?

# [ ૭ ]

# ચુંબન.

અપૂર્વ બી. એ. ની ડીગ્રી મેળવી પોતાના ગામ પાછો ફરતો હતો. તેના ગામની પાસે થઇને એક નાની નદી વહેતી હતી. ઉનાળાના વખતે તેનું પાણી સુકાઇ જતું; પરંતુ વર્ષાઋતુનો આરંભ થઈ ચુકયો હોવાથી તે છલાછલ ભરાઇને વહેતી હતી.

જે વ્હાણમાં અપૂર્વ બેઠો હતો, તે ઘાટપર આવી પહોંચ્યું. ત્યાંથી તેનું ઘર ઘટવૃક્ષોમાંથી ડોકીઆં કરતું જણાતું હતું. તેના આવવા વિષે કોઇને ખબર ન હોવાથી કોઇ તેડવા આવ્યું ન હતું. ખલાસીએ તેનો સામાન તેના ઘર તરફ પહોંચાડી આવવા કહ્યું, પરંતુ તેણે ના પાડી અને પોતેજ સામાન હાથમાં લઇ કિનારા પર છલંગ મારી. કમભાગ્યે જમીન સરકણી થયલી હોવાથી તેણે સામાન સહિત પૃથ્વીદેવીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં.

આ વખતે એક મીઠો મીઠો હાસ્યધ્વનિ સંભળાયો. તેમાંનો ભાવ એવો વિચિત્ર હતો કે પાસેના વૃક્ષો પર બેઠેલાં પંખીઓ ચમકીને ઉડયાં. અપૂર્વે ઉઠીને પહેલાંની માફક શાંત અને સ્થિર રહેવાનો પ્રયત્ન કર્યો. તેની આ ચેષ્ટાથી હાસ્ય ધ્વનિ વધવા લાગ્યો. આવી રીતે તેના સત્કાર કરનારી શોધમાં તેણે ચારે

બાજુ નજર ફેંકી. તેણે એક છોકરીને ઇંટના ઢગલા પર બેસી હસતી જોઈ! તેણે તેને ઓળખી કાઢી. તે તેના પાડોશીની પુત્રી મૃણ્મયી હતી. પહેલાં તો તેના પિતા નદી કાંઠે રહેતા હતા, પરંતુ નદીએ વહેવાનો માર્ગ બદલવાથી બે વરસ થયાં અપૂર્વની પાસે ઘર બાંધીને રહ્યા હતા.

મૃણ્મયીનું વર્તન બહુ વિચિત્ર હતું. ગામના લોક તેને ગાંડી કહેતા. ગામની સ્ત્રીઓ—ખાસ કરીને વૃદ્ધ સ્ત્રીઓ—તેના આવા સ્વભાવથી બહુ ચિંતાતુર રહેતી. ગામના છોકરાઓ સાથે રમવા જતી, પરંતુ પોતાની ઉમ્મરની છોકરીઓ સાથે રમવાનું પસંદ કરતી નહિ. તેમના તરફ તેને અણગમો હતો. અનંતરાયની તે એકની એક અને લાડકી પુત્રી હોવાથી તેનું વર્તન ઉદ્ધત થયું હતું તેની માતા આડોશીપાડોશી સ્ત્રીઓને પોતાના આ દુઃખનાં રોડણાં રડી બતાવતી. છોકરીનું ભવિષ્ય બગાડવાનો બધો વાંક અનંતરાયને માથે ઢોળતી. પતિ ગુસ્સે થશે એ બીકે મૃણ્મયીને શિક્ષા કરવા સુધીની હિંમત ચલાવી શકતિ નહિ. તેનો દેખાવ એક છોકરી કરતાં છોકરાને વધારે મળતો આવતો હતો. તેનાં ટુંકા ગુંચળાવાળા વાળ ખભા સુધી લટકતા હતા. તેની વિશાળ કાળી આંખમાં લજ્જા કે ભયની છાયા પણ જણાતી નહિ. એક સમયે તે ગામના જમીનદાર ત્યાં આવ્યા હતા, ત્યારે બીજા લોકની માફક તે જરા પણ ભયભીત ન થઇ હતી. કેડમાં એક નાના બાળકને લઇ નાના વાળને હલાવતી તે ઘાટ સુધી તેને જોવા ગઈ હતી.

અપૂર્વને તેના વિચિત્ર વર્તન સાથે આગળ પણ કેટલીક વાર કામ લેવું પડયું હતું. તે આ છોકરી વિષે કેટલીક વાર કામમાં ગુંથાએલો હોવા છતાં અને નવરાસે વિચાર કર્યા કરતો. તેના આવા સ્વાગતથી તે ખુશ ન થયો. તે હાસ્યમાં મિઠાસ અને શાંતતા હતી. પરંતુ શાથી તે પ્રસન્ન ન થયો એ તેને પણ સમજાયું નહિ. સામાન ખલાસીને સોંપી ઘર તરફ જવા માંડયું. આ દ્દશ્યની બધી વાત અદ્ભુત ઘટનામય અને રહસ્યમય હતી. નદીનો પ્રવાહ, વૃક્ષોની ઘટા, બાળ રવિનો પ્રકાશ, પક્ષીઓનું સંગીત અને અપૂર્વની કિશોરાવસ્થા વગેરે સર્વ અનુકુળ હતા, પરંતુ ઇંટોનો ઢગલો આ ચિત્રને મલિન કરી રહ્યો હતો ! પણ તેના પર બેઠેલી મૃણ્મયી શું આ ખામી ઢાંકી ન શકે ?

( ૨ )

અપૂર્વની વિધવા માતા તેને ઘેર આવેલો જોઇ આનંદ પામી. બપોરનું ભોજન પુરૂં થયા પછી તેણે અપૂર્વને પ્રેમપૂર્વક કહ્યું, "બેટા, હવે તારે લગ્ન કરવા તરફ લક્ષ આપવું જોઇએ." અપૂર્વે આવા હુમલાની આશા રાખી હતી જ, અને તેને માટે તે તૈયાર પણ હતો. પહેલાં તે અભ્યાસમાં ખલેલ થશે એ બહાને વાત ઉડાવી દેતો; પરંતુ હવે તેમ ઉડાવાય તેમ રહ્યું ન હતું. તેણે કહ્યું, "મેં કન્યા શોધી મુકી છે. હવે વધારે વિચાર કરવાનો રહ્યો નથી. તું અહીં આવે તેનીજ અમે રાહ જોતાં હતાં."

અપૂર્વે વચ્ચે કહ્યું, "હું કન્યાને જોવા માંગુ છું." તેની આ માંગણી તેની માતાને ગમી નહિ. છતાં પણ ના પાડવાની હિંમત કરી શકી નહિ.

( ૩ )

અમે કહી શકતા નથી કે અપૂર્વ જેવો વિદ્વાન સાક્ષર આ ગામડીઅણ છોકરીને પોતાનો પરિચય આપવાને શા માટે ઉત્સુક રહેતો હશે? આ મૂર્ખ છોકરી તેની પરવા ન કરે અને ગોપાળની સાથે રમવાનું પસંદ કરે, તેમાં તેની શાથી ખોટું લાગતું હતું? તે તેને એમ શાથી જણાવવા માંગતો હતો કે કલકત્તાના આગેવાન માસિક પત્રોમાં તેના લેખો છપાતા હતા! તેનું લખેલું પુસ્તક ટુંક વખતમાં પ્રગટ થનાર છે, તથા તેની ટ્રંકમાં ઉંચી જાતના અને સુંદર નોટપેપર છે, એ બધું તેને જણાવવાની તેને શાથી ઇચ્છા થતી હતી?

સાંજે અપૂર્વને માતાએ પુછયું, "કેમ કન્યાને જોઇ? તને પસંદ પડે છે?"

અપૂર્વે સંકોચથી કહ્યું, "હા, તે બેમાંથી એક પસંદ છે!" તેની માતાએ કહ્યું: "બેમાંથી એક એટલે? એનો અર્થ શું?"

બહુ વાદવિવાદને અંતે: અપૂર્વની માતા સમજી શકી કે તેની પસંદગી મૃણ્મયીપર ઉતરી છે. આ વાત સાંભળતા વાર જ તેના મનમાં બી. એ.ની ડિગ્રીમાં પરીક્ષક શક્તિની ખામી જણાઇ. માતા અને પુત્રમાં પુષ્કળ વાદવિવાદ થયો. અંતે અપૂર્વની માતાને માનવું તો પડયું જ કે મૃણ્મયી છેક સુધરી ન શકે એવી તો નથી જ, તેમજ તેનામાં સૌન્દર્યની ખામી પણ નથી. અને તેનામાં કાંઇક આકર્ષણ તો છે જ, પરંતુ બીજીજ ક્ષણે તેને તેના કાપેલા વાળનું સ્મરણ થયું, અને તિરસ્કારની છાયા મોઢાપર

છવાઇ. તેના મનમાં ગમે તેમ થયું, પણ અપૂર્વ તેને ચ્હાય છે, એ જાણી તેને સંમતિ આપવી પડી.

અનંતરાયને આ સમાચાર પહોંચાડવામાં આવ્યા. તે નદીના ઘાટ ઉપર દૂર આવેલા એક સ્ટીમર કંપનીના સ્ટેશન ઉપર નોકરી કરતો હતો. ટીકીટ વેચવી, સ્ટીમર પર માલ ચઢાવવો અને ઉતારવો એ તેનું રોજનું કામ હતું. ત્યાં એક નાની ઝુંપડીમાં તેને રહેવું પડતું. આ સમાચાર સાંભળી તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યા. આ આંસુઓમાં, કેટલા આનંદના અને કેટલા શોકના હતા તે કહેવું મુશ્કેલ હતું. તેણે રજા માટે કલકત્તામાં સાહેબને અરજી કરી. અંગ્રેજ મેનેજરને છોકરીના લગ્નને રજા આપવા જેટલું આવશ્યક કાર્ય જણાયું નહિ, અને અરજી નામંજુર થઇ. લગ્ન મુલતવી રાખવા તેણે અપૂર્વની માતાને લખ્યું, પરંતુ ત્યાંથી પણ અરજી નામંજુર થઇ ! અનંતરાયે નિરાશ થઇ હંમેશના કામમાં ચિત્ત પરોવ્યું. આ તરફ મૃણ્મયીની માતાએ અને ગામની બીજી સ્ત્રીઓએ તેને સમજાવવા માંડયું, કે હવે તારૂં વર્તન સુધારવું જોઇએ. સાસરે આ પ્રમાણે ચાલશે નહિ. તેને એમ પણ કહેવામાં આવ્યું કે રમતિયાળપણું, ચંચળતા, જોરથી હસવું, છોકરાઓ સાથે રમતું, ખાવાપીવામાં ઉદ્ધતાઇ અને બીજું અઘટિત વર્તન તારી સાસુ ચાલવા દેશે નહિ." તેના મનમાં લગ્ન પછીનું જીવન બહુજ કષ્ટમય અને દુઃખપૂર્ણ છે એ ઠસી ગયું. લગ્ન એ જીંદગી સુધીની જેલ અને અંતે ફાંસીની સજા જેવું છે, એમ તે સમજી. તેણે દાંત કચકચાવતાં કહ્યું, " મારે પરણવું નથી."

( ૪ )

પરંતુ મૃણ્મયીને પરણવું પડયું. હવે આખું જગત તેને માટે સાસરાની ભીંતો વચ્ચે સમાઇ ગયું. તેની સાસુ તેને ઘરમાં કામકાજ સોંપવા લાગી. તે કહેતી કે "હવે તું કંઇ નાની નથી. તારૂં આવું વર્તન અમારા ઘરમાં ચાલી શકશે નહિ." આનો તેણે એવો અર્થ કર્યો કે તેણે પોતાના વર્તનને યોગ્ય સ્થળ શોધી લેવું, અને તેજ સાંજે તે ઘરમાંથી ગુમ થઇ ગઇ. તેને શોધી કાઢવા માટેની સઘળી મહેનત ફોકટ ગઇ. છેવટે ગોપાળે તે કયાં છુપાઇ હતી, તે કહી દીધું. આ બનાવ પછી સાસરામાં રહેવું તેને અસહ્ય થઇ પડયું.

અપૂર્વે શયનગૃહમાં તેને રાત્રે પૂછયું, "શું તું મને ચ્હાતી નથી ?"

મૃણ્મયીએ કહ્યું, "ના, હું તમને કદાપી ચ્હાઇ શકીશ નહિ."

"તમે મારી સાથે લગ્ન શા માટે કર્યું ?"

આ સવાલનો જવાબ અપૂર્વ આપી શકયો નહિ. યુનિવર્સિટિએ તે શીખવ્યું નહતું તેણે મનમાંજ કહ્યું, "કાંઇ ફીકર નહિ. આ ઉદ્ધત હૃદયને હું ગમે તેમ પણ વશ કરીશ."

બીજે દિવસે મૃણ્મયીને તેની સાસુએ ઓરડામાં પુરી દીધી. તેણે બહાર નીકળવાનો રસ્તો નહિ જોવાથી ક્રોધે ભરાઇ દાંત વડે રજાઇના ચીરેચીરા કરી નાંખ્યા, અને પોતાના પિતાને બુમો પાડવા લાગી.

આ વખતે અપૂર્વે આવી તેના વાળ ઠીક કરવા માંડયા.

તેણે તેનો હાથ તરછોડી નાંખ્યો. અપૂર્વે તેના કાન આગળ મોઢું રાખી કહ્યું, "મેં બારણું ચુપકીદીથી ખોલ્યું છે. ચાલ હું તને બહાર લઇ જાઉં."

મૃણ્મયીએ માથું જોરથી ધુણાવી ના કહ્યું. અપૂર્વે તેનું મોઢું ઉંચું કરતાં કહ્યું, "જો બહાર કોણ ઉભું છે? ગોપાળ તારી સાથે રમવા આવ્યો છે, તારે જવું છે કે નહિ."

"ના."

ગોપાળ આ જોઇ હસતો હસતો દોડી જતો રહ્યો. અપૂર્વ મુગ્ધ બની એક બાજુએ બેઠો. મૃણ્મયી રડતાં રડતાં ઉંઘી ગઇ, ત્યારે તેણે બહાર જઇ બારણું બંધ કર્યું. બીજે દિવસે મૃણ્મયીના પિતાનો એક પત્ર હતો. તેમાં લગ્ન પ્રસંગે આવી ન શકવા માટે શોક જાહેર કરી છેવટે પોતાની વ્હાલી પુત્રીને અનેક આશીર્વાદ લખ્યા હતા. કાગળ હાથમાં લઇ તે પોતાની સાસુ પાસે ગઇ અને કહ્યું, "હું મારા પિતા પાસે કુશીગંજ જવા માંગું છું."

જવાબમાં સાસુએ તેને અનેક મ્હેણાં માર્યાં, અને કહ્યું, "વાહ? બાપની શું વાત કરવી? બિચારાને રહેવા તો પુરૂં ઘર નથી તો વળી તને ક્યાં રાખશે?"

મૃણ્મયી પોતાના ઓરડામાં જઇ રડવા લાગી. રાત્રે જ્યારે અપૂર્વ ઉંઘી, ગયો ત્યારે તેણે ધીમેથી બારણું ઉઘાડયું, તે ઘરની બહાર નીકળી. આકાશમાં વાદળાં ઘેરાયા હતાં છતાં તેને માટે પુરતો પ્રકાશ હતો. કયે રસ્તે કુશીગંજ જવાશે તેની તેને ખબર નહતી. જે રસ્તેથી ટપાલી જતો હતો તે રસ્તો તમામ માણસો પાસે લઇ જાય છે, એમ તે ધારતી હતી, તેથી તેણે તે રસ્તો લીધો. અને સવાર સુધીમાં તો ચાલીને થાકથી લોથપોથ થઇ ગઈ.

આ વખતે પક્ષીઓ પ્રાતઃકાળનું સ્વાગત કરી રહ્યા હતા. મૃણ્મયી ગામના બજારવાળા ભાગમાં આવી પહોંચી હતી. અહીં તેની મુસાફરી એક રીતે પુરીજ થઇ. તેણે ટપાલીની ડાંગની કડીનો અવાજ સાંભળ્યો. તેની પાસે જઈ તેણે કહ્યું, "હું મારા પિતા પાસે કુશીગંજ જવા ચાહું છું. તમે મને ત્યાં લઇ જશો ?" તેણે એટલોજ જવાબ આપ્યો કે કુશીગંજ ક્યાં આવ્યું તેની મને ખબર નથી." એટલું કહી પોષ્ટની નૌકાના ખલાસીને જગાડયો અને તેમાં બેસી તેણે રસ્તો પકડયો. તે બિચારાને દયા બતાવવા જેટલો પણ વખત નહતો ! મૃણ્મયીએ એક ખલાસીને સામે પાર લઇ જવાની બૂમ પાડી, તે વખતે એક જણે કહ્યું, "તુ અહીં ક્યાંથી ?"

તેણે આતુરતાથી કહ્યું, "વનમાળી, મને મારા પિતા પાસે કુશીગંજ લઇ જા."

વનમાળી તેનાજ ગામમાં રહેતો હતો. તેના સ્વભાવને પણ જાણતો હતો. તેણે કહ્યું, "શું તારે તારા પિતા પાસે જવું છે ? ઠીક, મારા વ્હાણમાં બેસ. હું તને ત્યાં લઈ જઇશ." મૃણ્મયી તેના વ્હાણમાં જઈ બેઠી. તેવામાં વાદળથી આકાશ ભરાઇ ગયું અને મુશળધાર વરસાદ પડવા લાગ્યો. નદીમાં પુષ્કળ પાણી ભરાયું. તેને આખી રાતનો ઉજાગરો હોવાથી તે ઉંઘી ગઇ. તે જાગી ત્યારે તેણે જોયું, કે તે પોતાને સાસરે બિછાનામાંજ સુતેલી છે !

અપૂર્વે તેની માતાને કહ્યું કે "એને કુશીગંજ મોકલવામાં શું હરકત છે ?" તેના જવાબમાં અપૂર્વની માતાએ તેને પેટ ભરીને મ્હેણાં માર્યાં. તે સમજી ન શકી કે "અપૂર્વે આટલી બધી સારી કન્યા છોડી શા માટે તેનેજ પસંદ કરી હશે ?"

( ૫ )

મધ્ય રાત્રે અપૂર્વે મૃણ્મયીને જગાડી કહ્યું, " તારે તારા પિતા પાસે જવું છે ?" મૃણ્મયીએ હા પાડી. તેણે અપૂર્વ તરફ પહેલી જ વાર કૃતજ્ઞતાથી જોયું. તે કપડાં પહેરી તૈયાર થઈ ગઈ. અપૂર્વે એક કાગળ લખી તે ઓરડામાં મુક્યો, અને એક બીજાનો હાથ પકડી અંધારી રાતે નિર્જન શેરી અને મહોલ્લામાંથી આનંદપૂર્વક માર્ગ કાપવા લાગ્યા.

ઘાટ ઉપર જઈ એક વ્હાણમાં બન્ને જણ બેઠાં. મૃણ્મયીના મનની સ્થિતિ ચિત્રવિચિત્ર હતી. તેને ઉંઘ આવવાથી તે ઉંઘી ગઈ. બીજે દિવસે તેના આનંદનું પુછવું જ શું ? લીલાં સુંદર ખેતરો, મોટા મોટા બજારો અને સુંદર શહેરો માર્ગમાં આવતા હતા. કેટલેક ઠેકાણે ઘાટ ઉપર પુષ્કળ વ્હાણ લંગર નાખી પડયાં હતાં. તે દિવસે તેણે અપૂર્વને અનેક સવાલ પૂછ્યા, " આ વ્હાણો ક્યાં જાય છે ? ક્યાંથી આવતાં હશે ? તેમાં શું ભરેલું છે ? આ ગામનું નામ શું ? વગેરે " અપૂર્વ સાચા જુઠા જવાબ ફેંક્યો જતો, અને મૃણ્મયી પણ તેમાં જ સંતોષ માનતી.

બીજે દિવસે તેઓ કુશીગંજ પહોંચ્યા. અનંતરાય હિસાબ લખ્યા કરતો હતો. તેની સામે નાના સરખા એક ટેબલપર રજીસ્ટરના ઢગલા પડયા હતા. જ્યાં સુધી તેના કાને " બાપુ " શબ્દ સંભળાયો નહિ, ત્યાં સુધી તેમના આવી પહોંચ્યાની પણ તે બિચારાને ખબર નહતી. તેમને જોઇ તેની આંખમાં આનંદથી આંસુ ભરાઇ આવ્યાં. આ યુગલનું સ્વાગત શી રીતે કરવું તેના વિચારમાં તે પડયો. પોતાના માટે તે સાદું ભોજન હાથે

બનાવતો; પરંતુ આ અતિથિ યુગલને કેવી રીતે તેથી જમાડાય ? મૃણ્મયીએ કહ્યું, " બાપુ ! અમે બન્ને હાથે ભોજન બનાવીશું. "

અપૂર્વે આ વાતને ટેકો આપ્યો. આ નાનકડી ઝુંપડીમાં આજે આનંદ સમાતો નહતો. આ પ્રમાણે ત્રણ દિવસ પસાર થયા. આખો દિવસ માણસોથી ભરેલા વ્હાણ આવતા અને જતાં સાંજે શૂન્યકાર થઇ જતું. રાંધવામાં ઘણી ભુલો થતી, અને તેથી મૃણ્મયીની મશ્કરી થતી. આ સર્વ આનંદનો અંત હવે આવવાનો હતો. અપૂર્વની ઇચ્છા આ મનમોજી પંખીને વધુ ઉડવા દેવાની ન હતી અને અનંતરાયે પણ જમાઇરાજ અને કન્યા ઘેર જાય એ જ યોગ્ય ગણ્યું.

બન્ને જણ ઘેર પહોંચ્યા. અપૂર્વની માતા મો ચઢાવીને બેસી રહી. અપૂર્વે હવે કાયદાનો અભ્યાસ કરવા કલકત્તા જવા ઇચ્છા જણાવી. તેની માતાએ બેદરકારીથી કહ્યું, " તારી વહુની શી ગોઠવણ કરી ? "

અપૂર્વે કહ્યું, " તે અહીં જ રહેશે. " પરંતુ તેની માતાએ કહ્યું, " નહિ, નહિ, એને સાથે લઇ જા. "

અપૂર્વે ખિન્ન થઇ કહ્યું, " જેવી તમારી મરજી. " તેણે કલકત્તા જવાની તૈયારી કરવા માંડી. તેણે મૃણ્મયીને કલકત્તા આવવા કહ્યું, ત્યારે તેણે ના પાડી. અપૂર્વે પુછ્યું, " શું તું મને ચહાતી નથી ? "

આ પ્રશ્નનો જવાબ તે આપી શકી નહિ. અપૂર્વે કહ્યું, " શું હજી ગોપાળથી જુદું થવું ગમતું નથી ? "

" ના. "

" હું કદાચ બે ત્રણ વરસ સુધી આવી શકીશ નહિ."

" પાછા આવો, ત્યારે ગોપાળને માટે એક સારો ચપ્પુ લેતા આવજો."

" ત્યારે તારો વિચાર અહીંજ રહેવાનો છે?"

" હા. હું મારી મા પાસે રહીશ" મૃણ્મયીએ જવાબ દીધો.

અપૂર્વે દીર્ઘ નિઃશ્વાસ મુકી કહ્યું, "ઠીક જયાં સુધી તું મને અહીં આવવાનો કાગળ લખશે નહિ, ત્યાં સુધી હું આવીશ નહિ. આથી તું રાજી છે?"

મૃણ્મયીએ કાંઇ જવાબ આપ્યો નહિ. તે રાત્રે અપૂર્વને ઉંઘ આવી નહિ, પ્રભાત થતાંજ મૃણ્મયીને ઉઠાડીને કહ્યું, "જવાનો વખત થયો છે. ચાલ તને તારી મા પાસે પહોંચાડી આવું."

તે ઉઠીને બેઠી થઇ. તેના બન્ને હાથ પકડી અપૂર્વે કહ્યું, " મેં તને તારા પિતા પાસે જવામાં મદદ કરી છે. આજ હું તેનો બદલો તારી પાસે માગું છું."

તેણે પુછ્યું, " શું ?"

અપૂર્વે કહ્યું, " મને એક પ્રેમથી ચુંબન આપ."

તેની આ ગાંડી વાત સાંભળી મૃણ્મયીએ હસી દીધું. બીજી ક્ષણે તેને ગંભીર બનેલી જોઈ પોતાનું મોં તેની તરફ ફેરવ્યું. અપૂર્વે ગાલ ઉપર એક ચુંબન કર્યું. ફરીથી મૃણ્મયીને હસવું આવ્યું.

( ૬ )

પોતાને પીએર ગયા પછી તેણે બહુ આશ્ચર્યથી જોયું, કે હવે તેને તે ઘર પહેલાં જેટલું સારૂં લાગતું નહતું! હવે વખત

જવો તેને બહુ ટાઢકો લાગતો. પહેલાં આ ઘરમાં શું હતું અને હવે તેમાં શું ખામી છે તે તેનાથી શોધી ન શકાયું. થોડાએક દિવસ જતાં તેને ગામ વેરાન જેવું નીરસ લાગવા માંડયું. તેને કલકત્તા જવાની મરજી થઈ. તેને એટલું તો સમજાયું, કે ગઇ રાતે તેના જીવનમાં કોઇ અદ્ભુત પરિવર્તન થયું હતું. જેવી રીતે ઝાડ જીર્ણ થએલા પાંદડાનો ત્યાગ કરે છે, તેવી રીતે તેણે અદ્ભુત વર્તણુકનો પરિત્યાગ કર્યો હતો. તેણે બહાર જવું આવવું છોડી દીધું, તેનો હાસ્યધ્વનિ બદલાયો. ગોપાળ તેની સાથે રમવાનો વિચાર કરતાં પણ ગભરાવા લાગ્યો. એક દિવસ તેણે પોતાની માતાને કહ્યું, "મને મારે સાસરે મુકી આવો."

સાસરે જઇ મૃણમયીએ સાસુને પ્રણામ કર્યો. સાસુએ બહુ આનંદથી વહુને બેઠી કરી. એક ક્ષણમાં સાસુ વહુમાં સંપ થઈ ગયો. અણબનાવનું વાદળ દુર થઇ આંસુઓના પ્રવાહથી આકાશ નિર્મળ અને ચમકતું દેખાયું. પૂર્ણ યૌવન પ્રાપ્ત થયા પછી તેના શરીર અને મનમાં એક પ્રકારે બેચેની ઉત્પન્ન થઇ. તે મનમાં જ પોતાના સ્વામીને પુછવા લાગી, "જયારે હું ન ઓળખી શકી, ત્યારે તમે શા માટે વધારે ધીરજ રાખી નહિ? તમે મને બળાત્કારે શા માટે સાથે નહિ લઈ ગયા? મેં તમારૂં કહ્યું ન માન્યું, ત્યારે તમે શા માટે મારી હઠને દુર ન કરી?"

આજે એકાએક અપૂર્વની તે દૃષ્ટિ અને મધુરા ચુંબનનો ભાવ તે સમજી શકી. હવે તેને યાદ આવ્યું, કે તેના તેડાવ્યા વિના અપૂર્વ આવશે નહિ. તેણે અપૂર્વે આપેલો એક નોટપેપર કાઢયો અને મોટા અક્ષરે કાગળ લખ્યો. કોઇ જાતનું સંબોધન ન કરતાં કાગળ લખવાની શરૂઆત કરી.

"તમે મને પત્ર કેમ ન લખ્યો ? તમારી તબીયત કેમ છે ? તમે જલદી ઘેર આવો." આગળ શું લખવું તે સમજી શકી નહિ. તેણે બહુ વિચાર કર્યો, અંતે લખ્યું કે—

" હવે મને પત્ર જરૂર લખજો. તમારા સમાચાર લખવાનું ભુલતા નહિ. માતાજી આનંદમાં છે. કાલે રાત્રે આપણી લાલ ગાયને વાછરડો આવ્યો છે."

હવે લખવાનું રહ્યું ન હતું અને હોય તો યે તેને તે ખબર નહિ હતી. પત્ર કવરમાં બંધ કરી બહુજ પ્રેમથી "શ્રીયુત અપૂર્વ કૃષ્ણરાય કલકત્તા" એમ લખ્યું. તેને ખબર ન હતી કે સરનામામાં બીજું કંઇ વધારે લખવું પડે છે, અને તેથી જ પત્ર પહોંચ્યો ન હોય, તો અમે પોષ્ટખાતાને જવાબદાર ગણી શકતા નથી.

( ૭ )

રજા પડી અપૂર્વ ઘેર ન આવ્યો. માએ વિચાર્યું કે મારાથી નારાજ થયો હશે અને મૃણ્મયીએ વિચાર્યું, કે મારા કાગળથી તે પ્રસન્ન થયા નહિ હશે. બન્ને જણે કલકત્તા જવાનો વિચાર કર્યો, અને અપૂર્વને ખબર આપ્યા વિના બન્ને કલકત્તા ગયા. અપૂર્વના બનેવી કલકત્તામાં રહેતા હતા. તેણે અપૂર્વને પત્ર લખ્યો, કે "તમારા માતા અહીં આવ્યા છે અને તમારે પણ આજે અહીં ભોજન કરવાનું છે." આ વખતે અપૂર્વ પોતાની પ્રતિજ્ઞાને ભુલી કાગળ લખવા બેઠા હતો, પરંતુ નહિ લખતા બનેવીને ત્યાં ગયો. માને જોતા જ તેણે પુછ્યું, "ઘેર સર્વે આનંદમાં છે ?"

"હા, હું તને તેડવા માટેજ આવી છું." માએ જવાબ દીધો. અપૂર્વે પરીક્ષા પાસે હોવાનું બહાનું કાઢયું, પરંતુ તેના બનેવીએ તેની મશ્કરી કરવા માંડી, અને તેની મોટી બ્હેને તેમાં સાક્ષી પુરવા માંડી, એટલે તે વધારે બોલી શકયો નહિ.

આ બધા વિનોદથી અપૂર્વ બહુ જ ચીડવાયો. તેણેજ આવવા ના પાડી હશે એમ તેણે ધાર્યું, તેથી પુછવાનું સાહસ કરી શકયો નહિ.

જમ્યા પછી અપૂર્વની બ્હેને તેને ત્યાંજ સુવાનો આગ્રહ કર્યો. અપૂર્વે ના પાડી. તેના બનેવીએ કહ્યું, "આજે નહિ જશો તેથી શું બગડી જવાનું છે? કોણ ત્યાં રાહ જોઇને બેઠું છે?"

બ્હેને કહ્યું, "ભાઇ બહુ થાકી ગએલા જણાઓ છો જાઓ આ ઓરડામાં સુઇ જાઓ."

અપૂર્વ બતાવેલા ઓરડામાં ગયો, ત્યાં પૂર્ણ અંધકાર વ્યાપી રહ્યો હતો. બહેને કહ્યું, "દીવો લાવું?"

અપૂર્વે ના પાડી પલંગને શોધી કાઢયો. આ જ વખતે આભૂષણોથી ભરેલા બે કોમળ હાથ તેના ગળાની આસપાસ વીંટળાયા. અને ઓષ્ઠોએ કપોળપ્રદેશ પર ચુંબન કર્યું. પહેલાં તો તે ચમકયો. પરંતુ બહારથી મશ્કરી રૂપમાં "દીવો લાવું કે?" સાંભળતાં જ સમજી ચુકયો કે તે આ જ ચુંબન છે જે પહેલાં હસતાં હસતાં પ્રાપ્ત થયું હતું અને આજે પોતાની મેળે મળી ગયું છે.

[ ૮ ]

# ન્યાય કે નાગપાશ ?

"જે જાય દરબાર, તેના જાય ઘરબાર."

"ડુગ-ડુગ-ડુગ. ડુગ-ડુગ-ડુગ-ડુગ."

કૉર્ટથી આવીને પોશાક ઉતારી દિવાનખાનાના ઝરૂખામાં એક આરામ ખુરશીપર હાથપગ લંબાવી સીગાર પીતો હું બેઠો હતો તે વખતે "ડુગ-ડુગ-ડુગ. ડુગ-ડુગ-ડુગ-ડુગ." નો અવાજ આવ્યો.

ઘરમાંથી મારી પુત્રી રમા દોડતી આવી અને કહેવા લાગી, "ભાઈ, મારે રીંછનો નાચ જોવો છે."

"કેટલીયેવાર જોયો છે. હવે નવું શું જોવાનું છે?"

"મારો જવાબ સાંભળતાં જ રમાને ખોટું લાગ્યું, છતાં યે હઠ તો ચાલુ જ રહી. "ના. હું તો જોઇશ. મોટા ભાઇ! બોલાવોને?"

"પૈસા હું નહિ આપું. તારે આપવા પડશે હો!"

રમા પાસે પણ થોડાક પૈસા એકઠા થએલા હતા. મારી પાસેથી અને તેની મા પાસેથી જે પૈસા મળતા, તેને તે સંઘરી

રાખતી. તેને ખીજવવા માટે અમે તેને આ રકમમાંથી ખર્ચવા કહેતા.

મારી વાત સાંભળી રમા બોલી, "હું આપીશ. શા માટે નહિ આપું?"

"આમ કહેવાથી નહિ ચાલે. તારે આપવા જ પડશે હોં! ભીમા! બોલવ તો એ મદારીને."

મદારીના ખેલ જોવાનો શોખીન ભીમો દોડતો કે મદારી પાસે પહોંચ્યો. મદારી આવ્યો. તેની ખાંધે ઝોળી, હાથમાં લાકડી અને બે દોરી હતી, એક બુઢ્ઢા કાળા રીંછના નાકમાં એક દોરી પરોવેલી હતી અને બીજી દોરીને છેડે એક વાંદરો અને વાંદરી હતાં. બીજા હાથે તે ડુગડુગી વગાડતો હતો. પાછળ છોકરાઓનું ટોળું હતું. તે મુસલમાન હતો. ત્રીસ બત્રીસથી વય વધારે દેખાતું નથી, પણ હંમેશનું રખડવું, અને ખાવાપીવા અને રહેવા કરવાની અગવડતાથી તેનું શરીર આ ઉંમરે પણ ઢીલું થઇ ગયું હતું. તે કંઇ શોધતો ફરતો હતો એમ તેની ઉત્સુકતાપૂર્ણ આંખો જોતાં મને લાગ્યું. વસ્ત્ર મેલાં અને ફાટાતૂટાં હતાં. વાળ ફીક્કા અને વીખરાએલા હતા. દાઢી અને મૂછના વાળ બહુ વધેલા હતા. તેના આવા હાલમાં પણ મને લાગ્યું, કે તે આદમી બહુ નીચ કુટુંબનો નથી. તેની હરવા ફરવાની ઢબમાં જ એક જાતના તેજનો ભાવ જણાતો.

અમારા પાસે આવી હાથ ઉઠાવી તેણે મને સલામ કરી. મેં પૂછ્યું, "શું લેશે?"

"હજુર જે આપશે તે" આમ કહી ઝોળી ઉતારી તેણે ખેલની શરૂઆત કરી.

પહેલાં થોડીવાર આમ તેમ હાથ હલાવી માથું ધુણાવતો ડુગડુગી બજાવતો રહયો. ડુગડુગીનો અવાજ સાંભળી આજુબાજુ લોક ભેગાં થવા લાગ્યા. છોકરાઓ તો પહેલાંથી જ હતાં; હવે મોટી વયના માણસો એકઠા થવા લાગ્યા. નોકર ચાકર, કામકાજ વિનાના માણસો, બજારમાંથી સોદો લઇ જતા અને લેવા જતા માણસો, કૉર્ટથી પાછા ફરતા સાક્ષીઓ, વાદીઓ, પ્રતિવાદીઓ વગેરે બહુ લોક ભેગાં થયા. લોક વધારે ભેગાં થવાનું એક કારણ હતું. મારે બારણે ખેલ થાય તો તેઓને પૈસા આપવા નહિ પડે, એમ તેઓ સમજતા કારણ હું એક જજ અને મોટો માણસ ગણાતો.

લોક એકઠા થતાં ખેલ શરૂ થયો. રમા તો હસીહસીને ગાંડી થઇ ગઈ. જ્યારે રીંછ લાકડીના ટેકા વડે આથડતો પડતો સાસરે ચાલ્યો, અને તાવ ચઢવાનો ભાવ દેખાડી ધ્રુજવા લાગ્યો, ત્યારે લોકને બહુ મઝા પડી. ત્યાર પછી વાંદરા–વાંદરીનો તમાસો થવાનો હતો. રમા ઉઠીને ઘરમાં દોડતી જઇને થોડાંક કેળાં લઇ આવી. ખેલ ખલાસ થતાં તેણે છોલી છોલીને વાંદરા આગળ તે નાખ્યા.

ખેલ કરતાં કરતાં મદારી ડુગડુગી વગાડતો ચારે બાજુ ચક્કર ફરતો. તે વખતની તેની ચંચળ દ્રષ્ટિ જોઇ મને લાગતું કે ખેલ કરી દેખાડવો એ તો માત્ર તેનું બહાનું છે. ખરૂં જોતાં તે કોઇને શોધતો હતો. જ્યાં છોકરા ભેગા થયા હતા, ત્યાં

તે ઉત્સાહથી જતો, અને ખોળતો. માથું ધુણાવી હાથ હલાવી, ડુગડુગી બજાવી જેટલો તે છોકરાઓને પ્રસન્ન કરતો તેટલો જ તે પ્રસન્ન જણાતો. થોડી વારમાં જ તેણે બધા છોકરાને જોઇ લીધા, અને ડુગડુગી વગાડવાનું ચાલુ રાખ્યું. તેનું આવું આચરણ જોઇ મને કુતુહલ થયું. હું બહુ "સેન્ટીમેન્ટલ" નથી, છતાં મેં નવલકથાઓ અને વાર્તાઓ ઓછી વાંચી ન હતી. મદારીનો રંગઢંગ જોઇને કલ્પનાની મદદથી એક કરૂણ કહાણીનું વસ્તુ મેં તૈયાર કરી દીધું. મેં ધાર્યું કે તેનો કોઇ છોકરો ખોવાયો છે તેથી તે પોતાના પુત્રને શોધતો દેશમાં ફરતો ફરે છે. અથવા રવિંદ્રનાથ ટાગોરના "કાબુલી" પેઠે પોતાની પુત્રીની યાદે તેને આ સંસારનાં બધાં યે છોકરા છોકરી સાથે આત્મીયતા સ્થાપવા પ્રેર્યો છે.

હમણાં તે યાદ આવતાં મને હસવુંજ આવે છે. પણ તે વખતે હું એટલો ઘેનમાં પડયો હતો કે ખેલ પુરો થતાં બધાં જોનાર જતા રહ્યા પછી મેં તે મદારીને બોલાવી મારી પાસે બેસવા કહ્યું.

પોતાના ખેલનો સામાન ઝોળીમાં મૂકી તે બેઠો. બુઢ્ઢો રોંજ મહેનતથી થાકી ગયો હતો તેથી બેસીને તે હાંફતો હતો. વાંદરા વાંદરી એક બીજાના માથામાંથી જુ વીણવા લાગ્યા. મેં પૂછ્યું, "તમે છોકરાઓની તરફ શા માટે ધારીધારીને જોતા હતા? તમે કોઇને શોધી રહ્યા હો તેમ જણાય છે. શું તમારો કોઈ છોકરો છોકરી ખોવાયાં છે?"

"હજુર ! મારા લગ્ન જ થયાં નથી. બાળબચ્ચાંની વાત જ ક્યાંથી ?"

"ત્યારે શા માટે તમે તાકીને બાળકો તરફ જોતા હતા ?"

જો આપ સાંભળવાની મહેરબાની કરો તો કહું,"

મેં "ઠીક" કહ્યું. મદારીએ પોતાની કહાણી કહેવા માંડી.

"સાહેબ ! તમે જજ છો. ખોટું ન લગાડશો. કાયદા કાનુન અદાલત અને ન્યાય ઉપર મને જરા યે શ્રદ્ધા નથી. જેની પાસે પૈસા છે તેની સગવડ માટે જ કાયદા છે. કાયદા ગરીબને માટે નથી. અદાલત ન્યાય અન્યાય કશું જોતી નથી. મને લાગે છે કે તે આંધળી છે. ન્યાયના સંબંધમાં

"જુબાનીના પૂરાવા પર રહીને, ન્યાયને ભમવું;
"થયો છે ન્યાય અંધો કે, પડે નહિ પક્ષમાં રમવું.
"પછી સાચો ભલે બંધાય, કે જુઠો ભલે છુટે;
"કહે કાંટો પુકારીને, કઈ તરફેણમાં નમવું ?
"જુબાનીને પુરાવે ત્રાજવું, જે ભારી થાએ છે,
"ભલે અંધો છતાં એ ન્યાય, સાચો તે ગણુંએ છે."

એમ જે ગુજરાતનો કવિ દિવાનો કહે છે તે મને તો અનુભવસિદ્ધ સત્ય લાગે છે. જે પૈસા ખરચી શકે છે, મોટામોટા વકીલ બૅરિસ્ટર રોકી શકે છે, તેની જ જીત થાય છે. કૉર્ટ અને કાયદાથી ગરીબને કાંઈ લાભ નથી. તેને માટે તો રડવું અને ભમવાનનું નામ લેવાનુંજ લખાયું છે.

મારૂં ઘર...જીલ્લામાં છે, મારા...ગામમાં મુસલમાનની જ વસ્તી છે. બે ત્રણ હલકી જાતના હિંદુ રહે છે. મારા બાપ જમીનદાર હતા. જમીન અને જમા કરેલી રકમ કંઇ થોડી હતી નહિ. અમારૂં ગુજરાન તેનાથી થતું. હું બેઠો બેઠો મઝા કરતો હતો. મારા મોટા ભાઇ...ની કૉર્ટમાં કલાર્ક હતા. અમારા બે વિના મારા બાપને બીજી કંઇ સંતતિ ન હતી. બાળપણમાં ગામના મોલવી સાહેબ પાસે હું ફારસી પઢયો હતો. અને લખતાં વાંચતાં પણ થોડું શીખ્યો હતો. મારા બાપની ઇચ્છા મને થોડું ઘણું ભણાવી ઘરમાં જ રાખવાની હતી. હું જમીનદારી પર દેખરેખ રાખીને તેમ થોડી ઘણી ધીરધાર કરીને ગુજરાન કરી શકીશ એમ તેઓ માનતા. મોટાભાઇ વર્ષમાં બે એકવાર રજાઓમાં ઘેર આવતા.

મારી ઉંમર સત્તર વર્ષની થઇ તે વખતે કાસિમઅલીની છોકરી ફાતિમા સાથે મારા લગ્નની વાત નક્કી થઇ ગઇ. કાસિમઅલીની બજારમાં દુકાન હતી. ફાતિમા તેની એકની એક છોકરી હતી. તેની પાસે બહુ પૈસા ન હતા. પણ છોકરી બહુ જ સુંદર હતી. તેથી મારા બાપે લગ્નની વાત ચલાવી હતી. કાસિમ અલીએ ખુશીથી એ વાત મંજુર કરી હતી. મારી સાથે લગ્ન થવાથી છોકરીને કશી જાતનું દુઃખ ન પડે તેનો તેને પુરો વિશ્વાસ હતો.

ફાતિમાએ મને જોયો હતો કે નહિ તે તો મને ખબર નથી, પણ મેં તો તેને જોઇ હતી. ફાતિમા મારી બીબી થશે તે વિચારે હું બાળક હોવા છતાં ખુશીથી ફાલ્યો ફુલ્યો ફરતો. તેના

રૂપમાં જ એવી મોહિની હતી. લગ્નની વાત થયા પછી બે ત્રણ વાર હું તેને જોઇ આવ્યો હતો. આશો મહિનામાં મોટાભાઇ આવનાર હતા. તે વખતે લગ્નની વાત નક્કી કરવા વિચાર હતો. હું બેચેન બની મોટાભાઇના આવવાની રાહ જોવા લાગ્યો. પણ "ધાર્યાં અધુરા રહે હરિ કરે સો હોય" એ ખરૂં પડયું. નસીબના સપાટામાં પીરસેલી થાળી સામેથી સરકી ગઇ. કર્યું કારવ્યું રદ થયું. એકાએક બાપ મરી ગયા. ઘરનો બધો ભાર માથે પડી ગયો. હું જ કરતો હરતો રહ્યો. સાહેબ ! આપનાથી હું નહિ છુપાવું. પૈસો મેળવી હું બદચાલનો થયો. કાચી વયમાં માથે કોઇનો ધાક ન રહેવો, અને ઘરમાં પૈસ હોવા એ ખુદાનો કહેર છે એમ અનુભવે સમજાવ્યું. હું બુરી સોબતે ચઢયો. મારા મિત્રોની બેઠક મારે ત્યાં જ જામતી. મારા થનાર સસરા કાસિમઅલી ઉપરાંત ગામના બીજા કેટલાક બુઢ્ઢા મુરબ્બીઓ મને સમજાવીને સીધે રસ્તે લાવવા આવ્યા, પણ તેમને બેઇજ્જત થઇને જવું પડયું. થોડી વારમાં જ મેં સાંભળ્યું કે કાસિમઅલી પોતાની પુત્રીના લગ્ન નજરૂદીન મીયાં સાથે કરનાર છે, નજરૂદીન સુથારનું કામ કરતો હતો. તેના ઘરમાં માબાપ, ભાઈ બ્હેન, વગેરે કોઇ ન હતું. થોડી જમીન ત્રણ છાપરાના કાચા ઘર અને થોડા ગાય બળદ એટલી તેની મીલકત હતી, પણ કાસિમઅલીએ મારા પાકા સુંદર ઘર અને પટારા ભરીને રૂપીઆની કંઇ પણ પરવા ન રાખતાં નજરૂદીન સાથે વિવાહ કરવાની પાકી ખબર મળી.

આ સમાચાર મળતાં મારા ગુસ્સાનો પાર રહ્યો નહિ. મારી પોતાની બદચાલ, બદમાસીપણું તેમજ નાલાયકી પર મેં જરાયે

વિચાર નહિ કર્યો. દોસ્તદાર ભાઇબંધોએ શરાબના પ્યાલા પર પ્યાલા પાઇને–પીને–મને સલાહ આપી. કાસિમઅલી બે ચાર ધમકીથી સીધો થઇ જશે. ધમકાવવાનું કામ સોંપાયું ફ્જલશેખને. તેણે શું કહીને કાસિમઅલીને ધમકાવ્યો તે ખબર નથી, પણ તેણે પાછા આવીને કહ્યું, "કાસિમઅલી કહે છે કે એવા પાજી બદમાશ જનાવર સાથે છોકરીને પરણાવવા કરતાં ઝેર દેવું સારૂં છે." મારૂં તો શું પણ મારા બાપદાદાનું પણ ઘોર અપમાન થાય એવી બે ચાર વાહીયાત ગાળો દીધી છે એમ ફ્જલશેખે જણાવ્યું.

"શું એટલી મગદુર! આટલું બધું ગુમાન! ઠીક છે જોઇ લઉં છું." મારી કિનાની વાત સાંભળી કાસિમઅલીને શી રીતે હલકો પાડવો તેને માટે દોસ્તદાર ભાઇબંધમાં ચર્ચા ચાલુ જ રહી. કોઇએ સલાહ આપી કે તેના ઘરમાં આગ લગાડવી, કોઇએ કહ્યું કે ઘરમાં ચોરીનો માલ મૂકાવી પોલિસમાં પકડાવવો. કોઇએ વળી કહ્યું, નહિ રે નહિ. અંધારી રાતે જીંદગી ભર યાદ રહે તેવો મેથીપાક ચખાડીએ તે જ ઠીક છે." પણ મને કોઇ પણ સલાહ ગમી નહિ. મોટાભાઇ એટલામાં ઘેર આવ્યા. તેમના ઘેર આવવાથી એક સગવડ થઇ ગઇ. અમારા ખાનદાન અને ઇજ્જત આબરૂનું તેમને બહુ અભિમાન હતું. કશા પણ કારણ વિના કાસિમઅલીએ પોતાની પુત્રીના વિવાહ મારી સાથે ન કરતાં નજરૂદ્દીન સાથે કરી દીધા છે, એવું જ્યારે મારા મિત્રોએ કહ્યું, ત્યારે ગુસ્સાથી તે રાતા પીળા થઇ ગયા તેમણે કહ્યું, "અમારૂં ખાનદાન શું તેણે જેવું તેવું જ જાણ્યું? ઠીક છે એને સીધો દોર બનાવવો એ મારે મન રમત છે."

પણ તે સીધાદોર ન જ થયો અને નજરૂદીન સાથે લગ્ન થઇ ગયાં. અમને નોતરૂં તેડું પણ ન થયું. બદલો લેવા અમારા ઘરમાં સભા મળી. આ સભાના આગેવાન મારા ભાઈ જ હતા. મારા કરતાં તેમનો ઉત્સાહ વધારે હતો. ઘર બાળવાની, ચોરીનો માલ રાખવાની કે અંધારે અજવાળે હલ્લો કરવાની યુક્તિ તેમને ગમી નહિ. તેમને તે મૂર્ખાઇ લાગી. "એનાથી કાંઇ નહિ વળે. ઉલટું આપણે જ આફતમાં આવી પડીશું. એના કરતાં હું એક સુંદર ઉપાય બતાવું છું. એક કાંકરે બે પક્ષી મરાશે."

તેમનું કહેવું સાંભળી બધા વિચારમાં પડી પૂછવા લાગ્યા "કયો ઉપાય?"

મોટા ભાઈએ મૂછ પર તાવ દેતાં કહ્યું, "શું આટલા દિવસ કૉર્ટમાં નોકરી કરી તે નકામીજ કે? કેટલા યે નવા વકીલો મારી સલાહ લેવા આવે છે. હું જે યુક્તિ બતાવું છું તે રામબાણ નીવડે છે. કોઇ પણ તીર ખાલી જતું જ નથી. કાસિમ સામે કૉર્ટમાં કેસ માંડો."

કેસ એટલે શી બલા છે તે અમે કંઇ જાણતા નહિ. માત્ર નામ સાંભળ્યું હતું. કદી અદાલતના દૂરથી યે દર્શન કર્યાં ન હતાં, તો પછી અંદર પગ મૂકવાની શી વાત? ત્યાંના રંગઢંગથી અમે બીલકુલ અજાણ હતા. છતાં યે મોટાભાઇ મુકદમાબાજીમાં પાક્કા ઉસ્તાદ છે તે વિષે તો કોઇને ય સંદેહ ન હતો. મુકદ્દમો શી રીતે ચલાવવો તે જાણવા મેં પૂછયું, "શેનો મુકદ્દમો માંડવો?"

"તું મેજીસ્ટ્રેટ સાહેબની પાસે જઇને ફરીઆદ નોંધાવ કે કાસિમઅલી નજરૂદીનની મદદથી તારી બીબી ફાતિમાને જોર જુલમથી તારા ઘરમાંથી લઇ ગયો છે."

મેં આશ્ચર્યથી કહ્યું, "મારી બીબી ! ફાતિમા !"

તેમણે હસીને કહ્યું, "હા તારી બીબી." મને ચિંતાગ્રસ્ત જોઇને તેણે કહ્યું, "તું ચિંતા ન કર. સાક્ષી અને પ્રમાણ આપીને સાબિત કરી દઇશ કે ફાતિમા તારી પરણેતર બીબી છે."

બીજે દિવસે મુકદમો દાખલ કરાવવામાં આવ્યો. મેજીસ્ટ્રેટ સાહેબે મારી હકીકત સાંભળી લખી લીધી. મોટા ભાઇના શીખવ્યા પ્રમાણે મેં કહ્યું, "ફાતિમા મારી બીબી છે. તેને તેનો બાપ નજરૂદ્દીનની મદદથી મારા ઘરમાંથી જોર જુલમથી લઇ ગયો છે. નજરૂદ્દીન એક લોફર અને બદમાસ છે. નજરૂદ્દીન સાથે વિવાહ કરવો અને મારી સાથે થએલા વિવાહ નામંજુર કરવાની કાસિમઅલીની મતલબ છે. થોડા દિવસપર મારે કાસિમઅલી સાથે તકરાર થઇ હતી. તેથી નારાજ થઇને આ ધાંધલ કર્યું છે."

મેજીસ્ટ્રેટ સાહેબે કાસિમ અને નજરૂદ્દીનપર 'સમન્સ' કાઢયા અને ફાતિમાને કૉર્ટમાં હાજર રહેવા હુકમ ફરમાવ્યો. મારી ખુશાલીનો પાર રહ્યો નહિ. હવે એ બચ્ચાજી કયાં જવાના હતા? નક્કી થએલી તારીખે કાસિમ અને નજરૂદ્દીન કૉર્ટમાં આવ્યા. અને તેમને કૉર્ટમાં ખડા કરવામાં આવ્યા. મારા નામનો પોકાર પડયો. જરાયે સંકોચ વિના મેં કહ્યું, આ બન્ને જણ મારી બીબીને લઇ ગયા છે. આ વખતે ફાતિમા કૉર્ટના ખુણામાં મોઢાપર બુરખો નાંખી ઉભી હતી. મોટાભાઇએ એક પ્રખ્યાત વકીલ રોકયો હતો, સામાવાળાનો વકીલ પણ સાધારણ ન હતો.

મેં કેસ રજુ કર્યો. સામાવાળા વકીલે "ક્રોસ" કરતાં બહુ સવાલ પૂછયા. બહુ ગુંચવવા મથ્યો, પણ હું ગુંચવાયો નહિ; કારણ કે મોટાભાઇ કૉર્ટના કિડા થઇ પડયા હતા. થતા સવાલ જવાબની રગેરગ તે જાણતા. ઉલટ તપાસમાં શું શું પુછાશે તે પણ તેમણે મને પહેલેથી કહી શીખવ્યું હતું, તેથી પ્રતિવાદીનો વકીલ માથું પછાડી મરી ગયો, પણ મારા કહેવામાં ફેર ન પડયો. બે એક સવાલ એવા પણ હતા જે મોટાભાઇએ કહ્યા ન હતા તેમ જવાબ પણ શીખવેલા નહિ, છતાં મેં જવાબ બરાબર જ દીધેલા.

મેજીસ્ટ્રેટ સાહેબે ફાતિમાની જુબાની લેવી શરૂ કરી. ખુલ્લી કૉર્ટમાં, આટલા બધા લોકની મેદની વચ્ચે પર્દેનશીન છોકરી ધ્રુજતી ધ્રુજતી સાક્ષીના પિંજરમાં જઇ ઉભી રહી. તેના બાપ અને ધણીએ માથું ઝુકાવી દીધું. ફાતિમાએ ધીમા અવાજે નજરૂદ્દીન તેનો ધણી છે અને મારી સાથે તેના વિવાહ થયા જ નથી એવી હકીકત લખાવી. અમારા વકીલે ઉલટ તપાસ કરવા માંડી. મોટાભાઇ પાસે ઉભા રહીને કાનમાં કંઇ કહેતા હતા. કોઇ વાર આંખો લાલ કરીને તો કોઇવાર ધમકાવીને એવી રીતે તે બિચારીને વકીલે પૂછવા માંડયું કે તેથી કાસિમ અને નજરૂદ્દીન શરમના માર્યે મરી રહ્યા હતા. ફાતિમા પણ અંતે નાદાનને ! તે રડી પડી—તેનાથી રડી જવાયું. " બસ થયું. હવે વધારે શું હેરાન કરવાના હતા ? કાસિમનું ઘમંડ તો ઉતરી ગયું હતું. તેને પુરેપુરી સજા મળી ગઇ. સ્વપ્ને પણ મને ખ્યાલ હતો નહિ કે કૉર્ટ અને કાયદા તે આવી બલા છે. જરાવારમાં નિર્દોષ માણસનું ભર

કૉર્ટમાં આવી સહેલી રીતે અપમાન થઇ શકે છે તેની મને કલ્પના યે ન હતી. આઠઆનાની ટીકીટ લગાડવાથી અને દરખાસ્ત કરવાથી આવું મહાન પરિણામ આવી શકે છે ! વાહરે કાયદા ! હું આ પ્રમાણે વિચાર કરતો હતો તેવામાં મેજીસ્ટ્રેટ સાહેબે જણાવ્યું, "ક્રાંતિમા જયારે વાદી સાથે લગ્ન થયાનું કબુલ કરતી નથી, ત્યારે કાસિમઅલી નજરૂદીન સામું મુકદમો ચલાવી શકાતો નથી. તેમને છોડી મૂકવામાં આવે છે.

મેજીસ્ટ્રેટ સાહેબને કૃતજ્ઞતાપૂર્વક સલામ કરીને મારી સામુ જોઇ કટાક્ષમાં હસીને ક્રાંતિમાને સાથે લઇ કાસિમ અને નજરૂ-દીન કૉર્ટ બહાર નીકળ્યા. મારા અને મારા મિત્રોના માથાપર વજ્ર પડવા જેવું થયું. આ શું થયું ! મારો હાથ પકડી ભાઇ અદાલતની બહાર મને લઇ ગયા. મેં કહ્યું. "આ શું થયું ?" કેસ હારવા છતાં યે તે હસતા હતા. તેમના પહેલાંના ઉત્સાહ અને આનંદમાં જરા યે ઘટાડો જણાયો નહિ. તેમણે કહ્યું, "હું તો પહેલેથી જ જાણતો હતો કે અહીં આ પ્રમાણે થશે. શું તું આજે જ ક્રાંતિમાને ઘેર લઇ જવાના ખ્યાલમાં મગન થયો હતો ? હવે આના ઉપર કેસની ઇમારત ઉભી થશે. ફોજદારીમાં કંઇ નહિ થાય. દીવાની દાવો માંડવો પડશે."

કાસિમને ત્યાં જીતની ખુશાલી ઉજવવામાં આવી. તે જાણવા છતાં યે અમારો ઉત્સાહ લેશ માત્ર પણ ઘટયો નહિ. આ હાર તે આગળ ઉપર થનાર જીતનું પહેલું પગથીયું ગણી અમે પણ આનંદ જ માન્યો. દીવાની કૉર્ટમાં ક્રાંતિમા ઉપર મારા ધણીપણાના હકનો દાવો દાખલ કરાયો. આ વખતે મોટાભાઇ ઘેર હતા નહિ,

પણ તે પ્રખ્યાત વકીલને બધું સમજાવીને નોકરી ઉપર ગયા હતા. મુકદ્દમાની તારીખ પર તારીખ પડતી, અને કેસ મુલતવી રહેતો. એક નજીવું કારણ બતાવતાં એકવાર નહિ પણ અનેકવાર મુકદ્દમો મહીનાના મહીના સુધી મુલતવી રાખી શકાતો એ વાત મારા માટે નવી જ હતી. જવાબ દાખલ કરાવવા, તારીખ લંબાઇ, સમન્સ ચાલુ કરવા તારીખ પડી, સાક્ષી ઉપર સમન્સ મોકલવા માટે, સાક્ષીના સાહિત્ય માટે, વગેરે અનેક કારણો માટે કેટલી વાર કેસ લંબાયા જ કર્યો. આપ જજ છો, બધું જાણતાં હશો. કાસિમ અને નજરૂદ્દીનને નાકે દમ આવ્યો. જ્યારે જોઇએ ત્યારે સાક્ષીઓ અને સાબિતિ લઇને હાજર. આખો દિવસ બગડે ત્યારે ખબર મળે કે તારીખ પડી. વળી વકીલના કલાર્કને બક્ષીસ, તારીખ બતાવવાને ચહાપાણી, વકીલની ફી, સાક્ષીનું ભથ્થું, કોર્ટ ફી વગેરે આપવામાં બંનેના રૂપીઆ પાણી પેઠે ખરચાઈ ચાલ્યા. કોર્ટ એવી જગા છે કે જ્યાં ચહાપાણીના રૂપીઆ લીધા વિના કોઇ કાને વાત સાંભળતું જ નથી. નજીવી વાત માટે ચપરાસી જેવા પણ પોતાનો "હક્ક" લેવા ચૂકતા નથી. મારી પાસે પૈસાનો તોટો ન હતો તેથી મને ચિંતા હતી નહિ, પણ જેમ જેમ તારીખ પડવા લાગી તેમ તેમ ખર્ચ વધતો ગયો અને તેમના ચહેરા ફીક્કા પડતા ગયા. તેમની પાસેની બચત રકમ ખરચાઇ ગઇ. હું પણ વકીલની મદદથી દમ બાંધીને કેસ લંબાવ્યા જ કરતો આમ સાત આઠ મહીના વહી ગયા. અમે બધા હસતા, પણ પ્રતિવાદીઓ તો હેરાન હેરાન થઇ ગયા. કાસિમને અદાલતના કામકાજથી ઘડીની નવરાસ મળતી નહિ, તેથી દુકાન બંધ

રહેતી. નજરૂદીન પણ પોતાના કામપર વખતસર નિયમિત રીતે જઇ શકતો નહિ. મુકદ્દમાને લીધે હવે તેને કામ મળતું નહિ.

મેં સાંભળ્યું કે ફાતિમા આ વખતે બહુ મહેનત કરતી. ખેડુતોની મદદથી ખેતીની ફસલ જોવી, ધાન કાપી ઘરમાં આણવું ચોખા તૈયાર કરાવવા વગેરે બધાં પુરૂષના કામ તે જ કરતી. રાંધવું, સીંધવું, ઘર સાફસુફ રાખવું, વાસણકુસણ માંજવા વગેરે ઘરના કામ પણ તે જ કરતી. ઘરમાં સાસુ નણંદ કોઇ ન હોવાથી બધું તેને માથે પડી ગયું હતું. પાસે કોડી પણ રહી નહિ એમ જ્યારે તેણે જાણ્યું, ત્યારે પોતાની પાસે જે બેચાર હલકી કિંમતના દાગીના હતા, તે પણ તેણે ઉતારી આપ્યા. આ વાત સાંભળી અમે બધા હસતા અને કહેતા કે કરણીની મઝા ઠીક મળી રહી છે!

મુકદ્દમાની તારીખ કયાં સુધી લંબાય? છેવટે મુકદ્દમો શરૂ થયો. મોટાભાઇને પહેલાથી જ ખબર આપવામાં આવી હતી. રોજ સાંજે સાક્ષીઓની બેઠક અમારે ત્યાં થતી. પૈસા ખર્ચીને પાંચ છ સાક્ષીને અમારી તરફ મેળવી લીધા હતા. મોટાભાઇ આવી પહોંચ્યા. તેમને શીખાવી ભણાવી તૈયાર કરવાનું તેમણે માથે લીધું. દશ પંદર દિવસ સુધી લાગલાગટ શીખવાડયા પછી તેમણે જણાવ્યું, "હવે સાક્ષીઓ તૈયાર થઇ ગયા છે" 'મૂળે તો શેર મગદળના સાક્ષી જેવા હતા તેથી કેટલી યે વાર કોર્ટમાં જૂઠી જુબાની આપી આવેલા, અને વળી મોટાભાઇની તાલિમ પછી પૂછવાનુંજ શું?

મુન્સફ સાહેબની કોર્ટમાં મામલો આગળ ચાલ્યો. પહેલાં મારી હકીકત નોંધાઇ, મેં ભાઇએ શીખવાડેલું તેમ કહ્યું.......

મહીનાની...તારીખે...વાગતાં કૃતિમા સાથે મારા વિવાહ થયા હતા. મૌલવી તેયુબુદ્દીન અને મુલ્લા ઇયાજુદ્દીન વકીલ હતા. સાક્ષીઓના નામ પણ લખાવ્યા. ધીમે ધીમે મુલ્લા, મૌલવી અને બીજા સાક્ષીઓની જુબાની લેવામાં આવી. પ્રતિવાદીના વકીલે બહુ મહેનત કરી, પણ જુબાની તો તેમની તેમ જ રહી. મોટાભાઇના અનુભવ ઉપર મને બહુ શ્રદ્ધા ચોંટી. સાક્ષી સાંભળી ખુદ મને પોતાને એમ લાગતું કે કૃતિમા સાથે મારા વિવાહ થયા છે.

મુકદમો ચાલવા લાગ્યો અને દિવસ પર દિવસ વિતવા લાગ્યા. સાક્ષી પુરી થતી જ નહિ. અમારા સાક્ષી પૂરા થયા પછી સામાવાળાના લેવાયા. તે બધા સીધા સાદા ગામના રહેવાવાળા હતા. જે સાચી વાત હતી તે તેમણે કહી. મુન્સફ સાહેબે સાત દિવસ પછી ચુકાદો જાહેર કરવા જણાવ્યું. અમે ઘેર આવ્યા. અમારા વકીલના ખીસ્સાં તર થઇ ગયા હતા તેણે પ્રસન્ન થઇને મારી પીઠ ઠોકતાં કહ્યું. " કાંઇ ચિંતા જેવું નથી. જીત તમારી જ છે. " ચુકાદાને દિવસે કૉર્ટમાં ગામના લોકની પુષ્કળ મેદની ભરાઇ. અગીઆર વાગ્યા. મુન્સફ સાહેબ આવ્યા. ગંભીર ભાવે બોલ્યા, " મેહરૂદ્દીન વાદી કાસિમ અને નજરૂદ્દીન પ્રતીવાદીઓ. અમારા વકીલ સાહેબ ઉભા થઇ ગયા. સામાવાળાનો વકીલ પણ ઉભો થયો. ચુકાદો વંચાયો. મને અંગ્રેજી આવડતું નથી તેથી કશું સમજ્યો નાહ. પણ જ્યારે તે પુરેપુરૂં વંચાઇ રહ્યું, ત્યારે અમારા વકીલે હસીને મુન્સફ સાહેબને સલામ કરી. પ્રતિવાદીઓનો વકીલ ફીક્કા ચહેરે ખુરસીપર બેઠો ત્યારે હું સમજી ગયો કે જીત અમારી થઇ છે. બહાર આવતાં જ શોરબકોર સંભળાયો.

કાસિમ બેહોશ પડયો હતો. એક ઝાડ નીચે એને સુવાડવામાં આવ્યો હતો. નજરૂદ્દીન તેના મુખ ઉપર પાણી છાંટી રહ્યો હતો, અને લોક પંખો નાખતા હતા. ભાઇએ કહ્યું, "જોઇ આ ન્યાયની નાગપાશ? સાક્ષી જો ગભરાઇ ન જાય તો કૉર્ટની શું મગદૂર છે કે મુકદમો હરાવી દે. હવે સિપાઇ મોકલી ફાતિમાને આપણે ઘેર પકડી મંગાવીશું."

છતાં તે વખતે પણ મને ખાત્રી થતી નહતી કે ફાતિમા મને મળશે. કૉર્ટે ચુકાદો આપી ફાતિમાને મારી બીબી બનાવી દીધી. હું વિચારમાં પડયો આ સત્ય છે કે સ્વપ્ન? મારા જુઠા સાક્ષીઓ, ખોટા લગ્નના મુલ્લા અને મોલવીઓ, વકીલ વગેરે હસતા હતા. કૉર્ટ તો બહુ વિચિત્ર જગા દેખાય છે. ભાઇ કહેતા કે જો સાક્ષી બરાબર જવાબ આપે તો મુકદ્દમો હરાવવાની કોઇની હિંમત નથી તે ખરૂં જ લાગ્યું. હસતા કુદ્દા મશ્કરી કરતાં અમે બધા ઘેર આવ્યા. રસ્તામાં કોઇ આદમીએ અમારી સાથ વાત પણ ન કરી. ફેંસલો પહેલાથી જ જાહેર થઇ ગયો હતો.

બીજે દિવસે સવારે સાંભળ્યું કે કાસિમ મરી ગયો. એક વાર તેના ઘર આગળ ચક્કર લગાવી આવવાની ઇચ્છા થઇ, પણ શરમને લીધે જઇ શક્યો નહિ. કાસિમની લાશ ઉપર ફાતિમા પડીને રડી રહી છે: નજરૂદ્દીન સમજાવવાનો પ્રયત્ન કરી રહ્યો છે. એવું ચિત્ર મેં મનમાં દોરી લીધું. કાસિમના મરવા પછી થોડા દિવસ અમે ચૂપ રહ્યા. થોડા દિવસ પછી કૉર્ટમાં મારો હક મેળવવા મારે શું કરવું તે જોવા બધા તો માલમ પડયું કે

નજરૂદ્દીને અપીલ કરી છે અને જ્યાં સુધી અપીલનો ફેંસલો ન આવે ત્યાં લગી ફાતિમા તેની સાથે રહે એવો હુકમ મેળવી આવ્યો છે. બાઇએ કહ્યું, "ઠીક, કરવા દો અપીલ. જોઇ લઉં છું કે શું હકુમો મેળવે છે તે !"

વળી પાછી મુકદ્દમાની તૈયારીઓ. હવે કેસ ચાલવાનો હતો જીલ્લાની અદાલતમાં. કાસિમ અને નજરૂદ્દીનની કમાઇ, અને ફાતિમાના થોડાઘણા ઘરેણા વગેરે તો પહેલાથી જ વપરાઈ ચૂક્યા હતા. આ વખતે કાસિમની જમીન અને ઘર વેચી મુકદ્દમો લડવા નજરૂદ્દીન તૈયાર થયો. તારીખપર તારીખ પડવા લાગી. અમે જાણીજોઇને તારીખ લંબાવતા. બબ્બે ત્રણ ત્રણ મહીનાની મુદત પડતી. નજરૂદ્દીન હેરાન થતો જતો હતો. તેના શરીરમાં હવે માત્ર હાડકાં અને ચામડી વિના બીજું કશું રહ્યું ન હતું. આંખ ઊંડી ઉતરતી ગઇ. લોક કહેતા કે ફાતિમા અને નજરૂદ્દીન એક વખત અર્ધ પેટે ભૂખ્યા રહીને મુકદ્દમાનો ખર્ચ નીભાવે છે. આમ નહિ કરતે તો શું કરતે ! એમાંથી કાંઇ એમ છૂટી જવાય કે ? એ તો ન્યાયની નાગપાશ–અદાલતની ઇંદ્રજાળ હતી. મુકદ્દમો શરૂ થયો. ફરી પાછું એનું એ. વકીલોની તકરાર, ન્યાયધીશ સાહેબના મોઢાપરના ભાવ, તરફેણ કરવાવાળાની દોડદોડી, કલાર્કોનું ઇનામ માંગવું, ચપરાસીની બક્ષીસ વગેરે લીલા અહીં પણ હતી. ચુકાદો આપવાને થોડા દિવસ રહ્યા. પંદર દિવસ પછી ચુકાદો આવ્યો. "અમે હારી ગયા હતા. કેસનો બધો ખર્ચ પણ અમારે આપવાનો હતો."

મોટાભાઇએ તે દિવસે જજ્જ સાહેબને જે ગાળો દીધી તે જો કોઇએ સાંભળી લીધી હોત, તો જરૂર તેમને વગર ભાડાની

કોટડીમાં રહેવા જવું પડત. અમે ઉદાસ ચહેરે ગામમાં આવ્યા. ગામમાં આજે આનંદ હતો. અમને સંભળાવવા કોઇએ કહ્યું " ભાઇ ! ધર્મની જડ પાતાળમાં હોય છે."

એક આદમીએ કહ્યું, " મીયાં સાંભળ્યું કે ? ફ્રાતિમાને કાલે એક છોકરો આવ્યો છે તેનું નામ રાખ્યું છે ફત્તેમહમદ."

લડતમાં ફાતિમાને છોકરો પણ થઇ ગયો ! પણ એમાં આશ્ચર્ય જેવું કાંઇ ન હતું. લગ્નને અઢી વર્ષ વીતી ગયાં હતાં. મુકદ્દમો ચાલુ જ હતો. છેવટે અમારી હારનો જીવતો જાગતો પુરાવો સામે આવી હાજર થઈ ગયો. તેનું નામ જાણીજોઇને ફત્તેમહમદ રાખવામાં આવ્યું હતું. ભાઇએ કહ્યું, "ઠીક છે. જોઉં છું હવે કોની ફત્તેહ થાય છે તે ? હજી હાઇકૉર્ટ તો બાકી છે ને !"

અમે હાઇકૉર્ટમાં અપીલ કરી. હવે સાધારણ મામલો ન હતો. ખર્ચ પણ લાંબો હતો. બૅરિસ્ટર ખડા કરવામાં આવ્યા હતા. અમને પણ પૈસાની તંગી હવે જણાઇ. કેટલીક જમીન ગીરવી મૂકી–મૂકવી પડી, ન્યાયની નાગપાશમાં હવે અમે પણ જકડાતા ગયા હતા. નજરૂદ્દીન પાસે હવે ફૂટી બદામ રહી ન હતી, તે વકીલ પણ ઉભો રાખી ન શક્યો. એક વર્ષ વીતી ગયું. પણ અપીલનો ચુકાદો આવ્યો નહિ. ગામના રસ્તાઓપર ફ્રાતિમા બચ્ચાને ગોદમાં લઇ કેટલી યે વાર જતી આવતી મેં જોઇ. બચ્ચું બહુ સુંદર અને ગોરૂં હતું કોણ કહી શકે તેમ હતું કે દુઃખી ઘરનું છે અને પુરૂં દુધ પણ પીવા મળતું નથી ? એક દિવસ તાર આવ્યો. અમારા મુકદ્દમાનો છેવટનો ચુકાદો આવી ગયો. અમારી જીત થઇ હતી. ખુશી અને આનંદથી ભાઈ બોલી ઉઠયા, "બોલો

હવે કોની ફરતેહ છે? હાઇકૉર્ટની ઉપર અપીલ પણ થઇ શકતી નથી."

વાત છુપી ન રહી. ગામમાં ફેલાઇ ગઇ. અમે પણ અદાલતની મદદથી ફાતિમાને મેળવવા મહેનત કરવા લાગ્યા. કૉર્ટનો પરવાનો મેળવી ચપરાસી સાથે અમે નજરૂદ્દીનને ત્યાં પહોંચ્યા. આખાં ગામના લોક ભેગા થઇ ગયા હતા. સ્ત્રીઓ પણ જુદે જુદે ઠેકાણે ઉભી રહી જોતી હતી. નાનાં છોકરા છોકરી તો તમાસો જોવા પાસે જ ખડા હતા, ભાઇએ બૂમ પાડી, "નજરૂદ્દીનમીયાં ઘરમાં છે કે?"

નજરૂદ્દીન બહાર આવ્યો. તે કમરમાંથી વાંકો વળી ગયો હતો. છાતીના હાડકાં નીકળી આવ્યા હતા. પાંસળીઓ તો એક એક ગણી શકાય તેમ હતી, આંખ ઉંડી ઉતરી ગઇ હતી અને ચારે બાજુ કાળાશ છવાઈ હતી. બાલ ફીક્કા હતા, અને માત્ર તેના કપડામાં એક મેલી લુંગી હતી. ભાઇએ કહ્યું, "આ કૉર્ટના માણસો ઉભા છે. બોલો ફાતિમાબીબીને તેના માલિકના હાથમાં આપશો કે નહિ?"

"તેના માલિકના" શબ્દ સાંભળતાં ગામના લોક ધીટકાર વર્ષાવવા લાગ્યા. દબીરશેખ ગામનો હોડી ચલાવનાર માછી હતો તેણે કહ્યું, "નજરૂદ્દીનમીયાં! કહો તો આ સાળાના માથાના બે કકડા કરી નાખું. સાળો મુસલમાન નહિ પણ કાફર છે." બે ત્રણ જણે પણ આવી કહ્યું, "ખરી વાત છે. મારો સાળાને."

ત્રણ ચાર લાઠીઓ ઉંચકાઇ. નજરૂદ્દીને હાથ ઉંચકી તેમને રોક્યા. તેનો હાથ ધ્રુજતો હતો. તેણે ધીમે અવાજે બૂમ મારી, "ફાતિમા."

ફાતિમા બાળકને ગોદમાં લઇ બહાર આવી. તેના લુગડાં મેલાં અને ફાટેલા હતા છતાં તેનું હુસ્ન ઝળકી રહ્યું હતું. ઘણા દિવસથી તેને જોઇ ન હતી. આજે ખૂબ જોઇ. તે સાધારણ સ્ત્રીનું રૂપ ન હતું. જોતાંજ હું ભાન ભૂલ્યો.

ફાતિમાનો પુત્ર આટલા લોક જોવા છતાં પણ ડર્યો નહિ. હું તેની પાસે જ હતો. હું જરા બની ઠનીને ગયો હતો. લાલ કિનખાબનું કુર્તું જોઇને તે હસવા લાગ્યો. અને હાથ લંબાવીને મારી પાસે આવવા ઝુકી પડયો. નજરૂદ્દીને મારી તરફ જોઇ કહ્યું, " મહેરૂદ્દીનમીયાં! મને વિશ્વાસ હતો કે છેવટે સત્યનો જ જય થશે. આવા ફેંસલાનો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો, જે થયું તે થયું. મારે તમને એક જ વાત પૂછવાની છે. આ મારી બીબી છે અને આ મારો પુત્ર છે. કૉર્ટમાં ભલે ગમે તેમ થાય, પણ ખુદા સાક્ષી છે કે તે મારી બીબી અને મારૂં બચ્ચું છે. તમે મુસલમાન છો, ખુદાને માનવાવાળા છો. અલ્લાના કસમ ખાઇને કહો, તમે આ વાતને નામુકર જઇ શકો છો ? " મારામાં શું થયું હતું તે કહી શકતો નથી, પણ જવાબ વાળતાં મને શરમ આવી. મેં ભાઇને કહ્યું, " બહુ સજા થઇ. ચાલો હવે ઘેર જઇએ. " ભાઇએ કહ્યું, " શા માટે ? આટલા દિવસ કેસ લડીને, જમીન ગીરવી મૂકીને, છેવટે બે આંસુ જોવાથી પીગળી ગયો ? આવા ફેલથી હું મારો ઇરાદો બદલી શકતો નથી. તું છોડી દે તેથી શું થયું ? કૉર્ટમાં તારી બીબી સાબિત થઇ ચૂકી છે. હવે નજરૂદ્દીનનો છોકરો હરામનો ગણવામાં આવશે " " હરામનો " શબ્દ સાંભળતાં નજરૂદ્દીને કપાળ કુટયું. ફાતિમા રડવું રોકી ન શકી. તે પણ પોકે-

પોક રડવા લાગી. ફત્તેમહમદે બે ત્રણવાર માના મોઢા તરફ જોઇ ચીસ પાડી રડવાનું શરૂ કર્યું. હવે મારાથી ન રહેવાયું. મેં કહ્યું, "કૉર્ટે સાબિત કર્યું છે કે ફાતિમા મારી બીબી છે? હું ફાતિમાને તલાક આપું છું, હું ફાતિમાને તલાક આપું છું, હું ફાતિમાને તલાક આપું છું. આજે જ ફારગતી લખાવી નોંધાવું છું."

ભાઇસાહેબના મોં ઉપર ગ્લાનિ પસરી. અમારે ત્યાં કાયદો છે કે ત્રણ વખત "તલાક" કહી દેવાથી જ નિકાહ રદ થઇ જાય છે. કેટલાકે કહ્યું, "બેવકુફ છે!" કોઇએ કહ્યું "ચક્રમ છે!" ભલે ભાઇ નારાજ થાય, દોસ્તદાર ભાઇબંધ ભલું યા બુરું કહે, પણ ફત્તેમહમદે ફત્તેહ મેળવી હતી.

બીજે જ દિવસે ફારગતી લખીને રજીસ્ટર કરાવી નજરૂદ્દીનને ઘેર ગયો. ઘર ખાલી હતું. રાતે જ ગામ છોડીને નજરૂદ્દીન ફાતિમા અને ફત્તેમહમદને લઇ ગામ છોડી ગયો હતો.

ભાઇ સાથે વાત બગડી હતી. મને પહેલાથી જ વિશ્વાસ હતો કે તેમની સાથે લડીને ભાગ મેળવવો મારે માટે શક્ય નથી. ફરી કૉર્ટ અને કાયદા કાનુન પાસે જવા દિલ ચાહ્યું નહિ. ભાઇને બધું સોંપી દઇ હું નીકળી પડયો.

એક ઉસ્તાદ મદારી પાસે આ રોજગાર શીખી લીધો. હવે હું વાંદરા રીંછ નચાવી પેટ ભરૂં છું અને ફારગતી સાથે લઇને ફત્તેમહમદને શોધતો ફરૂં છું. જો કોઇ દિવસ ફત્તેમહમદ મળશે તો તેને આપી પાપનું પ્રાયશ્ચિત કરીશ.

\+ \+ \+ \+

આ વખતે "શું ચાલી રહ્યું છે!" કહેતા સેશન્સ કૉર્ટના

જજ આવી પહોંચ્યા. સાથે બેએક ભલા માણસ પણ હતા. તેમને જોઇને જ મદારી ઉઠી ઉભો થયો. મેં તેને રૂપીઓ આપ્યો. તેણે સલામ કરીને કહ્યું, "સાહેબ! મેં કાયદા કાનુન અને કૉર્ટની નિંદા કરી છે. ખોટું નહિ લગાડશો."

ફરી એકવાર સલામ કરી ઝોળી ખાંધે ચઢાવી રીંછ અને વાંદરાને લઇ તે ચાલ્યો ગયો

જજે કહ્યું, "શું? કાયદા કાનુન અને કૉર્ટની નિંદા? એના વડે તો આપણે બે સુકી અન્ન મેળવીએ છીએ? તેની નિંદા? આ દેશમાં પણ સોશિઆલિઝમ ઘુસી ગયું છે કે શું?"

બીજા પ્રસંગોની પેઠે હું હસીને જવાબ દઇ શક્યો નહિ, કારણ કે કાયદા કાનુન અને કૉર્ટની કીર્તિના પ્રત્યક્ષ પ્રમાણુની ડુગડુગી આઘેથી ફરી સંભળાઇ—

"ડુગ-ડુગ-ડુગ, ડુગ-ડુગ-ડુગ-ડુગ."

---

# [ ૯ ]

# વાસવદત્તા.

વાસવદત્તાનું સૌન્દર્ય પૂર્ણ ચન્દ્રથી પણ વધારે પૂર્ણ હતું. તેનો દેહ કમળથી ય કોમળ હતો. તેની વાણી વીણાને ય શરમાવતી. તેની લાજવન્તી આંખો હરિણિને પણ લજવાવા શક્તિમાન હતી. "શોભા" એ પોતાની રૂચિ પ્રમાણે પોતાને હાથે જ એ સુવર્ણ પ્રતિમા રચી હતી. આવું વિશ્વને મોહિત કરતું સૌન્દર્ય—આવું રૂપ—આપી વિધાતાએ એને વેશ્યા નિર્માણ કરવામાં ભૂલ શામાટે કરી હશે ?

બાલ વસંતના એક પ્રભાતે એક બૌદ્ધ ભિક્ષુક વાસવદત્તાના દ્વાર સમીપ આવીને ભિક્ષા માટે ઉભો. વાસવદત્તાથી અણધાર્યું તેની તરફ જોવાઇ ગયું. તેણે તેને એકવાર જોયો. ફરીથી જોવાની ઇચ્છા થઇ ! અને જેમ જેમ તે જોતી ગઇ, તેમ તેમ તેની ઇચ્છા વધવા લાગી, અને તે અનિમિષ નયને જોઇ રહી !

તેનું નામ ઉપગુપ્ત હતું. સંસારી દ્રષ્ટિએ તે ભિખારી હતો, પરંતુ અપાર્થિવ દ્રષ્ટિએ તે રાજરાજેશ્વર હતો. મનના શ્રેષ્ઠ અને સુવિસ્તારવાળા રાજ્યપર તેણે વિજય મેળવ્યો હતો. વિશ્વની ચંચળતા અને અશાંતિની તેને બહુ સારી ખબર હતી, તેથી તેના નેત્રો અચંચળ અને શાંત હતા. સ્વર્ગીય તેજથી તેનું મુખમંડળ

પ્રકાશી રહ્યું હતું. વિશ્વને પોતાના સૌન્દર્યથી જીતી લેનારી એક ભિક્ષુક સમીપ હારી ગઇ. તેના સૌન્દર્ય પર તે મુગ્ધ થઇ ગઇ. તે કામવશ ગઇ ગઇ, વેણી શિથિલ થઇ છૂટી ગઇ તેમાંના પુષ્પો ભૂમિપર પડવા લાગ્યા.

વાસવદત્તાએ ઉપગુપ્તની પાસે જઇને કહ્યું, " ભિક્ષુક ! ભિક્ષા પાત્ર લાવો. હું તમને ભિક્ષામાં મારૂં હૃદય આપવા આવી છું."

ઉપગુપ્તે ચકિત થઇને કહ્યું. " એનો અર્થ શું ! "

"એનો અર્થ એજ કે આ કોમળ દેહ ભિક્ષાવૃત્તિને લાયક નથી. આ અનુપમ સૌન્દર્ય-સુમન સંસારના સ્પર્શથી દૂર રહી વનમાં કરમાવા સરજાયું નથી. આવો ભિક્ષુક આવો, મારા મકાનમાં પધારો. મેં વિશ્વને જીત્યું છે, છતાં હું તમારી દાસી થઇને રહીશ."

ઉપગુપ્તે શાંત મુખમુદ્રાએ વાસનારહિત થઇને કહ્યું, "હમણાં સમય નથી. હું યોગ્ય સમયે આવીશ."

વાસવદત્તા ચકિત થઇ ! એક સામાન્ય ભિખારી તેના સૌન્દર્યનો તિરસ્કાર કરી ચાલ્યો ગયો ! ઉપગુપ્ત ક્યારે અને કયી દિશામાં ગયો તેનું તેને ભાન ન રહ્યું. તે સુવર્ણમૂર્તિ સમી નીરવ-સ્થિર રહીને નિહાળી રહી !

પોતાના નાનકડા જીવનનો એક ચમકારો કરી સંધ્યા તીવ્ર ગતિએ ચાલી ગઇ. શરદઋતુના સ્વચ્છ આકાશમાં ઉદય પામતા ચન્દ્રના કિરણો રૂપેરી ચાંદની પ્રસરાવી રહ્યા હતા.

પતિતપાવની ગંગાના તીરપર એક ગાઢ વન હતું. ભિક્ષા લઇને ઉપગુપ્ત એ જંગલમાં થઇને મઠ તરફ જતો હતો. કરૂ-

બુદ્ધાવતાર ભગવાન બુદ્ધના ઉપદેશની અસર વનરાજ પર થઈ હોય એમ જણાયું નહિ, તે પોતાની રાક્ષસી વૃત્તિને ન છોડતાં વેગથી ઉપગુપ્તની સામુ ધસ્યો.. ભિક્ષુકે તેને આવતો જોઇ પોતાનું મસ્તક ઝુકાવી દીધું.

ઘન ઝાડીમાં એક:છીદ્ર હતું. વસંતની પૂર્ણ પ્રફુલ્લતાયે પોતાનું પૂરતું કરવા છતાં પાંદડાં એ છીદ્રને ઢાંકી ન શક્યા. એ છીદ્રમાંથી એક શિકારીએ આ દ્રશ્યને જોઇ લીધું. વિદ્યુત્ વેગે એક બાણ છૂટયું, અને તે સિંહ ભૂમિશાયી થયો. ઉપગુપ્તે ચકિત થઇને જોયું ! એક શિકારી પોતાના ધનુષ્યબાણને ભૂમિપર ફેંકી તેના ચરણમાં પડયો હતો.

"તેં આ શું કર્યું ? સિંહે તારૂં શું બગાડયું હતું ? નિરપરાધીની તેં શે હત્યા કરી હશે ?" તેના આ શબ્દોમાં દુઃખ અને દર્દ જણાતાં હતાં.

પોતાના કઠોર જીવનમાં પહેલીજવાર શિકારીએ કરૂણાદેવીનું દર્શન કર્યું. થોડી પળ તે ચિત્રવત્ સ્થિર ઉભો રહ્યો. ઉપગુપ્તે કરૂણાપૂર્ણ દૃષ્ટિ તેની તરફ ફેંકી. શિકારીએ પોતાના ધનુષ્યબાણને હાથમાં લઇને બે ટુકડા કરી ફેંકી દેતાં કહ્યું, "દેવ ! આજ મારી અંતિમ હત્યા !" ઉપગુપ્તે પ્રસન્ન મુખે આશીર્વાદ આપ્યો. શિકારી કરૂણાના સામ્રાજ્યમાં પ્રવેશ કરવા ચાલ્યો ગયો.

ત્યાર્દ ઉપગુપ્તે મૃત્યુવત્ પડેલા સિંહને જોયો. તેની છાતીમાં તીરથી બહુ કારી ઘા થયો હતો. મહા મહેનતે તેણે તે સિંહને ઉંચકી ગંગાતટ ઉપર આણ્યો, અને જખમ ધોવા માંડયો.

ગંગાના ચંચળ હૃદયપર દશે દિશાએ ગીતની સુધા વર્ષાવતી એક નૌકા ચાલતી હતી. શરદૠતુની પૂર્ણ બહારમાં ખીલેલી ચાંદની, વન વિભાગ, ગંગાનું શાંત હૃદય તે ઉપરની નૌકા અને સંગીત નૈસર્ગિક સૌન્દર્યનો એક અચ્છો ચિતાર બતાવતા હતા. અને તે બધામાંયે સિંહના ઘાને ધોતો ભિક્ષુક વધારેને વધારે આકર્ષક જણાતો હતો.

ઉપગુપ્ત પોતાના કાર્યમાં ગુંથાએલો હતો સિંહના જીવનની આશા ઓછી હતી, છતાં યે ભિક્ષુકે હૃદયપૂર્વક પોતાનું કામ ચલાવ્યા કર્યું.

નૌકા કિનારા તરફ આવવા લાગી. સંગીત સ્પષ્ટ સંભળાવા લાગ્યું. ઉપગુપ્તે સહજ ઉંચું જોયું ! વાસનાથી ભરેલી તે નૌકા આવતી હતી. તેણે વધારે ધ્યાનપૂર્વક જોયું. તેમાં વાસવદત્તા હતી ! ભિક્ષુએ સિંહના શરીરમાંથી તીર ખેંચી કાઢવા હાથ લંબાવ્યો. ગાન બંધ થયું અને નાવ ત્યાં આવી પહોંચ્યું. વાસવદત્તાએ કહ્યું, "આ શું ? સિંહ નવજીવન પ્રાપ્ત કરી પોતાના જીવનદાતાને નહિ પિછાણે એ શું તમને ખબર નથી ?"

ઉપગુપ્તે શાંતચિત્તે કહ્યું, " જગતને ભસ્મ કરી નાખનાર ચંચળ રૂપ કરતાં સિંહ વધારે ભયંકર નથી !"

વાસવદત્તા સમજી ન શકી. પ્રેમથી અધીર થઇને તેણે કહ્યું, "આવો, ભિક્ષુક પધારો. તમે તમારા રૂપના તીરથી મને ઘાયલ કરી છે, પહેલાં મને પ્રાણદાન દો."

ઉપગુપ્તે સરળ ભાવથી કહ્યું, "હજી યોગ્ય સમય આવ્યો નથી.

પહેલાં આ સિંહની રક્ષા કરી લઉં પછી તમારે ત્યાં આવીશ."
વાસવદત્તા અભિમાન ભરી દ્રષ્ટિથી જોતી જોતી ચાલી ગઈ.

(૩)

રસિકજનના મન હરણ કરનાર વસન્તાનિલ કેટલીયે વાર વાયા, પરંતુ વાસવદત્તાને ત્યાં ઉપગુપ્ત ન આવ્યો. વાસવદત્તા અતૃપ્ત નેત્રે ઉપગુપ્તના આગમનની રાહ જોઇ બેસી રહી. એક ઘોર અંધારી રાતે—મનુષ્યની બુદ્ધિમાં અંધકાર પ્રસરાવનારી—રાતે વાસવદત્તાએ બહુ સાવધાનીથી કબાટમાંથી કટાર કાઢવા હાથ લંબાવ્યો. વાસવદત્તાની મૂર્તિમાં પિશાચિનીના ભાવ જણાયાં, તેના મુખપર અભિશાપની છાપ જણાવા લાગી.

વાસવદત્તા કટાર લેવા ગઇ કે તરતજ તેની નજર શાંત ગતિએ ચાલતા ઉપગુપ્ત પર પડી. તેના હાથમાંથી કટાર જમીન પર સરી પડી. વાસવદત્તાનો પ્રેમી—દારૂના પ્રભાવથી અચેત પડયો હતો, તેને આ બનાવની કશી ખબર પડી નહિ.

મોરલીના મંત્રથી મુગ્ધ થએલી નાગણીની પેઠે વાસવદત્તાએ ઉપગુપ્તને બોલાવ્યો. ઉપગુપ્તે તેની સામુ જોયું. "તમારા આવવાનો યોગ્ય સમય કયારે આવશે ?" ઉપગુપ્તે જતાં જતાં કહયું, "સમય પાસે જ છે હવે બહુ રાહ જોવી નહિ પડે."

વાસવદત્તાની બધી આશાઓ પૂર્ણ થઇ, તે આનંદિત થઇ આરસીમાં પોતાનું મુખ જોવા જતી હતી, ત્યાં તેની પગ સાથે કટાર અથડાઇ, અને ભયંકર પિશાચી વાસના જાગૃત થઇ, ચિંતાથી તેનું મુખકમળ કરમાયું. થોડીવાર પછી તેણે તે કટારને પાછી મૂકી દીધી. અને એકવાર દયાની નજરે દારૂની સત્તા નીચે બેભાન બનેલા તે લક્ષાધિ

પતિને જોઇ પ્રફુલ્લ થઇ દર્પણમાં પ્રતિબિંમ્બ જોવા ગઇ. દર્પણ વાસવદત્તાના કાનમાં જાણે કહેતું હોય તેમ જણાયું. "તારાં આભુષણો કયાં છે?" વાસવદત્તાને તરત જ લક્ષ્મી મેળવવાની પ્રબળ ઉત્કંઠા થઇ; અને વળી પાછો તેજ નિશ્ચય. તે જીવન ભરના શ્રમનો પુરસ્કાર–ઉપગુપ્તના મિલનના આનંદને–વીસરી ગઇ. તેની નજર સમક્ષ માત્ર કટાર રહી. તેણે કટાર કાઢી અને મારી. તેની સાથે ચીસ સંભળાઇ ! હાય !

(૪)

વાસવદત્તાએ ધનને માટે પોતાના ધનવાન પ્રેમીનું ખુન કર્યું. ખુનીને ફાંસીની શિક્ષા ન્યાયાધીશે ન કરી. ફાંસી તેનાં અશાંત જીવનને માટે શાંતિ હતી, તેથી તે દંડ ન હતો; તે હતો આશીર્વાદ.

તેના નાક કાન કાપી નાખવામાં આવ્યા. મૃગલોચન કાઢી લેવામાં આવ્યા. તેના કમળ સમા હાથ કાપી નાખવામાં આવ્યા. અને તેના ભયંકર પાપની ભયંકર શિક્ષા સહન કરવા તેને જીવતી છોડી દેવામાં આવી.

જયારે વાસવદત્તાની પાસે વિશ્વને મોહિત કરનારૂં સૌન્દર્ય હતું નહિ, સકળ સંસાર જયારે એની તરફ તિરસ્કારની નજરે જોતો હતો, ત્યારે ઉપગુપ્ત તેની સમક્ષ આવી ઉભો રહ્યો. વાસવદત્તાએ પૂછ્યું; " કોણ ? "

ઉપગુપ્તે જવાબ દીધો–"હું છું, યોગ્ય સમયે આવ્યો છું. હું મળવાને આવ્યો છું."

વાસવદત્તાએ નિઃશ્વાસ નાંખતાં કહ્યું, "જયારે મારો દેહ વસન્તાનિલની સૌરભથી મ્હેકી રહ્યો હતો, જયારે મારી શોભાનો ચન્દ્ર

પૃથ્વી ઉપર સુધા વર્ષાવી રહયો હતો, ત્યારે તમે ન આવ્યા. ઉપગુપ્ત શું તમને એટલું યે જ્ઞાન ન રહ્યું ? મારા સૌન્દર્યનો દીપનિર્વાણ થયો છે. મારી શોભાનો સૂર્યાસ્ત થયો છે. આટલા મોડા તમો શાથી આવ્યા !"

ઉપગુપ્ત-"બ્હેન ! હું ઈન્દ્રિય સુખ અથવા કોઇ બીજા સ્વાર્થથી નથી આવ્યો. શારિરિક સૌન્દર્ય નકામું છે. એણેજ તારૂં પતન કર્યું છે. તેં તારા સૌન્દર્યના દીપકથી તારો મહાલય પ્રકાશિત કરવાને બદલે ભસ્મિભૂત કર્યો છે. તું તને વિશ્વવિજયિની માનતી હતી, પણ તું તૃષ્ણા અને વિષયની દાસી હતી. અને તેણેજ તારો વિનાશ કર્યો છે."

વાસવદત્તાના મરૂ સંસારમાં આકાશ માર્ગમાંથી સુધા બિન્દુ વરસ્યા. તેની સાત્વિક વૃત્તિઓ જાગી ઉઠી, અને તેણે ઉપગુપ્તના ચરણમાં શિર ઝુકાવ્યું.

---

[૬૦]

# રમણી અને રાક્ષસી!

જીવનલતા ગઇ. લગ્ન થયા પછી આઠ માસમાંજ આ સંસારને છોડી સ્વર્ગને પંથે પડી! તેની આશા કળી ખીલીને પુષ્પ બને તે પહેલાં જ કળી કરમાઇ ગઇ. તેનું અકાળ મૃત્યુ થયું! ટૂંક મુદતમાં તેના પતિ રમણુલાલે પુનઃ સંસાર ચલાવવા, ગૃહપીંજરમાં પંખિણીને પૂરવા, અને પોતાના સંતાનોને સુખી કરવા લગ્ન કર્યું પણ કર્મ સંયોગે એ લગ્ન સુખકર નીવડયું નહિ. રમણુલાલની નૂતન પત્ની રાધા એક વકીલ સાહેબનાં પુત્રી હતાં. વકીલની પુત્રી એટલે પતિને ધાકમાં મુજાવવાનું, બધાપર પોતાનો રોફ બજાવવાનું, અને નોકરો પાસેજ ગૃહકાર્ય કરાવવાનું શિક્ષણ લઇ આવેલી, અને અપ–ટુ–ડેટ ફેશનનો પોશાક ધારણ કરી ફરવા જનારી રાધા રમણુલાલના માથાની મળી હતી. રાધાએ 'પોતાના' ગૃહમાં પગ મૂકતાં જ ચોકખું ને ચટ સંભળાવી દીધું હતું કે, "આપણાથી રસોઇનું કામ બની શકે તેમ નથી; કારણ કે હું તો ચૂલા પાસે જાઉં છું એટલે મને તો હિસ્ટીરીઆ થાય છે, માટે રાંધવા માટે કોઇ માણસ રાખો." રમણુલાલ મૂળ ગરીબાઇમાંથી

જરા સારી સ્થિતિપર આવેલો હોવાથી જરા ચીકણા સ્વભાવનો હતો. પહેલાં તો પત્નીના હુકમનો તેમણે અનાદર કર્યો; પરંતુ પત્નીએ તો એક રસોયણ બાઇને રાખી પણ લીધી હતી.

રમણલાલને પ્રથમ પત્નીનાં બે સંતાનો—એક પુત્ર અને એક પુત્રી હતાં. તે હવે રાધાને તેના માર્ગમાં કાંટા સમાન જણાવા લાગ્યાં. એ બન્ને કાંટાઓને શી રીતે દૂર કરવા તેના ઉપાયો માટે તે દરરોજ વિચાર કર્યા કરતી હતી.

લગ્ન થયાંને પાંચ છ માસ વીતી ગયા હશે. આજે રાંધનાર બાઈ રાધાની રજા લઇ કંઇક કામસર બહાર ગઇ હતી. રમણ-લાલને આજે ઑફિસે જવાનું ન હતું; કારણ કે આજે રવિવાર હતો. રમણલાલ કાંઇક ખરીદવા બજારમાં ગયો હતો. સાંજના છ વાગી ગયા પણ રસોયણ આવી ન હતી. નાની છોકરી કમુને પુષ્કળ ભુખ લાગી હતી; કારણ કે સવારમાં દશ વાગે તેણે ખાધું હતું. નાની છોકરી ભુખથી વ્યાકુળ થઇ રહી હતી. રાધા પાસે તેણે ખાવાનું માગ્યું. રાધાએ ડોળા કાઢી કમુને ધમકાવી; તે ત્યાંથી ચાલતી થઇ, બીજીવાર પાછી કમુ રાધા પાસે ખાવાનું માંગવા ગઇ, એટલે રાધાએ કહ્યું, "વાહ ! તું તો કોઇ રાજકન્યા હોય એમ જણાય છે. તારાથી તો પ્રભુ પણ ત્રાશે ! ભગવાને ક્યાંથી આવી વેઠીઆવાડ મને વળગાડી! જરાક કાંઇ કહીએ, એટલે રડવા માંડે ! રાજકન્યા હોય તેને પણ આવાં લાડ તો નહિ હોય ! શું છોકરાંને મોઢે ચઢાવી રાખી છે !"

આ શબ્દો બજારમાંથી આવતા રમણલાલના કાને પડયા. તે ઘરમાં આવ્યો અને કાંઇ પણ ન બોલતાં જુના કાગળો જોવા

લાગ્યા. તેમાંથી તેને પોતાની મૃત પત્નીની છબી જડી આવી. તેનું દયામણું વદન હજી પણ ક્ષમા માંગી રહ્યું હોય એમ જણાતું હતું. પણ રાધા સાથનાં લગ્નનો તો તેને કડવો અનુભવ જ થયો. તેના હૃદયમાં વેદના થવા લાગી. તે કાંઇક વિચાર કર્યા કરતો હતો, પણ રાધાના શબ્દો તો કાનપરથી ખસતા જ નહિ. રાધાનો ઝપાટો અને પુત્રીનું રૂદન તેની દૃષ્ટિ સમક્ષ ખડાં થયાં. પુત્રીને તેણે પૂછ્યું, " કમુ ! શું થયું ? " કમુ ઉત્તર આપે તે પહેલાં તો રાણીસાહેબે ઉત્તર આપ્યો, " થવાનું શું છે ? ખાવાનું આપનાં સ્હેજ વાર લાગી એટલે તમારી રાજકન્યાના પ્રાણ ભુખથી, આકુળવ્યાકુળ થઇ ગયા, અને એક સામટી જ પોક મૂકી ! મેં તો બહુયે છોકરાં જોયાં છે, પણ આવાં તો મેં કદી જોયાં નથી. આનાથી તો હદ થઈ ! "

" બિચારી નાની છોકરી તે તો ગમે તેમ બોલે. મોટાં માણુસો ભૂખ્યાં રહી શકે, પણ બાળકો કાંઇ રહે ? એને ખાવાનું આપવું હતું ને ? એની મા મરી ગઈ એટલે તને ન કહે તો કોને કહે ? તું શા માટે એને એટલું બધું દુઃખ દે છે ? " રમણુલાલે પત્નીને શાન્તપણે કહ્યું.

" આ રાજકુમારીને આટલા શબ્દો કહ્યા તેમાં શું થઇ ગયું ? મા કોની મરી જતી નથી ? રાજકુમારીને એવા ખોટાં લાડ લડાવી ફુલાવ્યા કરો. નમાઇ છોકરી કહી-કહી માથે તો ચઢાવી મૂકી છે. જરાવારમાં રડીને આખી શેરી ગજાવી મૂકી, અને વળી પાછા ઉપરથી આવી તેની તમે ખોટી વ્હાર કરો, એટલે બમણું શૂર ચઢે " રાધાએ રોપમાં જ જણાવ્યું.

" એ તારી શોકયની પુત્રી છે, તેમાં શું થયું ? પણ તું અત્યારે એની માતાના સ્થાને છે, તું માતા તરીકેનું કર્તવ્ય બજાવે નહિ; એ મારે ત્યાં ચાલશે નહિ. તારે એટલું તો ખાસ સમજવું જોઇએ કે, મેં મારા સુખને માટે નહિ, પણ આ છોકરાંના સુખને માટે લગ્ન કર્યું છે. તેમને કોઇપણ જાતની હરકતો પડે નહિ એ રીતે તારે એની સાથે વર્તવું જોઇએ." રમણલાલે કહ્યું.

" શું કહ્યું ? શું કહ્યું તમે ?" રાધાએ ગુસ્સે થતાં પૂછ્યું.

" આ છોકરાંઓની સુખ સગવડ સાચવવા માટે મેં તને આણી છે." રમણલાલે પણ તેવાજ રોષથી જણાવ્યું.

" શું તમે મને ગુલામડી સમજો છો ? મને ગુલામડી ગણનારની જરા શીકલ તો જોઉં ! ! શું તમે મને રસ્તામાં રખડતી પેટને માટે ફાંફાં મારતી સમજો છો ? શું મને ખાવાનું નહિ મળતું હતું, કે હું તમારે બારણે ચોખા મૂકવા આવી હતી ? મારાં મા–બાપે પણ જોયા સિવાય આ સો હાથના ઉંડા કુવામાં ધકેલી દીધી છે." રાધાએ લાંબા લાંબા હાથો કરતાં કહ્યું.

" ચૂપ રહે ચંડાળણી ! મોઢું સમાલીને બોલ. જેમ ફાવે તેમ બકી જવાની આ જગ્યા નથી. સમજી ? અહીં કોઇ ગામ ગજાવવાની જરૂર નથી. તારી ખોડ તો હું ઘડીના છઠ્ઠા ભાગમાં ભૂલાવી દઇશ. મારા કહેવા પ્રમાણે જો તારાથી ન રહેવાય તો તારા બાપને ત્યાં જા; અને હરાયાં ઢોરની માફક ચરી ખા ! " રમણલાલે જરા વધુ તપીને ફરમાવ્યું.

" કેમ નહિ બોલું ? પતિના ધાકથી થરથર ધ્રુજનારી સ્ત્રી

તે હું નથી તે તો બીજી સમજ્યા! મોટા ગવર્નર સાહેબ થઇ ગયા તે મારા ઉપર હુકમ ચલાવવા લાગ્યા! બાપને ઘેર જા. કહ્યું એટલે થઇ રહ્યું? શા માટે ત્યાં જાઉં? હું કાંઇ તમારી લગ્નવિધિથી જોડાએલી પત્ની નથી? બાપને ઘેર મોકલવી હતી તો પરણ્યા શું કરવા? કોણ તમને પગે લાગવા આવ્યું'તું?" રાધાએ ઘણા જોરથી કહ્યું.

"તને એકવાર ફરીથી કહું છું કે તું બરાડા પાડ નહિ. બરાડા પાડવા હોય, તો મારાં ઘરમાંથી બહાર નીકળ. અને રસ્તા ઉપર ઉભી રહી તારે ફાવે તેમ બૂમરાણ મચાવ!" રમણલાલે કહ્યું.

"મને 'મારા' ઘરમાંથી બહાર કાઢનાર કોણ છે? આ ઘર મારૂં છે. તમારા માથે ચઢાવેલાં છોકરાં માટે મને આવી રીતે સતાવો છો?" રાધાએ ગુસ્સાની હદ ઓળંગતાં કહ્યું.

રમણલાલનો પીત્તો ઉકળી આવ્યો, અને રાધાને જોરથી એક તમાચો લગાવી દીધો.

રાધા પણ અત્યંત ગુસ્સે થઇ અને બોલવા લાગી, "હું તમારૂં અને તમારાં છોકરાંનું રક્તપાન કરીને મારાં અંતઃકરણને શીતળ કરીશ."

રમણલાલથી આ ન સાંખી શકાયું, તેણે એકદમ રાધાને ગરદનમાંથી પકડી લાત મુક્કીનો પ્રસાદ ચખાડયો, અને પછી કહ્યું, "ડાકણ! તું મારૂં લોહી પીવાની છે? હમણાં ને હમણાં મારા ઘરમાંથી નીકળ. નહિ તો પૉલિસ મારફતે મારે તને ઘરમાંથી બહાર કાઢવી પડશે." એમ કહીને રમણલાલ બહાર ચાલ્યા ગયા.

રાણી સાહેબે પણ એક ભાડાની ગાડી કરી પોતાના પિતાને ત્યાં પ્રયાણ કર્યું.

બીજે દિવસે રમણુલાલને એક રજીસ્ટર્ડ પત્ર મળ્યો. તે પત્ર તે રાધાએ વકીલ મારફતે આપેલી નોટિસ હતી, અને તેમાં પોતાના પાલણપોષણ માટે માંગણી કરવામાં આવી હતી. નોટિસ વાંચતાંજ રમણુલાલનું મસ્તક ફરવા લાગ્યું. હમણાં જ નેવુ રૂપિયાનો પગાર થયો હતો. અને કૉર્ટ ઠરાવી આપે તે પત્નીને આપવુ પડે એટલે રખેને કૉર્ટ અડધો પગાર પત્નીને અપાવે, તો અર્ધ પેટે રહેવુ પડે ! સ્ત્રી તો પુરૂષની દાસી છે, તેને તો પગની ઠોકરે ઉરાડી દેવી જોઇએ. આપણે જેટલું કહીએ તેટલું કરે અને પાઇએ તેટલું પીયે, અને ઉઠ કહેતાં ઉઠે અને બેસ કહેતાં બેસે એવુ સમજનારને જ્યારે પોતાની સ્ત્રી કૉર્ટમાં ઘસડી જવાની ધમકી આપે, ત્યારે તેના અંતઃકરણમાં કેવું થતું હશે ? રમણુલાલનું સર્વાંગ ક્રોધથી ધ્રુજવા લાગ્યું, તેનું માથું ગરમ થઇ ગયું, અને ફરવા લાગ્યું. પત્ની આગળ કદી પતિએ નીચું માથું નમાવવું ન જ જોઇએ, એમ વિચાર કરતાં તેણે પત્નીને ન તેડાવવાનો પોતાના હૃદયમાં નિશ્ચય કર્યો, અને તેને ભરણુપોષણ માટે એક પાઇ પણ આપવી નહિ. જોઇએ વાર તે શું કરે છે ? એવો પણ નિશ્ચય સાથે સાથે કરી દીધો. કારણ કે કૉર્ટમાં જવાથી રાધાના પિતાની આબરૂના કાંકરા થશે, એમ રમણુલાલની ધારણા હતી.

રમણુલાલનો સસરો કોઇપણ વાતથી ડરે તેમ ન હતો, તેથી જમાઇરાજને બરાબર બતાવી આપવાનો તેણે પણ ઠરાવ કર્યો. તેણે જમાઈ ઉપર ફરિયાદ માંડી અને કૉર્ટે દર માસે ૩૦ રૂપીઆ રાધાને આપવા રમણુલાલને હુકમ કર્યો કૉર્ટમાંથી

આવતાં સાંજ પડી ગઇ હતી. આ ભયંકર અપમાનથી તેના હ્રદયમાં કોઇએ કારી ઘા કર્યો હોય એમ તેને થયું. ઘરમાં પેસતાં જ પોતાની મૃતપત્ની જીવનલતાનો ફોટો તેની દૃષ્ટિએ પડયો. તેનાં સર્વ રોમાંચ ખડાં થયાં. મૃત પત્નીની કરૂણ મૂર્તિ જોઇ રમણલાલના હ્રદયના જાણે ટુકડા થતા હોય એમ તેને લાગ્યું. સુશીલ અને ગરીબ ગાય જેવી પત્નીને પોતે જે દુઃખ આપ્યું હતું તેનાથી જ તેનું મૃત્યુ થયું હતું, એમ મનોદેવતાએ સાક્ષી પૂરી. અને તેની છાતી બેસી ગઇ. રાધા અને જીવનલતાની સરખામણી કરવા લાગ્યો. જીવનલતાએ સર્વ મૂંગે મોઢે સહન કર્યું હતું અને તેના ક્રોધની જવાળામાં જ તે ભસ્મિભૂત થઇ હતી એમ તેને જણાયું, અને તેના મુખમાંથી અચાનક નીકળી પડયું કે એક રમણી અને બીજી રાક્ષસી. આજે જ જીવનલતાને માટે તેનાં હ્રદયમાં પ્રેમભાવના જાગૃત થઇ! તે અનિમેષ નેત્રે જીવનલતાની છબી સામે જોઇ રહ્યો અને કહેવા લાગ્યો, 'દેવી ક્ષમા કરો! મેં તમારા હ્રદયની કલ્પના કરી ન હતી. મેં તમારા બહુ અપરાધ કર્યા છે. હું પાપી છું–અપરાધી છું." તેને અત્યંત પશ્ચાતાપ થવા લાગ્યો અને એકદમ તેના શરીરમાં તાવ ભરાઇ આવ્યો. અતિ તાવથી દિવસે તેનાથી ઉઠી શકાયું નહિ. બંને બાળકો તેની પથારી પાસે દીન વદનથી બેસી રહ્યાં હતાં. આખરે લાચારીએ રમણલાલે પુત્રને કહ્યું, "જા. એક ગાડી કરી તારી માતાને તેડી લાવ, ત્યાં જઇ કહેજે કે પિતાજી બહુ બિમાર છે અને તેમનાથી પથારીમાંથી ઉઠાતું નથી, માટે તમે ચાલો, મને તમને ખાસ તેડવા માટે મોકલ્યો છે." "વારૂ" કહીને પુત્ર ચાલ્યો ગયો.

સાકરલાલ ત્યાં ગયો, તે વખતે ત્યાં સ્ત્રી–પાર્લામેન્ટ ભરાએલી હતી. પિતાના કહેવા પ્રમાણે સાકરલાલે કહ્યું, એટલે સર્વ ખડખડાટ હસવા લાગ્યા; અને રાધાની માએ કહ્યું કે "તું શું નાક લઈને તેડવા આવ્યો ?"

"પિતાજીને ૧૦૪ ડીગ્રી તાવ છે અને તેઓ મહા કષ્ટે બોલી શકે છે. પિતાજીએ ઘણાજ આગ્રહથી બાને બોલાવ્યાં છે." સાકરલાલે કરૂણ સ્વરે કહ્યું.

રાધાની બ્હેને કહયું, "છોકરા જા. તારી બા નહિ આવે. તારા પિતાજીને કહેજે કે તેમનું મુખ જોવાને અમારી રાધા રાજી નથી." ખિન્ન વદને સાકરલાલ બિચારો પાછો આવ્યો.

બીજે દિવસે રમણલાલને સન્નિપાત થઇ ગયો અને "દેવી ! ક્ષમા કરો ક્ષમા કરો !! એમ બોલતાં આ નશ્વર જગતનો ત્યાગ કર્યો.

બન્ને બાળકોએ તે વખતે જે આક્રંદ કર્યું હતું તેનું વર્ણન કરવાને શું મારી દુર્બળ લેખિની સશક્ત છે ?

---

[ ૧૧ ]

# સત્યાગ્રહ

( ૧ )

બ્હેન કળાવતી,

ઘણી લાંબી મુદત સુધી તારા કાગળની રાહ જોયા પછી આજે તારો કાગળ મળ્યો. તમારા સુખાકારીના સમાચાર જાણી ચિંતા દૂર થઇ. તારા ગયા કાગળમાં તે લખ્યું હતું કે સમય ઘણા કષ્ટથી વીતે છે તે જાણી મારી સ્થિતિ બહુ કફોડી થઇ હતી, પણ આજના કાગળના સમાચાર વાંચતાં મારા જીવમાં જીવ આવ્યો છે.

તમારા ગૃહજીવનમાં નાની વાતે ગંભીર સ્વરૂપ પકડવાથી મને દુઃખ થયું, પરંતુ તારા "સત્યાગ્રહ" ની વાત જાણી મને આનંદ તો શું પણ ગૌરવનો અનુભવ થઇ રહ્યો છે. આ વિષે મારો મત શું પૂછવાનો છે ? હું તો પહેલાંથી જ એ સિદ્ધાંતને માનતી આવેલી છું. મારે એવા અનેક ધર્મયુદ્ધ કરવા પડયા છે તે શું તું ભૂલી ગઇ ? ઉપકાર વસંતદેવીનો માનો કે અંગ્રેજી ભણવાથી મારા પતિની નષ્ટ થએલી-સ્વપ્નવત્ થએલી-ધાર્મિક ભાવના જાગૃત થઇ. બ્હેન ! હવે પ્રભાતના પાંચ વાગતાંમાં તે ઉઠે છે. ન્હાઈ ધોઇને ૩-૪ કલાક સુધી પૂજા પાઠ કરે છે. ઘરમાં હવે

વનસ્પતિ આહાર કરે છે માંસ મદ્યાદિ તરફ હવે જોવાનો પણ તેમને તિરસ્કાર છે. હવે તેઓ રસપૂર્વક ધર્મ સંબંધી વાતો કરે છે. હિંદુ સિદ્ધાંતોની સુંદર અને હૃદયમાં સચોટ અસર કરનારી વ્યાખ્યાઓ તે મને સમજાવે છે. બ્હેન ! હવે એકવાર વસંતદેવીના દર્શન કરવાનું મન થાય છે. જેના પુસ્તકોના વાચનથી મારૂં ઘર ખરેખરૂં હિંદુ ઘર બન્યું, તો પછી સાક્ષાત્ દર્શનથી તો શું ને શું ય નહિ થાય ?

પહેલાં રાત્રે ૧૦–૧૧ વાગે કલબમાંથી ભક્ષ્યાભક્ષ્ય આહાર કરી મદ્યપાન લઈ ઘેર આવતા. અને સાડા આઠ વિના ઉઠતા નહિ. મુસલમાનના હાથનું રાંધેલું ખાઇ પોતાને પરમ સ્વતંત્ર માનતા અને મને "જંગલી" કહી હસતા. આજે તે જ બજારમાંની ચીજ લાવી ખાવાની ઇચ્છા કરતા નથી. કોઇને ત્યાંનું પાણી પીતા નથી. અને કહે છે કે આરોગ્ય અને ધર્મને ગાઢ સંબંધ છે; જે ચીજ આરોગ્યને હાનિકારક હોય તે ધર્મને પણ બગાડે છે. શરીર નિરોગી હોય તો જ આપણે સુખપૂર્વક ધર્મ આચરી શકીએ. બધી જાતિ માટે શું પણ હવે તેમને મનુષ્ય માત્ર માટે પ્રેમ છે. પણ તે પ્રથમના જેવો જુઠો ખાલ્લાડંબરવાળો નથી. મારા હાથનું રાંધેલું જમી વિશ્વપ્રેમની ઉપાસના કરે છે. અને મને પણ એક નવા પ્રકાશ તરફ દોરી જાય છે. બ્હેન ! આવા દેવ જેવા સ્વામી મેળવી હવે મને આ જીવનમાં કશી ઉણપ રહી હોય તેમ લાગતું નથી. મારી માતા આ સુખી ગૃહજીવન જોવા જીવતી રહી હોત !

તારા સ્વામી સાહેબ બની જઈ આર્યસમાજમાં દાખલ થઇ ઘરમાં ગરમ થઇ ગયા અને તકરાર કરી તે જાણી આશ્ચર્ય

સાથે દુઃખ થયું. અમારા પાડોશી ડેપ્યુટી કલેકટર છે. તેઓ આર્યસમાજના ધર્મને માને છે. તે બહુ સજ્જન પુરૂષ છે, લાંચ લેતા નથી, તેમ જુઠું બોલતા નથી. સવાર સાંજ વેદના પાઠ કરે છે. એમના હવનના ધુમાડાથી અમારા ઘરનું વાતાવરણ પવિત્ર થાય છે. તેમના વર્તનમાં અને તારા પતિના વર્તનમાં કદીપણ સરખાપણું જોયું નથી. તેમની પત્ની વૈષ્ણવ ધર્મ માને છે. હંમેશાં ઠાકોરજીની પૂજા કરે છે, વ્રત કરે છે. તેમાં તેઓ ભાગ લેતા નથી એ વાત ખરી, પણ પોતાની પત્નીના હૃદયને કદી પણ ધર્મને બ્હાને આઘાત પહોંચાડતા નથી. એક દિવસ તેમને ત્યાં બ્રહ્મ ભોજન હતું. તેમાં તેમણે બહુ ઉત્સાહથી ભાગ લીધો હતો. હા, તેમણે ગણેશ પૂજન કર્યું નહિ, પણ ત્યાં સાથે બેસી ઇશ્વર સ્મરણ કર્યું. અને જે થયું તે શ્રદ્ધાપૂર્વક જોયું. બ્હેન ! એમના ઉદાર ચરિત્રનાં અને સ્વભાવના મારા પતિ રોજ વખાણ કરે છે. બંને જણ સાંજે ઉપનિષદ્ વાંચે છે. હું તો સમજું છું કે આર્યસમાજ લોકોને આવા બનાવી શકે છે. અને દેશને માટે હાલમાં એ જરૂરની વાત છે, પણ તારા કાગળમાં મેં શું વાંચ્યું ? તારા પતિએ દાન વ્રત ને પૂજનની મના કરી, અને છેવટે હાથ પણ ચલાવ્યો. તુલસીના છોડ ઉખેડી નાંખ્યા. ભોજન ભ્રષ્ટ કર્યું, અને મૂર્તિને લાત મારી. હાય ! નિર્ગુણના ઉપાસકોમાં તમોગુણ પ્રધાન આ સગુણતા કેવી ? બ્હેન ! તેં તેથી સત્યાગ્રહ કર્યો એ ઠીક જ કર્યું. તેં ત્રણ દિવસ સુધી ભોજન કર્યું નહિ, અને પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય કર્યો, ત્યારે સાહેબની સાન ઠેકાણે આવી, અને ક્ષમા માંગી, અને બધું તોફાનનું વાદળ વિખેરાયું. તેમણે મૂર્તિને જાતે લાવીને સ્થાપન કરી અને ફરીથી કોઇના વિચારો અને ધર્મની ભાવનાના

સંબંધમાં આવું ખરાબ વર્તન ચલાવવામાં આવશે નહિ, તેમજ પોતાના મતનું પ્રતિપાદન અને સામાના મતનું ખંડન જરૂર જણાયે અતિ સભ્યતાથી થશે એવી કબુલાત આપી. બ્હેન! અંતે તારા સત્યાગ્રહનો વિજય જ થયો.

બ્હેન! તારી જીત તે નારી હૃદયની જીત છે. સ્વાર્થી મનુષ્યોની જોહુકમી હવે ચાલી શકશે નહિ એ વાત સાચી જણાય છે. તારી સત્યાગ્રહની વાત વાંચી મારી બાલ્યાવસ્થાનું એવું જ એક સ્મરણ મને થયું. મારા જીવનમાં ધર્મની ભાવના સચેત કરનાર અને દૃઢ કરનાર એ જ એ પ્રસંગ!

(૨)

બ્હેન! મારા પિતા રામસિંહ નામના રાજાના પ્રધાન હતા. રાજાજી પિતાજીનું બહુ સન્માન કરતા, કારણકે તેમણે પ્રમાનદારીથી સેવા કરી રાજ્યની સ્થિતિ સુધારી હતી. રાજાસાહેબ મૂર્તિપૂજક હતા. તેમને રેસીડેન્ટ સાહેબ સાથે પરિચય હતો. તેમનું સન્માન કરવામાં તે કચાશ રાખતા નહિ, પણ સન્માનને બ્હાને તેમના ભોજનનો ઉપયોગ ન કરતા કે મેમ સાહેબ સાથે ન નાચતા. રાજાસાહેબ ટુંક સમયમાં મૃત્યુ પામ્યા. યુવરાજ ગાદી ઉપર આવ્યા રેસીડેન્ટ સાહેબે તેમને માટે અંગ્રેજ શિક્ષકની ભલામણ કરી, અને તેનો અમલ પણ થયો. યુવરાજને બધું શિક્ષણ મળ્યું પણ વિદેશી, તે ચેલો થયો, દિક્ષા લીધી, પણ વિદેશી. તેને શેક્સપીઅર અને મીલ્ટનના ગ્રંથોનો અભ્યાસ કરાવવામાં આવ્યો; યુરોપના આદર્શ દેખાડાયા, ત્યાંના રીતરિવાજો શીખ-

વવામાં આવ્યા પણ જે દેશનો તે રાજા હતો, જ્યાં તેનો જન્મ થયો હતો, જ્યાં તેની બાલ્યાવસ્થા વીતી હતી, અને જ્યાં તેને રાજ્ય કરવાનું હતું, ત્યાંની સભ્યતા, ત્યાંનું સાહિત્ય અને ત્યાંના ધર્મશાસ્ત્ર તેને શીખવવા માટે આવશ્યક ન ગણાયા !

નવા રાજા પણ મારા પિતાનું સન્માન સારી રીતે કરતા, અને વડિલ જેટલું માન આપતા, પણ પોતાના ખાનગી વર્તનમાં પોતાની માતાનું કહ્યું પણ માનતા નહિ, તો પછી પિતાજીના કહેવાની તો વાત જ શી ?

સ્વર્ગસ્થ રાજાએ કિલ્લામાં એક મંદિર બંધાવ્યું હતું. રાજા દિવસમાં એકવાર ત્યાં જઇ પોતાનું મન ખોલતા અને માનસિક બળ માટે દેવની પ્રાર્થના કરતા. કોઈ કોઈવાર મારા પિતા પણ ત્યાં જતા, અને ધર્મ સંબંધી ચર્ચા થતી. ઘેર આવતાં તેમની મુખમુદ્રા અતિ પ્રસન્ન જણાતી. ઘેર બધી વાત તેઓ કરતા. સાક્ષાત્ ભગવાન ત્યાં વસી રહ્યા હોય એમ બધાને લાગતું !

નવા રાજાએ એક દિવસ કિલ્લામાં રેસીડેન્ટ સાહેબને સહકુટુંબ નિમંત્રણ કર્યું. મધરાત સુધી ખુબ ધામધુમ થઇ. કોણ જાણે શાથી રેસીડેન્ટ સાહેબની યુવાન પુત્રીએ કહ્યું, " કિલ્લાના વિશાળ મેદાનમાં ખુણામાં આવેલું આ મંદિર " બ્યુટિ " (સુંદરતા) ને બગાડે છે ! "

રાજાએ કદી મંદિરમાં પગ મૂકયો નહતો. એકવાર પણ ત્યાં બેસી પોતાના સ્વર્ગસ્થ પિતાનું ધ્યાન ધર્યું ન હતું. રાજાસાહેબને પોલો, ઘોડાની રેસ, ટેનીસ વગેરે રમતો અને અંગ્રેજોની

પરોણાગત કરવામાંથી ઘડીની પણ ફુરસદ મળતી નહિ ! પોતાને પહેલાં આ કેમ ન સૂઝયું તે માટે તેમને બહુ શોક થયો. રેસીડેન્ટ સાહેબની પુત્રીનો સુંદર શબ્દોમાં જોરદાર શૈલીથી ઉપકાર માનતાં તે જ સમયે મંદિર તોડાવી પાડી સવાર સુધીમાં ખુણો સાફ કરાવવા હુકમ કરી દીધો.

દારૂની ધુનમાં રેસીડેન્ટ સાહેબની પુત્રીએ નવા રાજાના સ્વતંત્ર સ્વભાવ અને તત્પરતા માટે પ્રશંસા કરી. એક સુકોમળ હૃદયને જેથી આઘાત્ થયો અને સૂચના કરવા જરૂર પડી તે પહેલાંથી જ પોતાને કેમ ન સુઝયું તે માટે રાજા પશ્ચાતાપ કરવા લાગ્યો !

સવારે આઠ વાગે પૂજાપાઠથી પરવારી પિતાજી કોઇ જરૂરના કાગળ વાંચી રહ્યા હતા. માતા દુધ ગરમ કરી રહી હતી તેટલામાં નાયબે આવીને કહ્યું, " રાજમાતા બોલાવે છે. રાજાએ કિલ્લામાંનું મંદિર તોડાવી નાંખ્યું છે. "

પિતાજીને મેં કદીપણ ગુસ્સામાં અપશબ્દ બોલતાં સાંભળ્યા ન હતા. તે દિવસે તેમના મુખ ઉપર મેં જે ભાવ જોયા તે હું કદી વીસરી ન શકીશ. આ સમાચારથી તે ગાંડા જેવા થઇ ગયા. અને મનમાં આવે તેમ બકવા લાગ્યા. તેમની આંખમાંથી છોકરાની પેઠે આંસુ ખરવા લાગ્યા. અને મંદિરના વિનાશ સંબંધી દુઃખપૂર્ણ હૃદયે વર્ણન કરવા લાગ્યા. વારંવાર તે કહેતા, "દારૂડિઆએ મંદિર તોડાવી નંખાવ્યું. બાપનું સ્મરણ ચિન્હ ઉખેડાવી નાંખ્યું. સ્વર્ગ સમા ભુવનમાં કદી પગ મૂકયો નહતો, છતાં કપૂતે પિતાના સ્મરણનો નાશ કર્યો. સ્વર્ગીય રાજા પોતાની

સાથે મંદિરની સ્વર્ગીય ભાવના લેતા ગયા. પણ આ પિશાચને હાથે તેનો વિધ્વંસ કરવા મૂકતા ગયા."

મહા મહેનતે અર્ધો કલાકે તેઓ શુદ્ધિમાં આવ્યા. તેમના મુખ ઉપર શાંતિ જણાઇ, પણ શોકજનક સુસ્તીવાળી. તેમણે કહ્યું; "હે રામ! મેં રાજાની નિંદા કરી ઘોર પાપ કર્યું. હવે જો ૨૪ કલાકની અંદર મંદિર ફરીથી બંધાવવામાં ન આવે, તો હું રાજ્યની સીમ છોડી ચાલ્યો જઇશ. તેનું અન્નજળ લઇશ નહિ."

દુધને તુલસી કયારામાં રેડી દેવા કહી નાના છોકરાને પાણી પણ ન આપવા ફરમાવી કપડાં બદલ્યા વિના રાજીનામું લખી રાજમહેલ તરફ ગયા.

પિતાની આજ્ઞા અમને પરમેશ્વરની આજ્ઞા સમાન હતી. આખા ઘરમાં શોકમય શાંતિ છવાઇ ગઇ. સૌ સુસ્ત ચહેરે બેઠા. કશું કામ કરવાનું રહ્યું ન હતું. ઘરમાં મરણ થાય તે વખતે જેવી ભયાનક શોકજનક શાંતિ ફેલાય તેવી શાંતિ ફેલાઇ રહી. તેમનો પત્ર નીચે પ્રમાણે હતો.

"રાજન્!

આપે ગઇ રાતે મંદિર તોડાવીને જે કુકર્મ કર્યું છે, તેથી મને બહુ જ દુઃખ થાય છે. આપના સ્વર્ગીય પિતાનું તે ઉપાસના ગૃહ હતું, મેં તેમના ચરણ પાસે બેસી શાંતિ મેળવી હતી. આપે તે મંદિર તોડાવી નંખાવ્યું, તેથી હું મારા પદ અને સંપત્તિ જે મને આપના રાજ્ય તરફથી સમયાનુસાર મળતાં રહ્યાં હતાં, તે સર્વનો ત્યાગ કરૂં છું. અને હું સપરિવાર આપનું રાજ્ય છોડી

જાઉં છું. કારણકે આપના રાજયનું અન્નજળ મને હવે હરામ છે. જયાં સુધી તમે...હવે તે વાત વ્યર્થ શામાટે કરવી ?

હતભાગ્ય

હરસ્વરૂપ
મંત્રી."

રાજમાતા પિતાજીને આ વેશમાં જોઇને અજાયબ થયા. આખા શહેરમાં વાત ફેલાઇ ગઇ. રાજમાતાએ કહ્યું, "પંડિતજી! આપે અત્યારસુધી આ રાજ નૌકાને જે રીતે હંકારી છે તે હું જાણું છું અને બીજા તે સ્વર્ગમાં જાણે છે, તમે રાજ છોડી ન જશો. એને સમજાવો. એના મનમાં તમારા માટે બહુ માન છે. એને સમજાવી સુધારો. એના કુકર્મની વાત સાંભળી મને બહુ દુઃખ થયું છે. હું રડીને કહું છું કે તમે રાજય છોડી ન જશો."

પિતાજીએ કહ્યું, "માતા! મારો નિશ્ચય બદલી શકાય તેમ નથી. જયાં સુધી તે પોતાના કુકર્મનો પસ્તાવો જાહેર ન કરી આજને આજ મંદિર તૈયાર કરાવી ત્યાં વિનિત ભાવે દેવતાની સામે ઉભા રહી ક્ષમા ન માંગે, ત્યાંસુધી હું રહી શકું નહિ. આ વાત બનવાની નથી અને હવે હું રહેવાનો પણ નથી. આપને છોડીને મારે જવું પડે છે તેનું મને બહુ દુઃખ છે પણ મને તો મારા સ્વર્ગીય રાજાનો આદેશ છે કે–

ધર્માર્થે ધરણીં ત્યજેત્"

× × × ×

પિતાજી રાજાની પાસે જાતે ન ગયા. નાયબની સાથે મોકલાવ્યું. રાતના નિશાની હજી થોડી અસર મગજ ઉપર હતી, પણ કાગળ વાંચતા રાજાની સુસ્તી ઉડી ગઇ. તેણે કહ્યું, " મંત્રીજીને કહો કે મને મળે. "

નાયબે કહ્યું, " હજુર ? તે આપની પાસે નહિ આવે. "

રાજા—" કારણ ?"

નાયબે કહ્યું, " ક્ષમા કરજો, હું મંત્રીજીના શબ્દો કહી શકતો નથી, પણ તે આપનું મુખ જોવા રાજી નથી. "

આ સાંભળી રાજાને ક્રોધ ન ચઢયો. તેના પિતાના પરલોકગત આત્માએ તેનામાં પ્રવેશ કર્યો હતો કે આ આઘાતથી તેનું રક્ત શુદ્ધ થઇ હૃદય તરફ વહેવા લાગ્યું હતું તેથી તે પિતાજીને મળવા ચાલ્યા.

પિતાજી શું છોડી જવું યોગ્ય અને શું સાથે લઇ જવું તેનો વિચાર કરતા બેઠા હતા. અને પોતાના પુસ્તક ટ્રંકમાં મૂકતા હતા તે વખતે નાયબે આવી કહ્યું, " રાજા સાહેબ બહાર આવી ઉભા છે. "

પિતાજીએ ચમકીને કહ્યું, " આતો મહા અનર્થ ! જાઓ એમને જલદી તેડી લાવો. "

પિતાજીએ હાથ જોડી કહ્યું, " રાજાસાહેબ ! આ સેવકપર આ કૃપા શા માટે ? આપના રાજ્યમાંથી હું મારૂં કાળું મોઢું કરી ચાલ્યો જાઉં છું. આપની ઇચ્છામાં આવે તેમ કરો. મારા

સ્વર્ગીય રાજાના ભલા કુમાર ! તારો આ નિમકહલાલ નોકર જ્યાં હશે, ત્યાં સદાએ તારૂં ભલું કરવા ઇશ્વર પાસે પ્રાર્થના કરશે.’

પણ આ શું ? રાજા પિતાજીના ચરણમાં આળોટી પડયા. પિતાજી તેમને ઉઠાડી રહ્યા હતા. રાજાએ કહ્યું, “ હું રાજા તરીકે નથી આવ્યો. મારા પિતા આપના રાજા હતા અને મિત્ર હતા. હું આપના મિત્રના પુત્ર તરીકે પુત્ર ભાવે આવ્યો છું. મારા પિતા તુલ્ય મંત્રીજી ! ક્ષમા કરો ! ”

બ્હેન ! આ સત્ય હતું કે સ્વપ્ન તે હું સમજી ન શકી. ઓરડામાં અમે ત્રણ જણ હતા. નાયબ બહાર હતા. રાજા મારા પિતાના ચરણને પકડી બેઠા હતા; પિતાજી કંપતા આંખમાંથી આંસુ સારતા હતા, અને કહેતા હતા, “ રાજા સાહેબ ! આ શું ? મને રોકવા માટે માત્ર મંદિર તૈયાર કરાવવું પુરતું હતું; પણ આ બધું શું ? ”

રાજાએ કહ્યું, “ મંદિર સાંજ સુધીમાં તૈયાર થશે. હું પણ તે વખતે આપની સાથે ભોજન કરીશ. હવે મને ખરા હૃદયથી માફી આપો અને આશીર્વાદ આપો. ”

પિતાએ કહ્યું, “ તમે મહારાજા છો ! તમને મેં પુત્ર તરીકે ગણ્યા છે, એ વાત ખરી; પણ હવે ઉઠો. ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે.”

પિતાજીએ રાજાને ઉઠાડી હૃદય સાથે લગાડયા. પિતા અને રાજા બંને રડતા હતા, તેમની સાથે હું પણ રડી રહી હતી.

રાજાએ કહ્યું, “ પંડિતજી ! મારા કુકર્મના સૂચનરૂપે ગઇ રાતમાં રાતે મને સ્વપ્ન આવ્યું. તેમાં મારા સ્વાર્ગીય પિતાનું

દર્શન થયુ. મેં જોયું કે મજુરો મંદિર તોડી રહ્યા છે. મંદિર પડતું જાય છે. મંદિરમાં પિતાજી હતા મજુરે કરેલા ઘાથી પિતાજીનો હાથ કપાયો. હું દૂર ઉભો જોઇ રહ્યો હતો. દોડીને પહોંચી જાઉં છું, તેટલામાં તો બીજો ઘા પડયો. અને મસ્તક છૂટું થઇ પડયું, મેં મજુરને કહ્યું, " આંધળા ! જોતો નથી રાજા સાહેબના શા હાલ કર્યા તે ? " તેણે હસીને કહ્યું, " મહારાજ ! રાજા સાહેબ કયાં છે ? એ તો મંદિરનું શિખર છે. " આ શબ્દોની સાથે હું ચમકયો, અને જાગી ઉઠયો. જોયું તો સવાર થઇ હતી. હાથ મો ધોઇ હું કુકર્મનો પશ્ચાતાપ કરી રહ્યો હતો, તેટલામાં તમારૂં રાજીનામું મળ્યું. ચાલો, સાંજ સુધીમાં મંદિર તૈયાર કરાવવાનું છે. મારે માતાજી પાસે જવાનું છે તેમની પણ ક્ષમા માંગવાની છે."

\+ + + +

બ્હેન ! સત્યાગ્રહની વાત મેં તને જણાવી. વખત બહુ થયો છે, અને વાંચતાં તું પણ કંટાળી હશે. હજી સાંજનું ભોજન તૈયાર કરવાનું છે. પિતાજીની આજ્ઞા હતી કે આ વાત કોઇને ન જણાવવી. પ્રસંગ આવતાં મેં તે લખી છે. આ પત્ર તારા પતિને આપજે. રાજા મુર્ખ હતો, ધમકીથી ડરી ગયો. એવી વાત તે કહેશે પણ મારૂં મન કહે છે કે તે ધમકી કે ભૂલ નહતી પણ તેમાં તો સત્યને માટે દ્રઢ આગ્રહ હતો.

જયંતીના આશીર્વાદ.

[ ૧૨ ]

# મદનની મા.

( ૧ )

રામનાથ અને શિવનાથ બંને સગા ભાઇ નથી, એ વાત બંને ભૂલી ગયા હતા એટલુંજ નહિ, પણ ગામના લોક પણ ભૂલી ગયા હતા. મોટાભાઇ રામનાથે બહુ કષ્ટ વેઠીને નાનાભાઇને બી. એ. એલ. એલ.બી. સુધીનો અભ્યાસ કરાવ્યો હતો અને ઘણા પ્રયત્ને એક ધનવાન જાગીરદારની પુત્રી બિંદુને પોતાના ભાઇની પત્ની તરીકે ઘેર આણી હતી. બિંદુ અસાધારણ રૂપવતી હતી. શરૂઆતમાં, જે દિવસે બિંદુ પોતાના અતુલ રૂપ અને દશહજારની પ્રોમિસરી નોટ સાથે સાસરે આવી, તે દિવસે અન્નપૂર્ણાની આંખમાંથી આનંદના આંસુ વહેવા લાગ્યા. ઘરમાં સાસુ નણંદ કોઇ ન હોવાથી અન્નપૂર્ણા જ ફરતી હરતી હતી. પોતાની દેરાણી પાડોશણ સ્ત્રીઓને ગર્વ સહિત બતાવી કહયું, "ઘરમાં વહુ આવે તો આવી જ ! જાણે બીજી લક્ષ્મી !" પણ બે ચાર દિવસમાં જ આ ભ્રમ દૂર થઇ ગયો. તેને માલમ પડી ગયું કે તે પોતાની સાથે જે રૂપ અને રૂપીઆ લાવી છે, તેનાથી ચારગણો અહંકાર અને અભિમાન પણ લેતી આવી છે. એક દિવસ જેઠાણીએ પોતાના પતિને કહ્યું, "તમે રૂપ અને રૂપીઆ જોઇ શિવભાઇ માટે વહુ તો લઇ આવ્યા, પણ વહુ તો ઝેરીલી નાગણ છે. તેના ઉતારનો કાંઇ મંત્ર જ નથી."

રામનાથને આ વાત ઉપર પુરો વિશ્વાસ ન બેઠો. બેચાર વાર માથુ ખજવાળતાં "એ તો" "એ તો" એમ કહેતા ઑફિસ ગયા.

રામનાથ બહુ શાંત પ્રકૃતિના આદમી છે. ઑફિસમાં કલાર્કનું કામ અને ઘરમાં પૂજાપાઠ કર્યા કરે છે. શિવનાથ તેમનાથી દશબાર વર્ષ નાનો છે. હાલમાં તેણે પોતાની વકીલાત શરૂ કરી છે:

શિવનાથે આવી અન્નપૂર્ણાને કહ્યું, "ભાભી! મોટાભાઇએ શું રૂપીઆમાં જ બધું સમાએલુ જોયું? થોડા દિવસ શાંતિ રાખતે તો હું પણ રૂપીઆ પેદા કરી આપતે."

અન્નપૂર્ણા ચુપ રહી તે કશુ બોલી નહિ.

બિંદુ ઉપર કોઇપણ રીતે હુકમ ચલાવી શકાતો નહિ એ બીજી મુશ્કેલી હતી. તેને "હિસ્ટીરીઆ"નો ભયંકર રોગ હતો. જ્યારે રોગ ઉથલો મારતો, ત્યારે ડૉકટરને બોલાવ્યા વિના કામ ચાલતું નહિ; તેથી તેને માર મારીને અથવા બીજી કોઇ રીતે દાબમાં રાખી શકાય તેમ ન હતું. બધાં એમ કહેતાં કે લગ્ન કરવામાં ભૂલ થઇ છે, પણ રામનાથ માનતા નહિ. તે બધાના મતની વિરૂદ્ધ જઇ કહેતા, "નહિ, નહિ, તમે ભવિષ્યમાં જો જો. વહુ તો જગદંબાનો અંશાવતાર છે. તે કદી પણ નાલાયક હોઇ શકે જ નહિ."

એક દિવસ બપોરે બિંદુને હિસ્ટીરીઆના હુમલામાં સપડાએલી જોઇ અન્નપુર્ણાનો જીવ ઉડી ગયો. એકાએક કોણ જાણે

શું સમજીને તે પોતાના ઓરડામાં દોડી ગઇ; અને દોઢેક વર્ષના બાળક મદનને લાવી તેની ગોદમાં મૂકી દીધો; અને પોતે ચાલી ગઇ.

મદન ઉંઘતો હતો. કાચી ઉંઘ તુટવાથી તે રડવા લાગ્યો. બિંદુ મહામહેનતે મૂર્છામાંથી જાગૃત થઇ જાતને સંભાળી તેને ગોદમાં લઇ પોતાના ઓરડામાં જતી રહી.

અન્નપૂર્ણા બારણામાં ઉભી ઉભી એ દ્રશ્ય જોઇ રહી હતી. તેના મૂર્છાના રોગનો રામબાણ ઉપાય શોધી તેનું હૃદય આનંદથી નાચી રહ્યું.

ઘરસંસારનો બોજો અન્નપૂર્ણાને માથે પડવાથી બાળ મદનની દેખરેખ રાખવા તેને વખત મળતો જ નહિ–તેને નવડાવવો તેલ ચોળવું, મેંસ આંજવી, ખવડાવવું, પીવડાવવું, સુવડાવવું વગેરે બધું કામ બિંદુને માથે હતું. અન્નપૂર્ણા દિવસભર કામ કર્યા પછી રાતે જો ઉંઘવા ન પામતી, તો તેની તબીયત બગડતી, તેથી બિંદુએ જ તે કામ ઉપાડી લીધું હતું.

થોડા દિવસ પછી સવારે મદનને કેડમાં લઇ બિંદુ રસોડામાં આવી કહેવા લાગી, "મોટી બ્હેન! મદનનું દુધ ક્યાં છે?"

પોતાના હાથમાંનું કામ ઝટ ચમકીને છોડી દેતાં અન્નપૂર્ણાએ કહ્યું, "મિનિટેક થોભ. હમણાં કરી આપું છું."

રસોડામાં દુધ ગરમ ન જોતાં જ બિંદુ ક્રોધાતુર થઇ હતી. તેણે તીક્ષ્ણ કંઠે કહ્યું, "કાલે પણ તમને કહ્યુ હતું કે મારે આઠ વાગતા પહેલાં દુધ જોઇશે–નવ થઇ ગયા, છતાં દુધ ગરમ

થયું નથી ને ? મોટી બ્હેન ! જો તમને આ કામ ભારે પડી જતું હોય, તો ચોકખે ચોકખું કહી દો. હું બીજી કાંઇ ગોઠવણ કરી લઉં." રસોઇ કરતી ભાગીરથી તરફ જોતાં તેણે આગળ ચલાવ્યું, "તમારામાંયે કાંઇ ભાન બળ્યું છે કે નહિ ? ઘરનું બીજું કામ થોડીવાર પછી થતે, તો નહિ ચાલતે કે ?"

ભાગીરથી ચૂપ રહી.

અન્નપૂર્ણા બોલી, "તારી પેઠે માત્ર બાળકને મેંસ આંજવી અને વાળ સમારવાનું જ જો અમને કામ હોતે કેની તો ભાન રહેતે. વહુ ! એક મિનિટ મોડું થઇ જાય તે યે ન ખમાય કે ?"

તેના જવાબમાં બિંદુએ કહ્યું, "મોટી બ્હેન ! તમને કસમ છે જો તમે હવે મદનના દુધને હાથ લગાડો તો ! અને હું યે તમને તે વિષે કહું તો ! આમ કહી ધમ દઇને મદનને જમીન ઉપર પછાડી દુધની કડાઇ ઉઠાવીને ચુલે ચડાવી દીધી. આ અણધાર્યા બનાવથી મદન રડી ઉઠયો, તેવો જ તેનો ગાલ દબાવી બિંદુએ કહ્યું, "ચુપ હરામજાદા ! ચુપ રહે ! રડયો તો મરી જ ગયો સમજજે !"

બિંદુનો શોરબકોર સાંભળી ઘરની જુની દાસી ગંગા દોડતી આવી જેવી મદનને લેવા જાય છે, તેવીજ બિંદુએ ધમકાવી. "દૂર રહે ! મારી સામેથી જા." ગંગા આગળ વધી ન શકી. ભયથી સડક થઇને ત્યાં ને ત્યાં જ ચોંટી થઇ.

બિંદુએ બીજા કોઇને કશું કહ્યા વિના રડતા મદનને ગોદમાં લીધો અને દુધ ગરમ કરવામાં ગુંથાઇ.

અન્નપૂર્ણા સ્થિર ભાવથી ઉભી રહી.

જેવી ઝપાટામાં આવી હતી તેવી બિંદુ દુધ લઇને જતી રહી, ત્યારે અન્નપૂર્ણાએ ભાગીરથીને કહ્યું, "સાંભળી આ વહુની વાતો ! એક દિવસ મેં હસતાં હસતાં કહ્યું હતું કે વહુ ! મદનને તું લઇ લે ! તેના ઉપર તે મને આજે કસમ દઇ ગઇ !"

ગમે તેમ હોય, આ પ્રમાણે અન્નપુર્ણાનો પુત્ર બિંદુની ગોદમાં ઉછરી મોટો થવા લાગ્યો, અને તેનું ફળ એ આવ્યું કે મદન કાકીને "મા," અને માને "મોટી બ્હેન" કહેતાં શીખ્યો.

(૨)

ચાર વર્ષ પછી મોટી ધામધુમથી મદનને નિશાળે મુકવાનો સમારંભ થયો. અન્નપૂર્ણા ખાવાપીવાની ચીજો આપવામાં ગુંથાઇ હતી, ત્યાં બહારથી બિંદુએ બૂમ પાડી કહ્યું, "મોટી બ્હેન! મદનલાલ પગે લાગવા આવ્યા છે! જરા બહાર આવો."

અન્નપૂર્ણા બહાર આવી તેની ટાપટીપ અને પોશાક જોઇ તે સજડ થઇ ગઇ. મદનની આંખ આંજી હતી, માથામાં મેંસનું ટપકું હતું, ગળામાં સોનાનો હાર હતો, અને વાળ ગુંથી લેવામાં આવ્યા હતા. તેણે એક રેશમી ધોતીયું પહેર્યું હતું. અને બહુ મૂલ્યવાળા કપડાનો અંગરખો શોભા વધારી રહ્યો હતો. હાથમાં ચાંદીનો ખડીઓ હતો અને બગલમાં ગોટા ટાંકેલી પુસ્તકોની પોથી હતી.

બિંદુએ કહયું, "ભાઇ ! મોટી બ્હેનને પગે લાગ."

મદન માતાને પગે લાગ્યો.

મદનના પગે મોજા યે નથી, તેમ જોડાયે નથી. શરીર ઉપર વિલાયતી કપડાંનું નામનિશાન નથી. આવો સાદો અને સુંદર પોશાક જોઇ અન્નપૂર્ણા હસતી હસતી બોલી, "વાહ! બિંદુ વાહ!! તું તો બહુ હોંશિયાર જણાય છે ને? શું મદન નિશાળે જવા તૈયાર થયો છે!"

બિંદુએ હસીને કહ્યું, "હા, મદન મહેતાજીને ત્યાં જાય છે. બ્હેન! એને આશીર્વાદ આપો કે જીવનનું સાર્થક થાય. નોકરની તરફ ફરીને કહ્યું, "ભૈરવા મહેતાજીને કહેજે કે છોકરાને કોઇ મારપીટ નહિ કરે!"

"મોટી બ્હેન! આ પાંચ રૂપીઆ લ્યો, અને સારી રીતે એક સીધુ તૈયાર કરીને તેમાં આ રૂપીઆ મૂકી ગંગા સાથે મહેતાજીને ઘેર પહોંચાડી દો." આમ કહી બહુ સ્નેહથી મદનને ચુંબન કરી તેને ઉચકી લીધો અને જતી રહી.

અન્નપૂર્ણાની બંને આંખમાં આનંદના આંસુ ઉભરાઇ આવ્યા. તેણે ભાગીરથીને કહ્યું, "વહુ તો છોકરામાંને છોકરામાંજ મગન રહે છે. બીજી કોઇ વાત તરફ ધ્યાન દેતી નથી વળી એણે એને ગર્ભમાં તો રાખ્યો નથી. જો એના પેટનો હોત, તો ન જાણે શું કરતે!"

ભાગીરથીએ કહ્યું, "આથીજ ભગવાને બાળબચ્ચાં નથી આપ્યા. અઢાર ઓગણીશ વરસની ઉમર થઇ—"

વાત પુરી થવા ન પામી. બિંદુ એકલી પાછી ફરતાં બોલી, "મોટી બ્હેન! ભાઇજી કહીને આપણા ઘર સામે નિશાળ નહિ ખોલાવાય? હું તેનો સઘળો ખર્ચ આપીશ."

અન્નપૂર્ણા હસવા લાગી. તેણે કહ્યું, "વહુ! હજી ચાર ડગલાં મદન ગયો નહિ હોય, એટલામાં તારો વિચાર ફેરવાઇ ગયો! તું પણ સાથેજ કેમ ન ગઇ! નિશાળે જઇને એની સોડમાં બેસી રહે."

બિંદુએ હસતાં હસતાં કહ્યું, "બ્હેન! ઇરાદો નથી બદલ્યો. હું તો આંખોની સામું રહેવું અને આંખોથી દૂર રહેવું એ બેનો વિચાર કરી રહી છું. નિશાળના ઘણા છોકરા બદમાશ હોય છે કદાચ મદનને નાનો જોઇને મારે બારે તો?

અન્નપૂર્ણા બોલી, "મારશે તો શું થશે? એ તો છોકરાં છે તે એમજ. બધાં યે છોકરાં સરખા. તેમના માબાપ તેમને નિશાળે મોકલી શકે છે, તો તું કેમ નહિ મોકલી શકે?"

બીજાની સાથે તુલના કરવાનું બિંદુને ગમતું નહિ. અસંતોષી થતાં તેણે કહ્યું, "તમારી વાતો કેવી વિચિત્ર છે? જો કોઇ છોકરો મદનની આંખમાં કલમ ઘોંચી દે તો પછી?"

અન્નપૂર્ણા તેના મનનો ભાવ સમજી જઇ હસીને બોલી, "તો પછી? ડોકટરને તેડાવવાનો વળી. વહુ! સાત દિવસ અને સાત રાત સુધી બેસીને અખંડ વિચાર કરતાં યે મને આ વિચાર ન આવતે! આટલા બધા છોકરાં નિશાળે ભણે છે પણ કોઇની આંખ કોઇ બીજા છોકરાએ કલમ ઘોંચી દઇ ફોડી હોય એવું સાંભળવામાં હજી સુધી આવ્યું નથી!"

"તમે સાંભળ્યું નહિ હોય તેથી શું એમ ઠરે છે કે તેવું બની ન શકે? નસીબમાં શું લખાયું છે, તે કોણ કહી શકે? હું

કહું છું કે તમે ભાઇજીને એક વાર કહી તો જૂઓ. પછી જે થાય તે ખરૂં?"

અન્નપૂર્ણાએ ગંભીર થઇને કહ્યું, "જે થાય તે તો જોઇજ રહી છું ને. તેં જયારે ધાર્યું છે ત્યારે કર્યા વિના રહેવાની હતી? પણ હું કાંઇ એવી દુનીઆથી ઉંધી વાત મારે મોઢે નહિ કહું. તું તેમના આગળ બોલે છે તો ખરી, તો પછી જાતે જઇને કેમ નથી કહેતી?"

બિંદુને હવે ક્રોધ ચઢયો. તેણે કહ્યું, "કહીશ, જરૂર કહીશ ભલે કોઇને ઠીક લાગે યા ન લાગે, ભલે છોકરો ભણે કે નહિ ભણે, હું એટલે દૂર છોકરાને રોજ નહિ મોકલી શકું. ગંગા! મેં તને સીધુ આપી આવવા કહ્યું હતું ને! તું અહીં ઉભીજ રહી છે કે?

બિંદુનો મનોભાવ જોઇને વ્યગ્ર થતાં અન્નપૂર્ણા બોલી, "સીધુ આપું છું. શું ઉતાવળ છે એટલી બધી? હું તને પૂછું છું કે શું તારો છોકરો મોટો નહિ થાય? શું તું હંમેશ તારી સોડમાં પાલવ ઢાંકીને રાખીશ?"

બિંદુએ જવાબ ન દીધો. દાસીને કહ્યું, 'ગંગા! જા ગુરૂજીને સીધુ આપી આવ. અને તેમને પગે લગાડી મદનને પણ તેડતી આવ." ગુરૂજીને કહેજે કે પાછલે પહોરે જરા આવી જાય. જે સમજતા નથી તેને શી રીતે સમજાવાય? મદનને નાદાન જોઇ કોઈ મારેખારે તે હું કહેતી હતી, તેના જવાબમાં કહે છે. શું તું તેને સોડમાં રાખી મૂકીશ? મારે શું કરવું

અને શું નહિ તેની સલાહ લેવા હું આવી નથી" આમ કહી જવાબની રાહ પણ ન જોતાં બિંદુ ચાલી ગઇ.

અન્નપૂર્ણા સ્તબ્ધ બની ઉભી રહી.

ગંગાએ કહ્યું, "વહુ! સીધુ આપોને! બિંદુ વહુ વળી પાછી આવી પહોંચશે. એણે જે વાત મોઢેથી કાઢી તેને વિધાતા યે રદ નહિ કરી શકે."

તે દિવસે સાંજે રામનાથ અફીણ ખાઇને આંખ મીચીને પલંગ ઉપર ચત્તા પડીને હુક્કાની નળી મોઢે લગાવી રહ્યા હતા, તેવામાં બારણું ખખડાવવાનો અવાજ સંભળાયો.

રામનાથે મહામહેનતે આંખ ઉઘાડતાં પૂછ્યું, "કોણ ?"

અન્નપૂર્ણાએ અંદર આવી કહ્યું. "બિંદુવહુ તમને કંઇ કહેવા આવી છે. સાંભળો."

રામનાથ જલદીથી ઉઠી બેઠા થઇ ગયા અને બોલ્યા, "વહુ! કેમ ? શું કહેવું છે દીકરી ?"

રામનાથ બિંદુ ઉપર બહુ વ્હાલ રાખતા હતા. બિંદુએ કશું કહ્યું નહિ. તેની તરફથી અન્નપૂર્ણાએ કહ્યું. "મહોલ્લાના ખરાબ છોકરાઓ મદનની આંખમાં કશું ઘોચી દેશે એમ એને બીક લાગે છે તેથી ઘરની પાસે નિશાળ ખોલવામાં આવે. એમ એનો વિચાર છે."

અફીણની ધૂનમાં રામનાથે કંઇને બદલે કંઇજ સાંભળ્યું. ગભરાઇને હાથમાંની નળી છોડી દેતાં કહ્યું, "કોણે આંખમાં ઘોચી ? ક્યાં ? જોઉં ? શું થયું ?"

અન્નપૂર્ણાએ હુક્કાની નળી ઉઠાવી તેમના હાથમાં આપતાં હસીને કહ્યું, " અરે હજી કશુંયે થયું નથી. તે કહે છે કે કોઇ તેવું કરે. "

રામનાથે બરાબર સાંભળી કહ્યું, " ઓહ ! આ વાત છે. હું તો સમજ્યો કે કોઇએ— "

બિંદુ ઉમરા ઉપર ઉભી હતી. તેનું શરીર જાણે આગથી બળી રહ્યું હતું. ધીમે અવાજે તેણે કહ્યું, " મોટી બ્હેન ! થોડી-વારપર તો એમ કહેતા હતા કે એવી દુનિઆથી ઉંધી વાત મારે મોઢે નહિ કહું ? "

અન્નપૂર્ણા પણ સમજી ગઇ કે જે ઢબથી તેણે વાત કહેવી જોઇએ તે ઢબથી તેણે કહી નથી, અને એ ભૂલનું ફળ સારૂં નહિજ આવે. બિંદુના કહેવાનો ગૂઢ અર્થ તેના સમજવામાં આવી ગયો, અને બધો ગુસ્સો ઉતર્યો પતિદેવ ઉપર ! તે પોતાના સ્વામીને કહેવા લાગી, " અફીણના ઘેનમાં માણસની આંખ ઘેરાય છે, પણ શું કાને બહેર મારી જાય છે ? મેં કહ્યું શું અને તમે સાંભળ્યું શું ? તમને એમ કહ્યું હતું કે મદનની આંખ કોઇએ ફોડી ? મારો તો બધી બાજુથી મરો છે ! કોઇ બાજુથી ચેન નથી."

રામનાથનું ઘેન ઉતરી ગયું અને બોલી ઉઠયા; " કેમ શું થયું ? "

અન્નપૂર્ણાએ ખીજવાઇને કહ્યું, " જે થયું તે ઠીક થયું. એવા આદમીથી વાત કરવી અને ઝખ મારવી બંને સરખી છે. મારા ક્યાંથી ભોગ લાગ્યા ! " આમ કહીને ઉઠીને બહાર જતી રહી.

રામનાથે કહ્યું, " બિંદુ વહુ ! તમેજ ખુલાસો કરીને કહો. શું થયું છે ?"

બિંદુ બારણામાં ઉભી હતી. તેણે ધીરે ધીરે કહ્યું, " બહાર બારણાની સામુ નિશાળ બોલાવીએ તો ?"

રામનાથ વચમાંજ બોલી ઉઠયા, " એ શું મોટી વાત છે ? પણ ભણાવશે કોણ ?"

મકન મહેતાજી આજે આવ્યા હતા. મહિને દશ રૂપીઆ આપવામાં આવે, તો તેઓ અહીં નિશાળ લઇ આવવા કબુલ થાય છે. મારા રૂપીઆનું જે વ્યાજ આવે છે, તેમાંથી નિશાળનો ખર્ચ આપવો એવો મારો વિચાર છે. "

રામનાથે કહ્યું, " ઠીક ત્યારે. કાલે મજુરને કામે લગાડી દઇશ. મકન મહેતાજી પોતાની નિશાળ અહીં લઇ આવે છે તે બહુ સારી વાત છે. "

જેઠનો આ હુકમ સાંભળી બિંદુનો ક્રોધ શાંત થઇ ગયો. તે હસતી હસતી રસોડામાં ગઇ. અન્નપૂર્ણા મોઢું ચઢાવી બેઠી હતી. પાસે બેઠેલી ગંગા હાથ લાંબા કરીને હલાવતી ભાષણ ચલાવી રહી હતી. બિંદુને જોતાં જ ગંગાનો ચહેરો પીળો પડી ગયો, અને બોલતી બંધ થઈ ગઇ. બિંદુ સમજી ગઇ. તેની જ વાતો થતી હતી. તેણે ગંગાને કહ્યું, " કેમ બોલતા બંધ થઇ ગયા ? કહેતા કેમ નથી ?"

ભયને મારે ગંગાની જીભ ઉપડી ન શકી. ભાંગાતૂટા અવાજે તેણે કહ્યું, " કંઇ નહિ, વહુ ! એ કહેતા હતા કે જાણે કે–" બિંદુએ કહ્યું, " જાણ્યું હવે. જા કામ કર. "

ગંગા કશું પણ કહ્યા વિના ચાલી ગઇ. તે સમજી કે જીવ બચ્યો.

અન્નપૂર્ણાને સંભળાવવા બિંદુ બોલી, "ભાભીજીના સલાહકાર બહુ સારા છે હો!" ભાઇજીને કહી તેમનો પગાર વધારવો પડશે.

બિંદુ જયારે ખુશમિજાજમાં હોય, ત્યારે 'મોટી બ્હેન' કહેતીપણ જયારે નારાજ થઇ જતી, ત્યારે "ભાભીજી" કહેતી.

અન્નપૂર્ણા બળી જતાં બોલી, "જા. જઇને કહેતી કેમ નથી? તારા ભાઇજી મારૂં માથું કાપી નાખશે? અને તારા જેઠ છે પણ એવાજ. તે તેવુંજ કરશે. 'કેમ વહુ? શું કહ્યું બેટા? ઠીક છે વહુ' ઘણીયે વહુ જોઇ પણ તારા જેવી તો કયાં યે નહિ જોઇ. તું કેવું નસીબ લઇને જન્મી છે? બાપરે! તારા ત્રાસથી તો આખા ઘરના માણસો થરથર કંપે છે."

બિંદુ ગુસ્સે થઇ હતી. પણ તેની કહેવાની ઢબ જોઇ હસી પડી બોલી, "મોટી બ્હેન તમે તો ડરતા નથી ને?"

"ડરતી નથી? તારી રણચંડી મૂર્તિ જોઇને કોનું લોહી પાણી નથી થતું? એટલો ક્રોધ રાખવો સારો નહિ. હજીયે શું તું બચ્ચું છે? ભગવાને સંતતિ આપી હોત, તો ચાર બચ્ચાંની મા થઇ હોત. પણ તારો વાંક શા માટે કાઢું? તારા ભાઇજીએ માથે ચઢાવીને તારો મિજાજ હદ બહારનો બગાડી દીધો છે."

"હું બહુ જોરાવર નસીબ લઇને જન્મી છું એ વાત હું માનું છું. ધન, દોલત, લાડ, વ્હાલ અને સુખભોગ ઘણાનેય

મળે છે. એ કંઇ મોટી વાત નથી. અનેક જન્મ જન્માંતરના પુરા પુણ્ય હોય તોજ આવા દેવ જેવા જેઠ મળે. મારૂં ભાગ્યજ એવું છે, તો તમે શું કરશો? હા, તેમણે મારો મિજાજ બગાડયો નથી, જો કોઇએ પણ માથે ચઢાવી બગાડયો હોય, તો તમેજ."

અન્નપૂર્ણાએ કહ્યું, "મેં બગાડયો છે! બીલકુલ જુઠી વાત! એમ કોઇ કહીજ ન શકે. મારૂં શાસન બહુ કડક છે, પણ શું કરૂં? નસીબ એ ડગલાં આગળનું આગળ છે! મારો તો કોઇને ધાકજ નથી. ઘરના નોકર ચાકર પણ જાણે તેઓ શેઠ હોય અને હું દાસી કે બાંદી હોઉં, તેમ મારા દેખતાં લડેઝગડે છે. હું એ બધુંયે સહી લઉં છું, પણ જો કોઇ બીજી હોત—"

અન્નપૂર્ણાની ઉલટ સુલટ વાત સાંભળી બિંદુ ખડખડાટ હસી પડી. તે બોલી, "બ્હેન! તમે તો સતજુગમાંજ જન્મ લીધો હોય તેમ જણાય છે. જુઓ! મારા દેખતાં તો કોઈ લડતું ઝગડતું નથી." આમ કહી અન્નપૂર્ણાની સામું આવી ઘુંટણનો ટેકો લઇ બંને હાથ તેના ગળામાં નાખી કહ્યું, "બ્હેન કોઇ વાર્તા કથા કહોને!"

અન્નપૂર્ણાએ પ્રણય પ્રકોપથી કહ્યું, "જા! દૂર જા!"

એટલામાં ગંગા દોડતી આવી, અને ગભરાતાં ગભરાતાં બોલી "વહુ! ઓ વહુ! મદનનો હાથ દાતરડાથી કપાયો છે અને તે રડે છે."

અન્નપૂર્ણાનું ગળું છોડીને બિંદુ એકદમ ઉભી થઇ ગઇ, અને બોલી, "તેને દાતરડું કયાંથી મળ્યું? તે વખતે તમે બધા કયાં મરી ગયા હતા?"

ગંગાના તો રામજ રમી ગયા હતા. "હું તે ઓરડામાં પલંગ બિછાવતી હતી. હું તો જાણતીયે નથી કે ક્યારે તે ઓરડામાં આવ્યો અને"—

તેના કહેવા તરફ ધ્યાન નહિ આપતાં બિંદુ ત્યાંથી ચાલી ગઇ. થોડી વારમાં મદનની કપાએલી આંગળી પાણીથી ધોઇ તે ઉપર ભીનું ચીથરૂં વીટાળી ગોદમાં લઇ ફરી ત્યાં આવી, અને કહેવા લાગી.

"બ્હેન! હું તમને કેટલીયે વાર કહી ચૂકી કે છોકરાવાળા ઘરમાં સુડી, ચપ્પુ, કાતર, દાતરડું "વગેરે બહાર ન મૂકો છતાં—"

અન્નપૂર્ણાએ ગુસ્સે થતાં કહ્યું, "તું પણ કેવી ઢંગધડા વિનાની વાત કરે છે? શું હું જાણતી હતી કે તારો મદન જઇને હાથ કાપશે? એ દાતરડાને ઘરમાં નહિ રાખે, તો કયાં રાખે? એને તે શી રીતે પેટી પટારામાં બંધ રાખી શકાય—મૂકી રખાય?"

"તમે કંઇ નહિ કરતા. હુંજ કાલથી એના હાથ પગ બાંધીશ. પછી તે કયાં તમારા ઓરડામાં આવી હાથ કાપવાનો છે?" આમ કહી બિંદુ ત્યાંથી ચાલી ગઇ.

અન્નપૂર્ણાએ કહ્યું, "સાંભળ્યુંને ગંગા! વહુની જબરજસ્તી જોઇ! કોઇ ઠેકાણે દાતરડું તાળા કુંચીમાં બંધ જોયું છે?"

ગંગા જવાબ દેવા જતી હતી પણ અટકી ગઇ.

બિંદુ પાછી ફરી કહેવા લાગી. "જો તમે કોઇ વાતમાં નોકરચાકરને મધ્યસ્થ બનાવશો, તો હું મારા મદનને લઇ પીએર જતી રહીશ."

અન્નપૂર્ણાએ કહ્યું, "જતી કેમ નથી ? જા. પણ ખુબ ધ્યાનમાં રાખજે કે માથું કુટીને મરી જશે, તોપણ તેડાવવાની વાત નહિ કરૂં."

"હું આવવા યે નથી માંગતી તો" આમ કહી મોઢું ચઢાવી બિંદુ ચાલી ગઇ.

બે એક કલાક પછી અન્નપૂર્ણા બિંદુના ઓરડામાં ગઇ. ખુરસીમાં બેઠા બેઠા શિવનાથ ટેબલ પર પડેલા મુકદમાના કાગળપત્ર જોઇ રહ્યા હતા અને બિંદુ મદનને હીંચકે લઇને ધીમે ધીમે મહાભારતમાંની વાતો રસભેર કહેતી હતી. અન્નપૂર્ણાએ કહ્યું, "ચાલ જમવાને."

"મને ભુખ નથી."

મદને કાકીના ગળામાં બંને હાથ નાખી કહ્યું, "બ્હેન! બા નહિ આવે. તમે જાવ."

અન્નપૂર્ણાએ તેને ધમકાવતાં કહ્યું, "ચૂપ રહે, આ છોકરો જ બધા ઉપદ્રવનું મૂળ છે. ધ્યાનમાં રાખ બિંદુ કે હમણાં તો ફુલી રહી છે, પણ અંતે સમજાશે ત્યારે પોકેપોક મૂકીને રડશે. અને સંભારશે કે બ્હેને ખરૂં કહ્યું હતું."

બિંદુએ ધીરે સ્વરે મદનને શીખવાડયું, "તમે જાઓની બ્હેન, બા ભીમની વાત કરે છે."

"જો ભલું ચાહતી હો, તો ઉઠ. નહિ તો કાલે તમને બંનેને ઘરબહાર નહિ કાઢું તો મારૂં નામ અન્નપૂર્ણા નહિ." આમ કહી અન્નપૂર્ણા જતી રહી.

" આજે દેરાણી જેઠાણીમાં શું ચાલી રહ્યું છે?" શિવનાથે પૂછ્યું.

" બ્હેન નકામા નારાજ થઇ રહ્યા છે. મેં કહ્યું કે બાળ-બચ્ચાવાળા ઘરમાં દાતરડું જરા સાવચેતીથી મૂકીએ તેની આ ધમાલ છે. '

" જાઓ વધારે ગરબડ ન કરો. ભાભી આમ ધબધબ પગ પછાડતી ફરે છે તે મોટાભાઇની ઉંઘમાં ખલેલ પહોંચશે."

બિંદુ મદનને ગોદમાં લઇ રસોડા તરફ જતી રહી.

(૩)

એક માતાના બે બાળકો માતાનો આશ્રય મેળવી જેમ ઉછરે છે, તેવીજ રીતે આ બે માતાઓએ મદન સાથે બીજા છ વર્ષ પણ પસાર કર્યાં. મદન હવે મોટો થઇ ગયો છે. અંગ્રેજી બીજા ધોરણમાં તે અભ્યાસ કરે છે. ઘેર ભણાવવા માટે પણ માસ્ટર આવે છે, સવારે માસ્ટર ભણાવી ગયા પછી મદન રમવા જાય છે.

તે દિવસે રવિવાર હતો. નિશાળમાં રજા હતી. અન્નપૂર્ણાએ ઓરડામાં દાખલ થતાં કહ્યું, " વહુ! શું કરૂં? તુંજ બતાવ?"

બિંદુ આ વખતે કબાટ ઉઘાડી મદનને માટે કપડાં કાઢી રહી હતી. જાત જાતના કપડાંનો ઢગલો જમીન ઉપર પડયો હતો. મદન તેના કાકા સાથે તેમના એક અસીલને ત્યાં જનાર હતો. બિંદુએ એ કામમાંજ ધ્યાન આપી રહી કહ્યું, " શું થયું છે બ્હેન?"

આજે બિંદુ પહેલાંથીજ કંઇંક નારાજ હતી. અન્નપૂર્ણા પોશાકનો ઢગલો જોઇ સ્તબ્ધ બની ગઇ હતી. તેથી બિંદુના મોઢા ઉપરનો ભાવ જોઇ શકી ન હતી. થોડી વાર સુધી પોશાકનાં ઢગલાને જોઇ રહ્યા પછી અન્નપૂર્ણાએ પૂછ્યું, "શું આ બધાયે મદનના કપડાં છે?"

"હા."

"વહુ! તું કોણ જાણે કેટલાયે રૂપીઆ નાહકના બગાડતી હશે? આમાંનો એક એક પોશાક એટલો મોંઘો છે કે તેની કિંમતથી ગરીબ લોકના આખા વર્ષના કપડાં થઇ શકે."

બિંદુ મનમાંને મનમાં ખીજવાઇ રહી હતી, પણ બધા ભાવને દબાવી દઇ બોલી, "થઇ શકે. પણ ગરીબ અને તવંગરમાં કાંઇ ફેર રહે છે તેને માટે ખેદ કરવો નકામો છે."

"તે વાત ખરી છે. પણ તારા તો બધાંયે કામ બડી ધામધુમથી થાય છેને?"

હવે બિંદુનો મિજાજ હાથમાં ન રહ્યો. તેણે કહ્યું, "તમે શું કહેવા આવ્યા છો બ્હેન! મને હમણાં ફુરસદ નથી. ઝટ કહી દો."

"તને ફુરસદજ કયારે હોય છે?" આમ કહી નારાજ થઇ અન્નપૂર્ણા ચાલી ગઇ.

ભૈરવ મદનને શોધવા ગયો હતો કલાક સુધી શોધીને અંતે તેને લઇને આવ્યો.

બિંદુએ મદનને પૂછ્યું, "આટલો બધો વખત ક્યાં હતો?"

મદન ચુપ રહ્યો. બોલ્યો નહિ. ભયથી તેનો જીવ જાણે ઉડી ગયો હતો.

"વહુજી! મહોલ્લામાં છોકરાઓ સાથે ગીલ્લીદંડા રમતો હતો, ત્યાંથી પકડી આણ્યો છે."

આ રમતથી બિંદુ બહુ ડરતી. ગીલ્લી આંખબાંખમાં લાગી જવાનો તેને બહુ ભય લાગતો. તેથી તેણે મદનને સાફ ના પાડી હતી. ઉગ્ર નજરે મદન તરફ જોઇ કહ્યું. "મેં તને આ રમત રમવા ના પાડી હતીને?"

મદને ભયને મારે જેમ તેમ કહ્યું, "હું તો ઉભેલો હતો, પણ તે મને જબરજસ્તીથી—"

"જબરજસ્તીથી તને લઇ ગયો! કેમ? ઠીક. હમણાં તો તારે જવાનું છે. તેથી જા. આવ્યા પછી પૂછીશ." આમ કહી બિંદુએ પોશાક પહેરાવવા માંડયો.

બે મહિના પહેલા મદનને જનોઇ દીધી હતી તેથી માથા ઉપર જરીની કામદાર ટોપી પહેરાવતાં બહુ પંચાતી પડી. પણ બિંદુ કાંઇ છોડી દે તેમ હતી? મદન બોડકા માથાપર ટોપી પહેરી રડવા લાગ્યો. એટલામાં શિવનાથ અંદર આવ્યા. અંદર પગ મુકતાંજ તેમણે પૂછયું, "હજી કેટલી વાર છે?" મદનના માથા તરફ નજર જતાંજ હસીને કહ્યું, "વાહ! ટોપી તો બહુ સુંદર જણાય છેને! જાણે રાજા ભરથરીનો વેષ!"

શરમાઇ જઈ મદને ટોપી ફેંકી દીધી. અને પલંગ ઉપર જઇ રડવા લાગ્યો.

બિંદુનો ક્રોધ ભભુકી ઉઠયો. તેણે કહ્યું, "એક તો પહેલાંથીજ છોકરો રડયા કરતો હતો તેમાં અધુરામાં પુરૂં વમે—"

શિવનાથે ગંભીર થતાં કહ્યું, "મદન રડ નહિ. ચાલ ઉઠ. લોક મૂર્ખ કહેશે તો મને કહેશે. તું ચાલ."

આ શબ્દો પહેલાં એક વાર શિવનાથે કહ્યા હતા, અને તે વખતે બિંદુ બહુ ગરમ થઇ હતી. ફરી એજ શબ્દો તેમને મોઢે સાંભળી એકદમ તે સળગી ગઇ. તેણે કહ્યું, "હું બધાં કામ મુર્ખની પેઠેજ કરૂં છું કેમ?" આમ કહી મદનની પાસે જઇ હાથ પકડી ઉંચકી લીધો અને ધમાધમ કરતાં તેના કિંમતી કપડાં ઉતારી નાખ્યા. વચમાં બેએક ધોકા મદનના વાંસાપર પડી પણ ગયા.

શિવનાથે ડરી જઇને અન્નપૂર્ણાની પાસે જઇને કહ્યું, "ભાભી! મગજમાં ભૂત ભરાયું છે. જરા ચાલો તો." અન્નપૂર્ણાએ આવીને જોયું, તો બિંદુ બધા કિંમતી કપડાં ઉતારી સાધારણ કપડાં પહેરાવી રહી હતી. મદન ભયને મારે મુઢ બની ઉભો હતો.

અન્નપૂર્ણાએ કહ્યું, "વહુ! કપડાં તો સારા પહેરાવ્યા હતા? શા માટે ઉતારી નાખ્યા?"

એકાએક મદનને છોડી દઇ મોઢા ઉપર પાલવ નાખી હાથ જોડી બિંદુ બોલી, "તમને બધાને પગે પડું છું. મોટી બ્હેન! મહેરબાની કરીને સામેથી ખસી જાઓ, તમારા બધાના વચ્ચે પડવાથી બચ્ચાંનો માર ખાતાં જીવ જશે."

અન્નપૂર્ણા ચુપ રહી. બિંદુ મદનનો એક કાન પકડી ખુણામાં ખેંચી લઇ જઇ બોલી, "તું જેવો પાજી છે તેવોજ તને દંડ મળવો જોઇએ. આખો દિવસ અહીંજ પડી રહેજે. મોટી બ્હેન! બહાર ચાલો. મારે કમાડ બંધ કરવા છે."

અન્નપૂર્ણા બહાર આવી. બિંદુએ બહાર આવી કમાડ બંધ કરી સાંકળ ચઢાવી.

એક વાગતાં અન્નપૂર્ણાથી ન રહેવાયું. તેણે કહ્યું, "આજે મદનને તું ખરેખર ભૂખ્યો રાખીશ? તેને માટે આખું ઘર ભૂખ્યું રહેશે."

"જો ઘરમાં બધાની એવીજ ઇચ્છા હશે, તો હું શું કરીશ?"

"આ તારી કેવી વાત છે વહુ? ઘરમાં એકજ બાળક છે. જો તે ભૂખ્યો રહે, તો તારી મારી વાત શું પણ નોકરચાકર પણ નહિ જમે."

બિંદુએ જીદ કરતાં કહ્યું, "તે હું કાંઈ નહિ જાણું."

વાદવિવાદથી કશો લાભ નથી એમ સમજી અન્નપૂર્ણાએ કહ્યું, "જો મારૂં કહ્યું માન, એને માફ કર. ખાધા વગર તબીયત બગડશે, તો તારેજ વેઠવું પડશે."

બીજો પહોર-ઉતરતાં બિંદુનો ક્રોધ પણ શાંત થતો ગયો હતો. ગંગાને બૂમ પાડી તેણે કહ્યું, "જા, એને લઇ આવ. પણ તમનેય કહી મુકું છું મોટીબ્હેન! કે મારી વાતમાં કોઇ બોલ્યું, અથવા ખલેલ કરી, તો પરિણામ સારૂં નહિ આવે."

તે દિવસનો બધો ઝગડો આટલેથીજ પત્યો.

શિવનાથની વકીલાત જામી ગઈ જોઇને રામનાથે નોકરી છોડી દીધી. નોકરી છોડ્યા પછી ઘરના કામકાજ ઉપર ધ્યાન આપતા. બિંદુના જે દશ હજાર રૂપીઆ હતા તે તેમણે વ્યાજ ફેરવીને બમણા કરી લીધા હતા. તે વ્યાજની રકમનો કેટલોક ભાગ અને શિવનાથની ઉપજમાંથી બચેલી રકમ વડે ગયા વર્ષ-થી તેમણે એક મોટું મકાન તૈયાર કરાવવા માંડયું હતું. તે નવું મકાન જુના મકાનથી થોડે દૂર હતું. આઠ દશ દિવસ થયાં તે તૈયાર થયું હતું. દિવાળી પછી સારૂં મુહુર્ત જોઇને એ ઘરમાં બધા જઇશું એમ રામનાથનો વિચાર હતો.

એક દિવસ ભોજન કરતાં કરતાં રામનાથે કહ્યું, "બિંદુ વહુ! તમારૂં મકાન તૈયાર થઇ ગયું છે. હવે એકાદ દિવસ જઇને જોઇ આવો. બીજું કાંઇ કરવાનું બાકી તો રહ્યું નથી ને?"

બધું કામ છોડી બિંદુ જેઠના ભોજન વખતે ત્યાં બેસતી. તે પોતાના જેઠને દેવ જેવા જાણતી અને પૂજતી. રામનાથની પ્રકૃતિજ એવી હતી. ઘરના તેમજ બહારના સઘળા લોક તેમના ઉપર શ્રદ્ધા રાખતા. બિંદુએ કહ્યું, "હવે કાંઇ બાકી નથી."

"જોયા વગરજ મત આપી દીધો? ઠીક, સારી વાત છે. મારી ઇચ્છા છે કે આપણા જયાં જયાં આત્મીય સ્વજન હોય ત્યાં ત્યાંથી બધાને બોલાવી ગૃહપ્રવેશનો સમારંભ કરીએ. તમા-રો શું અભિપ્રાય છે વહુ?"

બિંદુએ ધીરે ધીરે કહ્યું, "મોટી બ્હેનને કહીશ. તે જેમ કહેશે તેમ થશે."

રામનાથે કહ્યું, "તેમને પૂછી જોજે. તે પણ સારી વાત છે. પણ તું તો મારા ઘરની લક્ષ્મી છે. તારી ઇચ્છા પ્રમાણે સઘળું થશે."

અન્નપૂર્ણા બહુ દૂર ન હતી. તેણે હસતાં હસતાં કહ્યું, "તમારી લક્ષ્મી જરા શાંત હત, તો બહુ સારૂં થતે."

"હજીયે શું શાંત થાય? વહુ તો સાક્ષાત્ જગદંબા છે. વરદાન પણ દે છે, અને જરૂર જણાયે ખડ્ગધારિણી પણ થાય છે. મને એજ ગમે છે. જ્યારથી વહુ આવી છે, ત્યારથી આપણા ઘરમાંથી દુઃખ કે કષ્ટનું નામનિશાન રહ્યું નથી."

"તમારી એ વાત ખરી છે. જ્યારે વહુ અહીં ન હતી, તે વખત યાદ આવે છે ત્યારે કંપી જવાય છે." અન્નપૂર્ણાએ કહ્યું.

બિંદુએ શરમાઇ જઇને વાત ટાળવા કહ્યું, "તમે બધાને બોલાવજો. ઘર તો બહુ મોટું છે. કોઇને કંઇ કષ્ટ નહિ પડે. જો તેમની ઇચ્છા હશે, તો બે ચાર મહિના રહી પણ શકશે."

રામનાથે ખુશ થતાં કહ્યું, "તેમ કરીશું વહુ. કાલેજ હું તે લોકને બોલાવવાની ગોઠવણ કરૂં છું.

(૪)

રામનાથની ફોઇની છોકરી લલિતાની હાલત સારી ન હતી. રામનાથ વખતો વખત તેને પૈસા આપી મદદ કરતા. તેનો રમણ ત્યાં રહીને ભણે એવી માગણી કેટલોક વખત થયાં તેના તરફથી થયા કરતી હતી. રામનાથનું નિમંત્રણ મળતાં જ રમણ સાથે તે આવી. તેના પતિનું નામ હતું મણિલાલ. તે શું કામ ધંધો

કરતા હતા તે કોઇને ખબર ન હતી. બે ત્રણ દિવસ પછી તે પણ ત્યાં આવી પહોંચ્યા. રમણ સોળ સત્તર વર્ષનો હતો. કાળી કિનારનું સુંદર ધોતીઉં બહુ ટાપટીપથી પહેરતો. અને દિવસમાં આઠવાર વાળ સમારતો. તેના વિચિત્ર ફેશનના વાળ વચ્ચેની સેંથી જોવા જેવી હતી. સાંજ પછી બધા એક ઓરડામાં ભેગા થયા હતા. અને લલિતા બેઠી બેઠો પોતાના પુત્રના અલૌકિક રૂપ અને ગુણના વખાણ કરી રહી હતી.

બિંદુએ પૂછ્યું, "રમણ તું શું ભણે છે?"

"અંગ્રેજી ચોથા ધોરણમાં મેકમિલનની રીડર, ગ્રામર, જ્યોગ્રાફી, એરીથમેટીક, અને બીજા બહુએ જાતના વિષયો છે. મામી! તે તમે નહિ સમજી શકો." રમણે જવાબ દીધો.

લલિતાએ એકવાર ગર્વથી પોતાના પુત્રના મોઢા તરફ જોઇ બિંદુને કહ્યું, "એ શું એક બે ચોપડી ભણે છે? ચોપડીઓનો જાણે મોટો ઢગલો થાય. ભાઇ! કાલે પેટીમાંથી ચોપડીઓ કાઢી તારી મામીઓને બતાવજે હો!"

રમણે માથું હલાવતાં 'ઠીક બતાવીશ' એમ કહ્યું,

"પણ હજી કોઇ ઉંચી પરીક્ષા તો પાસ નથી કરીને! તે માટે તો હજી વાર છે ને?" બિંદુએ પૂછ્યું.

"ઉંચી પરીક્ષા યે પસાર કરવામાં શું વખત લાગવાનો હતો? અત્યારેજ બી. એ., એમ. એ. બધું પાસ થઇ ગયો હતે, પણ પાજી માસ્ટરો આડે આવે છે. સત્યાનાશ જાય તેમનું! મારા છોકરાની

પાછળ આદુ ખાઇને પડયા છે તો ! ઉપરજ ચઢવા નથી દેતા. કેટલો વખત થયાં અહીંને અહીંજ રાખ્યો છે ! ”

બિંદુએ આશ્ચર્ય પામી કહ્યું, “એવું તો ક્યાંયે નથી થતું.”

લલિતાએ કહ્યું, “તમે કહો છો કે નથી થતું, હું કહું છું કે થાય છેજ. સ્કુલના બધા માસ્ટર મળીને ‘ચહાપાણી’ માંગે છે, હું ગરીબ તેને માટે ક્યાંથી લાવું ?”

બિંદુ ચુપ થઇ ગઈ. અન્નપૂર્ણા દુઃખદ સ્વરે બોલી, “આવી રીતે પીછો લેછે ? માસ્ટરલોક શું આ સારૂં કરે છે ? અમારે ત્યાં તો એવી આફત નથી. અમારો મદન તો દર વર્ષે સારી સારી ચોપડી ઇનામમાં મેળવે છે, પણ કદી યે એક પાઇ પણ ‘ચહાપાણી’ માટે નથી આપવી પડી. ”

આ વખતે મદન આવી પોતાની કાકીના ખોળામાં બેઠો. કાકીના ગળામાં બંને હાથ નાખી ધીરે ધીરે કહ્યું, “ કાલે રવિ-વાર છે, બા ! આજે માસ્ટરને પાછા જવા નહિ કહે ? હું આજે નહિં ભણું. ”

બિંદુએ નણંદ તરફ જોતાં હસીને કહ્યું, “ જોયું ને આ છોકરો વાર્તાકથા અને વાતચીત સાંભળવામાં બધુંયે ભૂલી જાય છે. આપણે બધા બેસીને વાતો કરીએ છીએ, બસ, આજે તેથી એ પણ નહિ ભણવાનો ! ગંગા ! માસ્ટરને જઇને કહીદે કે આજે મદન નહિ ભણે. ”

રમણે વિસ્મય પામતાં કહ્યું, “અરે મદન ! આટલો મોટો થયો તોયે શું બૈરાંના ખોળામાં બેસે છે? તને શરમ નથી આવતી?”

બિંદુએ હસીને કહ્યું, 'અરે બેસે છે શું? હજી પણ રાતે—"

મદને વ્યાકુળ થઇને શરમને મારે બિંદુનું મોઢું હાથથી બંધ કરતાં કહ્યું, "બા! કહીશ નહિ."

બિંદુએ કહ્યું નહિ, પણ અન્નપૂર્ણાએ કહી દીધું. "હજી સુધી તે પોતાની કાકી સાથેજ ઉંઘે છે."

બિંદુએ નણંદ તરફ જોતાં કહ્યું, "સુવે છે પણ તે વાંદરાના બચ્ચાની પેઠે."

મદને લજ્જાથી પોતાનું મોઢું કાકીની છાતીમાં છુપાવ્યું.

રમણે કહ્યું, "અરે મદન! શું તું અંગ્રેજી ભણે છે?"

અન્નપૂર્ણાએ કહ્યું, "અંગ્રેજી ભણે છે જ. સ્કુલમાં પણ જાય છે."

"અંગ્રેજી ભણે છે! ઠીક ત્યારે 'એન્જીન'ની જોડણી (સ્પેલીંગ) બોલ તો? તને નહિજ આવડે!"

લલિતા બોલી, "એ બધું અઘરૂં છે. એ છોકરો હજી શું જાણે?"

અન્નપૂર્ણા—"મદન! રમણે શું પૂછ્યું? જવાબ કેમ દેતો નથી?" પણ શરમને લીધે મદનતો મોઢું છુપાવી રહ્યો હતો, તો બોલવાનું કેવું!

બિંદુએ તેને છાતીએ લગાડી કહ્યું, "તમે બધા એને શરમાવો છો તે જવાબ શી રીતે આપે?" લલિતાને તેણે કહ્યું, "આ વર્ષે મારો મદન જરૂર પાસ થશે. માસ્ટર સાહેબ કહે છે

કે વીસ રૂપીઆ ઇનામ મળશે. તે રૂપીઆથી તેના કાકા પાસે છે તેવો ઘોડો ખરીદશે." બધા હસવા લાગ્યા.

લલિતાએ બિંદુને સંભળાવવા કહ્યું, "મારો રમણ પણ શું ભણવામાં કંઈ પાછો પડે તેમ છે? કલબની મંડળીઓમાં એવો સરસ પાર્ટ ભજવે છે કે લોક 'વાહ! વાહ!' કર્યા વિના રહી શકતા નથી. ભાઇ! તે દિવસે "સીતા" નો પાર્ટ તે કેવી રીતે કર્યો હતો તે જરા મામીઓને સંભળાવ."

રમણ તરત ઘુંટણ ટેકવી બેસી ગયો, અને ઉંચા સ્વરે હાથ જોડી કહેવા લાગ્યો, "પ્રાણેશ્વર! કઈ બુરી ઘડીએ હું તમારી દાસી—"

બિંદુ વ્યાકુળ થઇ બોલી, "બંધ કર ઉપર ભાઇજી સુતા છે."

રમણ ચમકીને ચુપ થઈ ગયો. અન્નપૂર્ણા આટલું સાંભળ-તાંજ મુગ્ધ થઇ ગઇ હતી. તેણે કહ્યું, "તે સાંભળશે તો શું થશે? આ તો રામની કથા છે, સારી છે."

બિંદુએ ખીજવાઇને કહ્યું, "સાંભળો ત્યારે એ રામકથા. હું જાઉં છું."

રમણે કહ્યું, "ઠીક એ રહેવા દો હું સાવિત્રીનો પાર્ટ ભજવી બતાવું."

બિંદુએ તીખા સ્વરે કહ્યું, "મારે નથી સાંભળવો."

બિંદુનો અવાજ સાંભળતાંજ અન્નપૂર્ણા સમજી કે વાત બહુ લંબાઇ છે, અને આટલેથીજ પૂર્ણાહુતિ નહિ થાય.

લલિતા નવી આવી હતી, તેને બિંદુનો સ્વભાવ ખબર ન હતો. તે અંદર અંદરનું રહસ્ય સમજી ન શકી. તેણે કહ્યું, “રહેવા દે ભાઇ! બધા મરદો બહાર ગયા પછી એક દિવસ બપોરે સંભળાવજે.”

પોતાના પુત્રની, શ્રેષ્ટતા બંને ભોજાઇઓના મનમાં ઠસાવવાની પ્રબળ આકાંક્ષાથી લલિતા બોલી, “મારો રમણ ગાતાં વગાડતાં પણ સારૂં જાણે છે ભાઇ પેલું તારૂં દ્રૌપદીનું શામળીયાજી કરજો મારી સ્હાયરે ” નો કરૂણાલાપ તો સંભળાવ. તે સાંભળી કોઇ તારો પીછોજ નહિ છોડે!”

રમણ શરૂઆત કરવા જતો હતો. બિંદુનું શરીર ક્રોધથી સળગી રહ્યું હતું. તે કશું બોલી નહિ. અન્નપૂર્ણા વચમાંજ બોલી, “નહિ, નહિ.”

“ઠીક ત્યારે એ ગાયન હું મદનને શીખવી દઇશ. મને તબલા અને હારમોનિયમ પણ વગાડતાં આવડે છે. પેલો પિત્તળનો લોટો જરા લાવો તો મામી! હું બહુ સરસ જાતનું અંગ્રેજી બેંડ વગાડી બતાવું.”

“બિંદુએ મદનને ઉઠવાનો ઇશારો કરી કહ્યું, ” મદન! જા. તારી બેઠકે જઇને વાંચ.”

મદન મુગ્ધ થઇને સાંભળી રહયો હતો. તેણે ધીરેથી કહ્યું “થોડીવાર બેસવા દોને બા!”

બિંદુ કશું પણ બોલ્યા વિના મદનને ઉઠાડી પોતાની સાથે લઇને ચાલી ગઈ. બિંદુ શાથી ચાલી ગઇ તે અન્નપૂર્ણા સારી

રીતે સમજી ગઇ. રમણની સંગતે મદન બગડી જશે એ બીકથી રમણુ અહીં રહીને ભણે એ વાતને પણ કદાચ તે પસંદ નહિ કરે એમ તેને લાગ્યું. તેણે કહ્યું, ભાઇ રમણ ! તારી જિંદુમામી હોય, ત્યારે તારે ગાવા વગાડવાની અથવા પાર્ટિની વાત નહિ કરવી. તે એને પસંદ નથી. વળી મિજાજ બહુ કડક છે."

લલિતા અજબ થતાં બોલી, "તેને ગમતું નથી કે ? હં. તેથીજ ત્યારે ચાલી ગઇ !"

"હા, બે બીજી એક વાત કહું" અન્નપૂર્ણા બોલી, "તું લખવા વાંચવાનું કામ ધ્યાન દઇને કર. અને જેથી તારા માબાપની હાલત સુધરે એવું કામ કર. મદનની સાથે બહુ હળતો મળતો નહિ. તે બહુ નાદાન છે. તારાથી બહુ નાનો છે."

અન્નપૂર્ણાનું કહેવું લલિતાને જરાયે પસંદ ન પડયું. લલિતાએ ટાણો મારતાં કહ્યું, "એ ઠીક. એ ગરીબનો છોકરો છે તેથી તેણે ગરીબની પેઠે રહેવું જોઇએ. પણ ભાભી ! શું તમારો મદન બાળક છે, તો મારો રમણ ઘરડો થઇ ગયો ? એક બે વરસ કાંઇ બહુ ફેર નહિ કહેવાય. શું રમણે મોટા આદમીનાં છોકરા નહિં જોયા હોય ? તેની કલબમાં કોણ જાણે કેટલાયે ગૃહસ્થના અને જાગીરદારના છોકરા છે."

"નહિ હું એમ કહેવા નથી માગતી. હું તો કહું છું કે-"

"બીજું શું કહેવાનું છે ? શું હું એટલુંયે ન સમજી શકું તેટલી મુર્ખ છું ? મારા ભાઇએ બહુએ કહ્યું, કે રમણ અહીં રહી ભણે તેથી અમે આવ્યા. નહિ તો શું અમે ભૂખે મરતા હતા ?"

અન્નપૂર્ણાને શરમથી મરવા જેવું લાગ્યું, "ભગવાન જાણે છે કે મારો કહેવાનો એ આશય ન હતો. હું તો એમ કહેતી હતી, "ભાઇ! માબાપના દિવસ ફરે એવી કોશિષ કરો."

"ઠીક. એમ તો એમ. રમણ બહાર જઇને બેસ. મોટા માણસના છોકરા સાથે બહુ હળીએ નહિ." આમ કહી તેનો હાથ પકડી બહાર ખેંચી ગઇ. અન્નપૂર્ણા ત્યાંથી ઉઠી વંટોળીઆની પેઠે બિંદુના ઓરડામાં દાખલ થઇ બોલી, 'તારે લીધે નાતજાતમાં સગાંવહાલામાં પણ બગાડ કરવો પડશે કે શું? તું શા માટે ત્યાંથી ઉઠીને ચાલી ગઇ?"

"બ્હેન! શું સગાંવ્હાલામાં બગાડ કરવો પડશે? સગાંવ્હાલાને લઇ સુખેથી આ ઘરમાં રહો. હું મારા છોકરાને લઇને જતી રહીશ."

"ક્યાં જતી રહેશે? કહે તો ખરી."

"તમે ચિંતા ન કરશો. જતી વખતે તમને ઠેકાણું બતાવતી જઇશ."

તે તો હું જાણું છુંજ ચાર આદમીમાં મારેથી મોઢું નહિ દેખાડાય એવું તું થોડું કરનાર છે? તારી સાથે રહેવામાં બળી મરવા વિના બીજું કશું સુખ નથી." એટલું કહીને અન્નપૂર્ણા જતી હતી. એટલામાં શિવનાથ આવી પહોંચ્યો. તેને જોઇ તેણે કહ્યું, "ભાઈ! તમે બીજે ઠેકાણે જઇને રહો, અથવા તમારી વહુને પીએર મોકલી દો. હું આજે સાફ કહી કહી દઉં છું. હું તેની સાથે રહી ન શકું." આમ કહી અન્નપૂર્ણા જતી રહી.

શિવનાથે આશ્ચર્ય પામી પૂછયું, "શું થયું છે?"

"મને ખબર નથી. મોટી બ્હેન કહે છે કે અમને વિદાય કરી દો."

શિવનાથ વધારે બીજું કાંઇ ન પૂછતાં ટેબલ ઉપરથી નવજીવન ઉપાડી દિવાનખાનામાં ચાલ્યા ગયા.

(૫)

લલિતા ભલી ભોળી જેવી દેખાતી, પણ ખરી રીતે તેમ ન હતું. નિઃસંતાન બિંદુ પાસે પુષ્કળ ધન છે એમ તેને ખબર પડતાંજ તે તેના તરફ ઢળી પડી. દરરોજ રાતે પોતાના પતિની મીઠ્ઠી મશ્કરી કરી કહેતી. "તમારે લીધેજ મારૂં બધું બગડયું તમારી પાસે નકામી ન પડી રહેતાં અહીં રહી હોત, તો આજે રાજાની મા થતે. મારો આવો આવો ચંદ્ર જેવો પુત્ર છોડી શું તે કાળા ભુત જેવા છોકરાને બિંદુ—"

એક લાંબા શ્વાસમાં તે કાળા ભુતના પરમાયુને એકદમ ઉડાવી "ગરીબનો પણ ભગવાન છે," એમ પોતાના વ્યાખ્યાનનો ઉપસંહાર કરતી. મણિલાલ પણ પોતાની મૂર્ખતા ઉપર પસ્તાતા પસ્તાતા સૂઇ જતા. આ પ્રમાણે આ જુગલ જોડીના દિવસ પસાર થતા. અને રેલના પાણીની બેઠે બિંદુ તરફ લલિતાનો સ્નેહ વધતો જતો હતો.

એક દિવસે બપોરે લલિતાએ સ્નેહથી કહ્યું, "ભાભી! તમારા જેવા લાંબા અને સુંદર વાળ બહુ ઓછી સ્ત્રીઓને થાય છે. પણ મેં તમને કોઇ દહાડો ચોટલો વાળતા નથી જોઇ! આજે

જાગીરદારને ત્યાંની સ્ત્રીઓ અહીં આવશે. લાવો અંબોડો બાંધી આપું ?"

બિંદુ–"નાજી, લુગડાનો છેડો માથા ઉપર રહી શકતો નથી. ઘડી ઘડી સરી જાય છે, તેથી શિર ખુલ્લું રહેશે તો છોકરો મોટો થયો છે તે જોઇ લેશે. મને વાળ સમારતા બહુ શરમ આવે છે!"

લલિતા દિલગીર થઇ ગઇ. "છોકરો મોટો થયો છે તે જોઇ લેશે તેથી તમે નથી બાંધતાં ? એ શું બોલ્યા ? મારો રમણ દુશ્મનની આંખમાં રાઇ મીઠા જેવો ખટકતો–આવડો મોટો છે તેથી શું હું તેમ નથી કરતી ?"

"તમે શા માટે ન બાંધો ? રમણ અને તમને તે વાતનો અભ્યાસ પડી ગયો છે. પણ મારા મદને વાળ સમારતા કે શૃંગાર સજતાં આજ સુધીમાં જોઇ નથી, જુએ તો ચરડી જાય. મને તો બહુ શરમ લાગે."

કંઇ કામ સારૂ અન્નપૂર્ણા જતી હતી. બિંદુ તરફ જોતાં તે ઉભી રહી ગઇ. એક પળ તેના ચહેરાને જોઇ તેણે કહ્યું, "તારૂં મોઢું કેમ લાલ થઇ ગયું છે ? આ શું ? આંસુ જણાય છે ! આવ મારી પાસે આવ ! જોઉં કંઈ થયું બયું નથીને !"

બિંદુએ લજ્જીત થઇને કહ્યું, "મોટી બ્હેન, રોજ રોજ શું થવાનું હતું ? મને કંઇ થાય અને મને ખબર ન પડે એવી હું નાદાન છું !"

"તું નાની નથી. બુઢ્ઢી છે. મારી પાસે આવ. આ ઋતુ બહુ ખરાબ છે. ભાદરવાના દિવસ છે !"

"તમને કહ્યું તો ખરૂંને કે મને કશું નથી. છતાંયે માનતા નથી ને મારી પાસે આવ ! મારી પાસે આવ ! ની ધૂન લગાવી છે ! હું નહિ આવું."

"જો ! હસવામાં ન કાઢીશ હોં !" આમ કહી સંદેહપૂર્ણ નજર ફેંકી અન્નપૂર્ણા ચાલી ગઇ.

લલિતાએ બ્હીતાં બ્હીતાં સ્હેજ કહ્યું, પણ "એવી જેઠાણી બધે હો !" એવો બિંદુએ જવાબ વાળતાં ખીસીઆણી પડી ગઈ.

અન્નપૂર્ણા જે ચીજ લેવા ગઇ હતી તે લઇ પાછી ફરતી હતી તેને જોઈ બિંદુએ કહ્યું, "મોટી બ્હેન ! આવો ! આવો ! અંબોડો બાંધશો ?"

અન્નપૂર્ણા થોભી ગઇ. ઘડીક ચુપ રહી બધો મામલો સમજી જઇ લલિતાને કહ્યું, "હું કેટલીયેવાર કહી ચૂકી. એને કહેવું ફોકટ છે, આટલા વાળ છે પણ કદીયે અંબોડો નહિ વાળે. આટલા બધા ઘરેણા અને દાગીના છે, પણ કદીયે નહિ પહેરે. આટલું રૂપ છે, પણ દરકારજ નહિ. તેની બુદ્ધિ અને વાતો દુનીઆપારની છે ! છોકરો પણ તેવોજ થતો જાય છે ! તે દિવસે મ્હને શું કહ્યું તે તમે જાણો છો ! કહે છે કે સારાં કપડાં અને ઘરેણાં પહેરવાથી શું ? બા પાસે આટલા બધા ઘરેણા છે, પણ તે કદી પહેરે છે ?"

બિંદુએ સગર્વ મોઢું ઉંચું કરી હસતાં કહ્યું, "છોકરાને દશવીસમાં એક બનાવવા નિરાળી મતિની જરૂર છે કે નહિ ? જો તે વખત સુધી જીવતી રહીશ તો દેખાડીશ, કે દેશના લોક

મને દેખાડી કહેશે કે પેલા મદનની મા!" કહેતાં કહેતાં આંખમાં આંસુ ભરાયા.

અન્નપૂર્ણાએ તે જોઇ સ્નેહપૂર્વક કહ્યું, "ભગવાન તારા મનોરથ પુરા કરે! પણ મને મદન માટે એટલી બધી-દશવીસમાં એક થાય તેવી આશા નથી."

બિંદુએ પાલવવડે આંસુ લુછતાં કહ્યું, "એજ એક આશાપર તો હું જીવી રહી છું!" બિંદુના શરીરપરના રોમેરોમ ખડા થઇ ગયા, તેથી શરમાઇને મ્હો મહેનતે બોલી, "એ આશાને જો કોઇ દહાડો કંઇ થયું તો હું ગાંડીજ થઇ જઇશ હોં!"

અન્નપૂર્ણા ખિન્ન થઇ ચુપ થઇ ગઇ. તે પોતાની દેરાણીના મનની વાત જાણતી નહતી એમ નહિ, પણ તેણે તે આશા આકાંક્ષાનું આવું તીવ્રરૂપ જાણ્યું કે જોયું ન હતું. આજે તે જાણ્યું. બિંદુ શા માટે મદન સંબંધી યક્ષની પેઠે જાગૃત રહેતી અને પ્રેતની પેઠે તર્ક કરતી તે તેને સમજાયું. પોતાના પુત્રનું મંગળ ઇચ્છનારીના મોઢા તરફ જોતાં અન્નપૂર્ણાનું માતૃ હૃદય એક અનિર્વચનીય શ્રદ્ધાના માધુર્યથી છવાયું. ઉભરાએલા આંસુ છુપાવવા મોઢું ફેરવી દીધું.

લલિતાએ કહ્યું, "ભાભી! આજે તમારો અંબોડો—"

બિંદુ વચમાંજ બોલી ઉઠી, "ઠીક! આજે મોટીબ્હેનનો અંબોડો નહિ ગુંથી આપો? જયારથી આવી છું ત્યારથી મેં કદી એમને વાળ બાંધતાં જોયા નથી." આમ કહી હસતી હસતી નાસી ગઇ.

પાંચ છ દિવસ પછી ઘરનો જુનો હજામ ભગાભાઇ રામનાથની હજામત કરી ઉપરથી ઉતરી જતો હતો. એટલામાં મદને તેનો રસ્તો રોકી કહ્યું, " ભગાકાકા ! રમણભાઈ જેવાં વાળ કાપી આપશો ?"

ભગાભાઈએ અજબ થતાં કહ્યું, " કેવા વાળ ભાઇ ?"

મદને પોતાના માથામાં આંગળીવડે બતાવતાં કહ્યું, " આ જગાએ બારઆની, પેલે ઠેકાણે છ આની, અહીં બે આની અને ગર્દન પાસે તો બીલકુલ બારીક. કાપી આપશો ?"

ભગાભાઇએ હસીને કહ્યું, " ના ભાઇ, મારો બાપનો બાપ પણ સ્વર્ગમાંથી ઉતરી આવે તો યે તેને નહિ આવડે."

પણ મદન કંઇ એટલામાં છોડી દે તેમ ન હતો. તે બોલ્યો " એ કંઇ અઘરૂં નથી. જુઓ આ ઠેકાણે સૌથી મોટા એમ કહી ફરીથી તેણે પહેલાંની પેઠે કરી બતાવ્યું.

ભગાભાઇએ છુટવાની યુક્તિ શોધી કહ્યું, "પણ આજે કયો વાર થયો ? બિંદુબાના હુકમ વગર મારાથી વાળ કેમ કપાય ?"

" ઠીક, ઉભા રહો ત્યારે ! હમણાં પુછી આવું છું." આમ કહી ડગલું ભર્યું, પણ તરતજ પાછો વળી બોલ્યો. " તમારી છત્રી મને આપો, નહિ તો તમે જતા રહો !" આમ કહી છત્રી ઝુંટવી આંધિની પેઠે ઘરમાં ઘુસી જઇ બિંદુ પાસે જઇ " બા ! જરા અહીં આવ તે. !"

બિંદુ ન્હાઇને પૂજાના આસન ઉપર બેઠી હતી. વ્યગ્ર થતાં તે બોલી, " અરે ! અડકતો નહિ, અડકતો નહિ. રામાયણનો પાઠ કરવા જાઉં છું !"

"બા! પાઠ પછી કરજો! જરા બહાર આવી હુકમ કરી દો. હજામ વાળ કાપતો નથી. બહાર ઉભો છે."

બિંદુને સ્હેજ આશ્ચર્ય થયું. વાળ કપાવવા ના પાડતો, મહા મહેનતે હા પાડતો મદન આજે શા માટે આગ્રહ કરી રહ્યો છે તે બિંદુ સમજી ન શકી. બિંદુ બહાર આવતાંજ ભગાએ કહ્યું, "બ્હેન! બહુ અઘરી ફરમાસ થઇ છે. રમણભાઇ જેવા બાર આની, છ આની, ત્રણ આની, બે આની અને ઝીણા વાળ કપાવવા છે. તે હું કેવી રીતે કાપી શકું?"

મદને કહ્યું, "ઠીક ઉભા રહો! હું રમણભાઇને બોલાવી લાવું." આમ કહીને દોડતો ગયો, પણ રમણ ઘરમાં જણાયો નહિ થોડી વાર સારી પેઠે શોધી પાછા ફરતાં તેણે કહ્યું, "તે નથી. બા! તમેજ ઉભા રહો!" બિંદુને પોતે કેવા વાળ કપાવવા માંગે છે, તે ફરીથી બતાવ્યા; અને જોવા કહ્યું.

તેની વ્યગ્રતા જોઇ બિંદુ હસી પડી. "મારે પૂજા કરવાનો વખત વહી જાય છે. હું જાઉં છું."

"પૂજા પછી કરજો, નહિ તો અડકી પડીશ હો!"

બિંદુ લાચારીથી ઉભી રહી.

હજામે વાળ કાપવા માંડયાં. બિંદુના આંખના ઇશારાએ કામ કરી દીધું; અને બધાએ વાળ સરખા થઇ ગયા. મદન માથા ઉપર હાથ ફેરવી ખુશ થતો બોલી ઉઠયો, "ઠીક કાપ્યા છે!" આમ કહી ખુશીથી નાચતો ચાલ્યો ગયો.

ભગાએ છત્રી બગલમાં મારતાં કહ્યું, "બિંદુબ્હેન! આવતી કાલથી આ ઘરમાં ટાંટીઆ મુકવો મને મુશ્કેલ થઇ પડવાનો!"

ભાગીરથી બધાને જમવા માટે બોલાવી રહી હતી. બિંદુ દુધ પીરસી રહી હતી. ત્યાં બિંદુએ સાંભળ્યું કે ' મદન બાલ સાફ કરવાનું બ્રશ શોધે છે.' થોડી વારમાં બિંદુની પીઠ ઉપર ગુસ્સે થઈ પડી રડતો રડતો મદન બોલ્યો, "બધું બગાડી નાખ્યું, કાલે હરામખોરને મારી નાખીશ." બિંદુ હસવું રોકી ન શકી. મદન પીઠ ઉપરથી ઉઠી ગુસ્સાથી પણ રડતાં રડતાંજ બોલ્યો. "તમે શું અંધા છો ! તમને સુઝતું નહતું ?"

રડવાનો અવાજ સાંભળી અન્નપૂર્ણા ત્યાં આવી પહોંચી. બધી હકીકત સાંભળી તેણે કહ્યું, "એમાં શું થયું ? હું કહીશ. કાલે ઠીક સારી રીતે કાપી આપશે. એમાં રડે છે શા માટે ?"

મદને વધારે જોરથી રડતાં કહ્યું, "કાલે શી રીતે બાર આની વાળ થઇ જશે ? અહીં વાળજ ક્યાં છે ?"

અન્નપૂર્ણાએ શાંત કરવા કહ્યું, "બાર આની નહિ તો દશ આની, આઠ આની તો થશેને !"

"ધુળને પત્થર થશે. આઠ આની તે કંઈ ફેશન છે ? રમણ ભાઇને પૂછજો બાર આનીજ જોઇએ."

તે દિવસે મદને બરાબર ખાધું નહિ. રોટલીના બે ચાર કકડા ખાઈને બાકીનું રહેવા દઇ ઉઠી ગયો. અન્નપૂર્ણાએ પુછયું, "તારા મદનને વાળની સેંથીનો શોખ ક્યારથી થયો ?"

બિંદુ હસી પડી. પણ બીજીજ ક્ષણે ગંભીર થઇ કહ્યું, "સાધારણ વાત છે, તેથી હસવું આવે છે પણ મારો જીવ બળીને ખાક થઇ જાય છે. સઘળી વાત એવી રીતેજ શરૂ થાય છે."

અન્નપૂર્ણા કશું કહી ન શકી.

નવરાત્રિનો વખત આવ્યો. બીજા મહોલ્લામાં જાગીરદારને ત્યાં આમોદ પ્રમોદની ખુબ તૈયારી થઇ. બે દિવસ આગળથીજ રમણ તે ઉત્સવમાં મગ્ન થઇ ગયો હતો. સાતમની રાતે મદને કહ્યું, "રામલીલા થાય છે જોવા જાઉં?"

બિંદુ બોલી, "થાય છે કે થશે?"

"રમણભાઇ કહેતા હતા કે રાતે ત્રણ વાગે થશે."

"અત્યારથી ઠંડીમાં રાતભર બેસી રહેશે? તે નહિ બને" કાલે સવારે તારા કાકા સાથે જજે. બેસવાને બહુ સરસ જગા મળશે"

મદને રડવા જેવા થઇ જતાં કહ્યું, "ના જવાદોની! કાકા જશે પણ નહિ, અને જશે તો છેક પુરી થવાને વખતે."

"જયારે શરૂ થશે, ત્યારે ભૈરવ સાથે મોકલીશ. જા હમણાં જઇને સુઇજા."

મદન રીસાઇને ભીંત તરફ મોઢું ફેરવી સુઇ રહ્યો. બિંદુ ઉઠાડવા ગઇ, પણ તેનો હાથ તરછોડી નાખી પડી રહ્યો. તે પછી થોડીજ વાર બધા સુઇ રહ્યા હશે, એવામાં બહારની ઘડીઆળ વાગી. "એક, બે, ત્રણ, ચાર" બસ! મદન એકદમ ઉઠી ગયો, અને ખુબ જોરથી બિંદુને હલાવી ઉઠાડતાં કહ્યું, ઉઠો! ઉઠો! ચાર વાગી ગયા!"

બહારની ઘડીઆળમાં ફરી વાગવા લાગ્યા. "પાંચ, છ, સાત, આઠ." હવે તો મદન ખરેખર રડી પડયો. ઘડીઆળમાં તો વાગતાજ રહ્યા. "નવ, દશ, અગીઆર, બાર." બાર વાગીને

ઘડીઆળ અટકી. મદન પોતાની ભૂલ સમજી ચુપચાપ પડી રહ્યો. તેજ ઓરડામાં શિવનાથ સુતેલા હતા. મદનના શોરથી તેમની આંખ ઉઘડી ગઇ હતી, ખૂબ હસતાં તેમણે પૂછયું, "શું થયુંરે મદન!" મદને શરમાઇને કશું કહ્યું નહિ. "ઘરબારમાં આગ લાગે તોયે ઉઠાડે નહિ તેવી રીતે ગભરાઇને તેણે હલાવી મને જગાડી છે." બિંદુ બોલી. મદનને મુંગો પડેલો જોઇ શિવનાથને દયા આવી તેમણે જવાની રજા આપી. ભૈરવને બોલાવી તેની સાથે મદનને મોકલ્યો. બીજે દિવસે સવારે દશ વાગે મદન જોઇને આવ્યો. તે બહુ ખુશ થઇ ગયો હોય તેમ જણાતું હતું. કાકાને જોઇ તે બોલ્યો, "કેમ? તમેતો નહિજ આવ્યા ને!"

બિંદુએ પૂછયું, "મદન! જોવાનું કેવું હતું?"

"બહુ સરસ!—"કાકા આજે રાતે મોટો નાચ થવાનો છે. કલકત્તાથી બે સ્ત્રીઓ આવી છે. રમણભાઇ તેમને જઇને જોઇ આવ્યા છે. દેખાવે બહુ સુંદર છે જાણે બીજી બિંદુબા! તે નાચશે બાપુજીને પણ મેં કહ્યું છે!"

"ઠીક કર્યું." આમ કહી શિવનાથ હસવા લાગ્યા. બિંદુનો ચહેરો ગુસ્સાથી લાલ થઈ ગયો. "આપના લાયક ભાણેજનું કહેવું સાંભળ્યુંને! મદન તરફ ફરીને તે બોલી, "ત્યાં તું હવેથી ન જતો. હરામજાદા, બદજાતનો! કહી કોણે તને કહ્યું કે મારા જેવી છે? રમણે કે?"

મદને ડરતાં ડરતાં કહ્યું, "હા, તે ખુદ જઇને જોઇ આવ્યો છે."

"કયાં છે એ રમણીઓ? ઠીક એને ઘેર આવવા દો."

શિવનાથે મહામહેનતે હસવું રોકી કહ્યું, "તું પણ કેવી મૂર્ખ છે, મોટાભાઇ સાંભળી ચુકયા છે. હવે કશી ગડબડ ન કરીશ."

લાચાર બની બિંદુને ખીજવાઇને તે વાત મનમાંને મનમાં હજમ કરી જવી પડી, પણ ગુસ્સાથી તે બળી રહી હતી. સાંજ પડવાને થોડી વાર હતી, ત્યારથી મદને અન્નપૂર્ણાને ઘેરી કહ્યું, "મોટી બ્હેન! હું નાચ જોવા જાઉં? જોઇને હમણાં પાછો આવીશ."

અન્નપૂર્ણા કામમાં ગુંથાએલી હતી. તેણે કહ્યું, "તારી બાને જઇને પૂછ."

મદન જીદ કરવા લાગ્યો, "નહિ, હું હમણાં પાછો ફરીશ. તમે કહી દેજો. હું જઇશ."

"ના'રે ના! તે રહેજ સ્હેજમાં ખીજવાઇ જાય છે. તેને જઇને કહે."

મદન રડવા લાગ્યો. કપડાં પકડી ખેંચવા લાગ્યો, "તમે બિંદુબાને કહીન દો? હું રમણભાઇ સાથે જાઉં છું હમણાં પાછો આવીશ."

અન્નપૂર્ણાએ કહ્યું, "તું રમણાની સાથે જશે તો—"

મદને વાત પુરી કરવા વખત ન આપ્યો. તેતો દોડતો બહાર ચાલ્યો ગયો. થોડી વારમાં બિંદુ મદનને શોધી રહેવાની ખબર મળી.

શોધખોળ વધી, ત્યારે અન્નપુર્ણાએ બહાર આવી કહ્યું,

"કોણ જાણે ક્યાં નાચ થાય છે? રમણ સાથે નાચ જોવા ગયો હશે. હમણાં પાછો આવશે. ગભરાવા જેવું કશું નથી."

બિંદુએ પાસે આવી પૂછયું, "કોણે જવા દીધો? તમે?"

ડરને લીધે મદન પુછયા વિના ગયો છે એ અન્નપુર્ણ કહી નશકી. તેણે કહ્યું, "હમણાં આવી પહોંચશે."

બિંદુ મોઢું ચઢાવી જતી રહી. થોડી વારમાં મદન ઘેર આવ્યો, જેવી એને ખબર પડી કે બિંદુ એને શોધી રહી છે તેવોજ તે જીવ બચાવી બાપુના ખાટલા ઉપર એક કોરે સુઇ રહ્યો.

દીવાના પ્રકાશમાં રામનાથ ખાટલા ઉપર બેઠા બેઠા ભાગવત વાંચી રહ્યા હતા. મદન તરફ જોઈ પૂછયું. "શું છે અદયા મદન?"

મદન ચુપ રહ્યો—જવાબ ન દીધો. ગંગાએ આવી કહ્યું, "બિંદુ બોલાવે છે ચાલ મદન."

મદને પિતાની તરફ વધારે ખસીને કહ્યું, "બાપુ! તમે પહોંચાડી આવો."

"હું પહોંચાડી આવું? ગંગા શું થયું છે?"

ગંગાએ બધી હકીકત કહી સંભળાવી. એકે ના પાડી અને બીજીએ રજા આપી. આ વાત માટે અવશ્ય કંઇ ગડબડ થશે એમ રામનાથ સમજી ગયા, તેથી મદનને સાથે લઇ બિંદુના ઓરડાની બહાર ઉભા રહી કહ્યું, "આટલી વખત માફ કરજો. વહુ! તે કહે છે હવેથી એવું નહિ કરૂં."

તે રાતે જયારે દેરાણી જેઠાણી ભોજન કરવા બેઠી. ત્યારે

બિંદુ બોલી, "બ્હેન ! હું તમારી ઉપર ગુસ્સો નથી કરતી, પણ હવે મારેથી અહીં રહી નહી શકાય. જો હું અહીં રહીશ, તો મદન બીલકુલ બગડી જશે. મેં જો નાચ જોવા જવા મનાઇ ન કરી હોત, તો જુદી વાત હતી. તેનામાં એવી હિંમત કયાંથી આવી તે હું વિચારી રહીછું. વળી ચાલાકી તો જુઓ ! મને નહિ પુછતાં આવ્યો તમારી પાસે. પાછા વળતાં જેવું સાંભળ્યું કે હું બોલાવું છું તેવો ભાઇજીને લઇ આવ્યો. અત્યાર સુધી મારા મદનમાં એ વાત નહતી. એ બધા સંગતના પ્રતાપ છે. હું કલકત્તામાં ભાડાનું મકાન રાખીને રહીશ તે સારૂં, પણ છોકરાને બગાડી જીંદગીભર રોવાનું મને નહિ ગમે."

અન્નપૂર્ણાએ ઉદ્વેગ પામી કહ્યું, "તમે લોકો જયારે ચાલ્યા જશો તો હું એકલી શી રીતે રહી શકીશ વારૂ?"

બિંદુ થોડીવાર ચુપ રહી બોલી, "તે તમે જાણો, હું જે કરીશ તે તમને જણાવી દીધું. આ રમણ બહુ ખરાબ છોકરો છે"

"કેમ ? રમણે શું કર્યું ? જો તેણે કંઈ પણ કર્યું હોય તો પણ વિચાર તો ખરી એ બંને સગા ભાઇ હોત, તો તું શું કરતે?"

"તો હું આજે તેને ખુબ માર મારી ઘર બહાર કાઢી મુકત. બધી વાતમાં "પણ" અને "તો" આણવાથી નહિ ચાલે બ્હેન ! તમે એ લોકોને વિદાય કરી દો !"

અન્નપૂર્ણા મનમાં ખીજવાઇ, "વિદાય કરવા કે રાખવા તે શું મારા હાથમાં છે ? જેમણે બોલાવ્યા છે તેમને જઇને કહે. મને શા માટે નાહકની પજવે છે ?"

"તમે કહો છો તે ખરૂં છે પણ હું શી રીતે એ બધી વાત તેમને મોઢે જઇને કહી શકું ?"

"જેવી રીતે બીજી વાતો કરે છે તેવી રીતે આપણુ જઇને કહે."

બિંદુ ભોજનની થાળી જરા હડસેલી બોલી, "બ્હેન! મને બીલકુલ નાદાન નહિ સમજતા! મને પણ સત્તાવીસ અઠ્ઠાવીશ વર્ષ થયા છે. આ કંઇ ઘરનાં નોકર ચાકરની વાત નથી—વાત છે સગાં વ્હાલાંની તમે હોય છતાં હું આ વાત લઇને જાઉં તો તે મારા પર નારાજ નહિ થાય?

"નારાજ તો જરૂર થાય, પણ જો હું કહેવા જાઉં, તો મારૂં મોઢું સુદ્ધાંત નહિ જુએ ગમે તેમ તોયે તે બાઇ બ્હેન છે. તેનો તું કેમ વિચાર નથી કરતી? વળી હું ઘરડે ઘડપણ આ નજીવી વાત લઇ અહીં તહીં નાચતી ફરૂં, તો લોક મને ગાંડી નહિ કહે?"

બિંદુ થાળીને જરા વધારે હડસેલી બેસી રહી. અન્નપૂર્ણા સમજી ગઇ. "હાથ જોડીને કેમ બેસી રહી છે? રોટલી હાળે શું ગુન્હો કર્યો છે?"

"હું ખાઇ ચૂકી."

અન્નપૂર્ણા તેનો ભાવ સમજી જઇ વધારે જીદ કરવાનું સાહસ કરી ન શકી. બિંદુ ઉઠીને સુવા ગઇ. બિછાના ઉપર અમૂલ્યને નહિ જોઇ પાછી આવી બોલી, "તે ક્યાં ગયો?"

"આજે મારી પથારીમાં જઇ સુતો હશે. જઇને મોકલું છું."

"ના, ના રહેવાદો."

"મોઢું ચઢાવી બિંદુ જતી રહી. મધરાતે બિંદુની આંખ અન્નપૂર્ણાની બૂમથી ઉઘડી ગઇ. તેણે પૂછ્યું, "શું છે બ્હેન?" અન્નપૂર્ણાએ બહારથીજ કહ્યું, "બારણું ખોલી તારા મદનને લે. એનું તોફાન તો મારો બાપ પણ સહન નહિ કરી શકે."

બિંદુએ બારણું ખોલ્યું. અન્નપૂર્ણા મદનને લઇ અંદર આવી બોલી, "બહુ બદમાસ છોકરો છે. ઘણા છોકરા જોયા છે, પણ મદનની તો અવધિજ છે, ઘડી કહે છે ભૂખ લાગી છે. વળી કહે છે પાણી પીવું છે! વળી કહેશે મચ્છર કરડે છે, નહિતો કહેશે પંખો નાખો! બિંદુ! દિવસભરના કામ પછી રાતે ઉંઘ્યા વિના મારાથી તો નહિ જીવાય."

બિંદુએ હસીને હાથ લંબાવ્યો. મદન ગોદમાં જઇ એકાદ મિનિટમાં ઉંઘી ગયો. શિવનાથ બીજી બાજુ મોઢું રાખી સુતા હતા, તેમણે સુતાં સુતાં કહ્યું, "કેમ? શોખ મટી ગયો!"

"મેં શોખ કર્યો નથી. એ તો મારના ભયે મારી પાસે ઘુસી આવ્યો હતો, પણ એટલાથી મને શિખામણ મળી ગઇ. વળી જુઓ તો ખરા, કહે છે કે—તમારી પાસે સુતાં શરમ લાગે છે."

ત્રણે જણ હસી પડયા. અન્નપૂર્ણા સુવા જતી રહી.

આઠ દશ દિવસ પછી બિંદુના માબાપ તીર્થયાત્રા જવાના હતા, તેથી તેને મળવા માટે પાલખી મોકલી. અન્નપૂર્ણાની રજા લઇ બિંદુ બે ત્રણ દિવસથી જવાની તૈયારી મદનથી છુપી રીતે કરતી હતી. પુસ્તકોની પોથી બગલમાં દબાવી મદન નિશાળે જવા તૈયાર થયો હતો. તેણે રસ્તા પર એક બાજુએ પાલખી જોઇ

હતી. બિંદુના પગમાં ઝાંઝર જોઈ તે બોલ્યો, "આજે પગે ઝાંઝર કેમ પહેર્યાં છે?"

અન્નપૂર્ણા પાસે ઉભી હતી, તે હસવા લાગી. બિંદુ બોલી "આજે પહેરવાનો મહિમા છે."

મદને શરીર પરના આભૂષણો વારંવાર જોઇ પૂછ્યું, "બધાં ઘરેણાં કેમ પહેર્યાં છે?"

અન્નપૂર્ણા મોઢામાં ડુચો મારી બહાર જતી રહી. બિંદુએ હસવું રોકી કહ્યું, "તારી વહુ આવશે તે પહેરશે કેમ? અમારે કંઇ પહેરવું નહિ? જા, નિશાળે જા."

મદને તે વાત જાણે સાંભળીજ નહિ. "બ્હેન હસતા'તા કેમ? હું નિશાળે નહિ જાઉં? તમે કયાં જવાના છો!"

"એમ જાણું કે જવાની છું. તો શું તારી રજા લેવી પડશે કેમ?"

"હું પણ આવીશ." આમ કહી તે બહાર ચાલ્યો ગયો.

અન્નપૂર્ણાએ અંદર આવી કહ્યું, "હું ધારતી ન હતી કે આમ સહેલાઇથી તે પતી જશે. પણ કેવો ઉસ્તાદ છે? પૂછે છે કે ઝાંઝર કેમ પહેર્યાં છે? ઘરેણાં કેમ પહેર્યાં છે? તું એને સાથે લઇજા. નિશાળેથી આવ્યા પછી તને નહિ જુએ, તો રમખાણ મચાવશે."

"શું તમે એમ સમજો છો કે તે ચાલ્યો ગયો છે? તે ગયોજ નથી. અહીં-તહીં છુપાઇને બેઠો હશે. જોજોને જવાની વેળાએ હાજર થઇ જશે!" અને થયું પણ તેમજ. જે વેળાએ

બિંદુ અન્નપૂર્ણાને પગે લાગી પાલખી ઉપર ચઢવા ગઇ, કે તરતજ કોણ જાણે ક્યાંથી ફુટી નીકળી બિંદુનો પાલવ પકડી ઉભો રહ્યો. દેરાણી જેઠાણી હસવા લાગ્યાં.

"જતી વખતે મારપીટ ન કરતી. સાથે લઈ જા."

"એ તો હું લઈ જઇશ. પણ આ કેવી આફત છે કે એના વગર હું એક પણ ડગલું હાલી શકતી નથી."

"તેં જેવો બનાવ્યો છે તેવો એ થયો છે" મદન તરફ જોઇ અન્નપૂર્ણાએ આગળ ચલાવ્યું, "બે દિવસ મારી પાસે નહિ રહી જાય?" "ના, ના, હું તમારી પાસે રહી ન શકું.' આમ કહી બિંદુથી પહેલો પાલખી ઉપર ચઢી બેઠો.

(૬)

બિંદુ પોતાના પીએરથી પાછી આવી તેને દશબાર દિવસ વીત્યા પછી એક દિવસે બપોરે અન્નપૂર્ણાએ તેના ઓરડામાં ઘુસતાં કહ્યું, "બિંદુ?"

મેલાં કપડાંનો ઢગલો મોઢા સામું કરી ગમગીન બની તે બેઠી હતી. અન્નપૂર્ણાએ પૂછ્યું, "શું ધોબી આવ્યા છે?"

બિંદુએ કંઇ જવાબ ન દીધો. ત્યારે અન્નપૂર્ણા તેના મોઢા ઉપરનો ભાવ જોઇ ચમકી, તેણે પૂછ્યું, "શું થયું છે?"

બિંદુએ આંગળી વડે બળેલી સીગારેટના બે ટુકડા દેખાડી કહ્યું, "મદનના ખીસ્સામાંથી આ નીકળ્યા છે." અન્નપૂર્ણા ચુપ રહી.

બિંદુ એકદમ રડીને બોલી, "બ્હેન! તમારે પગે પડું છું,

તેમને સ્હાય કરી દો ! નહિ તો અમને કોઇ બીજે ઠેકાણે મોકલી દો."

અન્નપૂર્ણા કશો જવાબ દઇ ન શકી. થોડીવાર વધારે ચુપ ઉભી રહી. ચાલી ગઇ. સાંજે નિશાળેથી આવી મદન રમવા ચાલ્યો ગયો. બિંદુએ એક શબ્દ પણ તેને કહ્યો નહિ. ભૈરવ કહેવા આવ્યા કે વગર વાંકે રમણે તેને થપ્પડ મારી છે.

બિંદુએ ખીજવાઇને કહ્યું, "મોટી બ્હેનને જઇને કહે."

કોર્ટથી આવી શિવનાથે કપડાં ઉતારતાં કોણ જાણે શીયે મીઠી મશ્કરીની વાત કરવા ઇચ્છા કરી, પણ બિંદુનો જવાબ સાંભળી ચુપ થઇ ગયા. અદશ્યમાં કેટલી બધી આધિ એકઠી થઇ છે, અને થવાની છે તે વાત આખા ઘરમાં માત્ર અન્નપૂર્ણા જાણતી હતી. એકાંત જોઇને બિંદુનો હાથ પકડી વિનિત સ્વરે તે બોલી, "ગમે તેમ હોય, તે તારો જ છોકરો છે. આ વખતે માફ કર. જોઇએ તો ખાનગીમાં ખૂબ ધમકાવ"

"મારો છોકરો નથી એ વાત તમે યે જાણો છો અને હું યે જાણું છું. નકામી વાત લંબાવવાથી શું ફાયદો છે?"

"હું નથી. તું જ એની મા છે. મેં તો તને આપી દીધો છે."

"તે જ્યારે નાનો હતો, ત્યારે મેં પાળ્યો. હવે તે મોટો થયો છે. તમારો પુત્ર તમે લઇ લ્યો અને મારો છુટકારો કરો."

આમ બોલી બિંદુ ચાલી ગઇ. રાતે રડવા જેવું મોઢું કરી મદન અન્નપૂર્ણા પાસે સુવા ગયો. અન્નપૂર્ણા બધી વાત સમજી ગઇ. તેણે ખીજવાઇને કહ્યું, "અહીં કેમ આવ્યો છે ! જા અહીંઆથી. કહું છું કે જા."

મદને ફરીને જોયું. તેના પિતા સુઈ રહ્યા હતા. કશું પણ બોલ્યા વિના તે ચાલ્યો ગયો.

સવારે ગંગા જ્યારે એંઠા વાસણ માંજવા વરંડાપર ગઇ, ત્યારે એક ખુણામાં લાકડા પર મદનને સુતેલો જોયો. દોડતી જઇને બિંદુને તે જગાડી આવી. અન્નપૂર્ણા પણ ઉઠીને બહાર આવી હતી. તે પણ પાસે ઉભી રહી.

"રાતે તમારી પાસેથી કાઢી મૂકયો'તો કે શું? તે સુઇ રહેતે, તો ઉંઘમાં ખલેલ પહોંચતે નહિ વારૂ?"

મદનની અવસ્થા જોઇ અન્નપૂર્ણાની આંખમાં આંસુ ભરાઇ આવ્યા હતા, પણ બિંદુના નિષ્ઠુર તિરસ્કારથી તે બળી ગઇ. તે બોલી, "પોતાનો વાંક બીજા ઉપર ઢોળી દેતાં તને ઠીક આવડે છે હો!"

બિંદુ મદનને ઉઠાડવા લાગી. તેણે જોયું. તેનું શરીર ગરમ થઇ રહ્યું હતું. તાવ ચઢી રહ્યો હતો, તે બોલી, "કારતકની ઠંડીમાં છોકરો આખી રાત પડી રહ્યો તાવ કેમ ન ચડે? ભગવાન રક્ષા કરે!"

અન્નપૂર્ણા વ્યગ્ર થઇ ઝુકી ગઇ. તેણે પૂછ્યું, "તાવ ચડયો છે? લાવ જોઉં?"

બિંદુએ જોરથી તેનો હાથ તરછોડી કહ્યું, "રહેવા દો હવે! જોઇને શું કરવાના હતા?" આમ કહી કુંથતા મદનને ગોદમાં લઇ અન્નપૂર્ણા તરફ વિષદ્દષ્ટિ ફેંકો ચાલી ગઇ.

પાંચ છ દિવસમાં મદનની તબીયત સુધરી ગઈ પણ બિંદુએ

જેઠાણીનો અપરાધ ક્ષમા ન કર્યો. તે દિવસથી તેની સાથે ગાઢી વાતચીત કરવી તેણે મુકી દીધી.

અન્નપૂર્ણા મનમાં ને મનમાં બધું સમજી ગઇ. પણ તેયે ચુપ રહી. વધારામાં બિંદુએ બધોય વાંક તેના માથે ઢોળી પાડયો તે અન્યાય તે વીસરી ન ગઇ. તે વાત તેણે પ્રસંગ આવતાં લલિતાને કહી દીધી. મદનને તાવ તો બિંદુને લીધે જ આવતો હતો, પણ નસીબનો બળીઓ તે ઉઠયો. ”

આ વાત લલિતાએ બિંદુને પહોંચાડવામાં જરાયે વિલંબ ન કર્યો. તેણે ધ્યાન દઇને સાંભળ્યું. પણ એક શબ્દે બહાર કાઢયો નહિ. લલિતા વિના બીજા કોઇને બિંદુ આ વાત જાણે છે તેની જાણ ન પડી. બિંદુએ જેઠાણી સાથે બોલવું બંધ કરી દીધું.

કેટલાક દિવસ થયાં સઘળો અસબાબ નવા ઘરમાં મોક-લાતો હતો. કાલે સવારે બધાને ત્યાં જવાનું મુહૂર્ત હતું. રામનાથ છોકરાછૈયાંને લઇ પહેલાંથી જ ત્યાં રહ્યા હતા. શિવનાથ એક કેસને અંગે બહાર ગયા હતા. તે વખતે ઘરમાં એક ભયંકર વાત બની ગઇ. સાંજે માસ્ટર ભણાવવા આવ્યા. કોણ જાણે શાથી બિંદુએ તેમને બોલાવી કહ્યું, “ કાલથી નવા ઘરમાં ભણાવવા આવજો.”

માસ્ટરે જેવી આજ્ઞા કરી ચાલવા માંડયું. બિંદુએ ફરીથી બોલાવીને પૂછ્યું, “ હવે તે ભણવામાં કેમ ચાલે છે ? ”

“ લખવા વાંચવામાં તો પહેલાંથી જ ચપળ છે. હંમેશાં ઉપલો નંબર રાખે છે. ”

"એ વાત તો ઠીક, પણ આજકાલ તે બીડી પીતાં શીખ્યો છે. એ શું ?"

માસ્ટરે અજાયબ થતાં પૂછ્યું, "બીડી પીતાં શીખ્યો છે.?" પછી કહ્યું, "આશ્ચર્ય નથી-છોકરા બધું કામ દેખાદેખી કરે છે."

"કોને જોઇને તે બીડી પીતાં શીખ્યો છે?"

માસ્ટર ચુપ રહ્યા. "જુઓ આ વાત તમે એના પિતાને જણાવજો"

માસ્ટરે ડોકું હલાવી કહ્યું, "જુઓને પાંચ જ દિવસની વાત છે. નિશાળના રસ્તાપરની એક માળીની વાડીમાં ઘુસી જઈને કાચી કેરી તોડીને, છોડ ઉખેડી નાખીને, મારપીટ કરીને છોકરાઓએ બહુ ધમાલ મચાવી હતી."

"પછી?"

"તેણે હેડ માસ્ટરને જઇને કહી દીધું. હેડ માસ્ટરે દશ રૂપીઆ દંડ કરીને માળીને આપ્યા, ત્યારે તે શાંત થયો.

બિંદુને વિશ્વાસ ન આવ્યો. તેણે પૂછ્યું, "મારો મદન હતો? તે રૂપીઆ ક્યાંથી લાવ્યો?"

"તે ખબર નથી, પણ આ મામલામાં તે પણ સામેલ હતો. રમણ પણ હતો. વળી સ્કુલના ત્રણ ચાર તોફાની છોકરા હતા. મેં આ વાત હેડમાસ્ટર પાસે સાંભળી.

"રૂપીઆ મળી ગયા?"

"હાજી."

"ઠીક, તમે જાઓ." આમ કહી બિંદુ ત્યાંજ બેસી ગઇ.

તેના મોઢામાંથી અસ્પષ્ટ રીતે શબ્દ નીકળ્યા. "મને પૂછ્યા વિના રૂપીઆ આપી દેવાનું આ ઘરમાં કોનું સાહસ છે. ?"

એક બાજુ બિંદુના મનમાં પહેલાંથીજ ખટકો હતો. વળી જેઠાણી સાથે બોલવું ચાલવું બંધ હતું. તેનાં આ વાતથી અસર એ થઈ કે તેને સારાસારનું ભાન ન રહ્યું, ઉઠીને બિંદુ રસોડામાં ગઇ. અન્નપૂર્ણા શાક સમારી રહી હતી. તેણે શિર ઉઠાવી બિંદુ તરફ જોયું. તેનું મોઢું વાદળોથી ઘેરાએલા આકાશની પેઠે મલિન અને ભારે હતું.

બિંદુએ પૂછ્યું, "બ્હેન! તમે મદનને રૂપીઆ આપ્યા હતા?"

અન્નપૂર્ણા આ વાત માટે ક્યારની આશંકા કરી રહી હતી. પછી તેનું ગળું સુકાઈ ગયું. તેણે પૂછ્યું, "કોણે કહ્યું ?"

"એ કાંઇ જરૂરી વાત નથી, પણ મુળ વાત તો તેણે શું કહીને રૂપીઆ માંગ્યા અને તમે શું સમજીને તે આપ્યા એ છે."

અન્નપૂર્ણા ચુપ રહી.

"તમારી મરજી એમ છે કે મદન મારા હાથમાં ન રહે. તેથીજ આ વાત તમે મારાથી છુપાવી છે. મદન ગમે તે કરે, પણ વડિલો પાસે જૂઠું બોલી શકતો નથી તમે સઘળું જાણીને રૂપીઆ આપ્યા છે ખરૂં ને ?"

"ખરૂં છે. પણ આટલીવાર તું એને માફ કર. બ્હેન! હું ખુદ તેને માટે ક્ષમા માંગું છું."

બિંદુનું હૃદય આગથી ભડભડ સળગી રહ્યું હતું. "એક વાર શું ? આજથી મેં હંમેશ માટે માફી આપી દીધી. હવે કશુંયે

નહિ કહું. મારાથી તેને મારી આંખ જો થોડો થોડો અગડતો નહિ જોઇ શકાય. તે બરબાદ થઇ જાય તે ઠીક છે. અંતા ઠીક, પણ તમારી આટલી બધી હિંમત ?"

આ છેલ્લા શબ્દો અન્નપૂર્ણાના હૃદયમાં તીક્ષ્ણ બાણ પેઠે ખુંચી ગયા. પણ તે ચુપ રહી; બિંદુ જેમ જેમ બકવા માંડી, તેમ તેમ તેનો ક્રોધાગ્નિ સળગતો ગયો. "દર વખતે જાણે નિર્દોષ હોય તેમ "આટલીવાર માફ કર" એમ કહો છો. પણ તમારો જેટલો દોષ છે તેટલો તેનો નથી. હું તમારો દોષ માફ નહિ કરૂં."

ઘરના નોકર ચાકર છુપાઇને ઉભા રહી સાંભળતા હતા. અન્નપૂર્ણાથી વધારે સહેવાયું નહિ તે બોલી, "શું કરશે ? ફાંસી દેશે ?"

આગમાં ઘી પડયું. બિંદુ દાવાનળ પેઠે સળગી રહી. "તમારે માટે એ જ સજા છે."

"છોકરાને બે રૂપીઆ આપ્યા એજ અપરાધ છે ને ?"

વાતવાતમાં બીજી વાત આવી પડી. બિંદુ મૂળ વાત ભૂલીને બોલી ગઇ. "બે રૂપીઆ? પણ તમે કેમ આપ્યા ? રૂપીઆ બગાડવા સારૂ કયાંથી આવે છે ?"

"તું બગાડતી નથી કેમ ?"

"હું મારા રૂપીઆ ઉડાવું છું, પણ તમે બતાવો. તમે કોના રૂપીઆ ઉડાવો છો ? વેડફી દો છો ?"

આ વખતે અન્નપૂર્ણાનો ક્રોધ ભયાનક થઇ ઉઠયો. તે ગરીબના ઘરની છોકરી હતી. બિંદુ તે તરફ ઇસારો કરે છે એમ

તે સમજી. તે ઉભી થઇ ગઇ અને બોલી. "તું મોટા ઘરની છોકરી છે તે તને જાણી. પણ પોતાના છોકરાને કોઇ બે રૂપીઆ પણ નહિ આપી શકે એ ઘમંડ ન રાખતી?"

"હું ઘમંડથી નથી કરતી, પણ જરા તો વિચાર કરી જુઓ કે તમે એક પાઇ પણ કોઇને આપો છો તો કોની આપો છો?"

અન્નપૂર્ણાએ બરાડીને કહ્યું, "કોના પૈસા આપું છું? તારા મોઢે જેમ આવે છે તેમ બકી જાય છે? જા, મારી સામેથી દૂર હઠ."

"દૂર! રાત વીતતાં દૂર જતી રહીશ, પણ કોના પૈસા વાપરો છો તે નથી જોઇ શકતા? કોની કમાઇ ખાઓછો પ્હેરો છો તે નથી જાણતા? એકાએક આ વાત કહી તો નાખી પણ કહેતાંની સાથેજ ગમગીન થઇ ગઇ.

અન્નપૂર્ણાનું મોઢું સફેદ પૂણી જેવું થઇ ગયું. એકવાર દેરાણી [illegible] જોઈ કહ્યું, "તારા સ્વામીના કમાઇ ખાઉં છું પહેરૂં છું. એમ ન [illegible] હું તારા ગુલા-ડા છું. તે તારા નોકર ગુલામડા છે. એજ તારા મનની વાત છેને? અત્યાર સુધી કેમ ન બોલી?"

અન્નપૂર્ણાના ઓઠ વારંવાર ધ્રુજવા લાગ્યા. દાંત વડે ઓઠ દબાવીને થોડીવાર સ્થિર ભાવથી ઉભી રહી ફરી કહેવા લાગી, "પોતના ભાઇને ભણાવવા જે વખતે એક સાથે બે કપડાં નથી સીવડાવ્યા તે વખતે-તું કયાં હતી? જે વખતે ઘર બળી જવાથી ઝાડ નીચે એક વાર ખાઇને બાપદાદાનું આ ઘર ફરીથી બંધા-વ્યું, ત્યારે તું કયાં હતી?" કહેતાં કહેતાં અન્નપૂર્ણાની આંખમાં

આંસુ ભરાયા. પાલવ વડે લુછીને ફરીથી બોલી, "જો તે તારા મનની વાત જાણતે, તો કદી પણ અફીણ ખાઇને, આંખો મીંચીને હુક્કાની નળી મોઢામાં લગાવી આરામથી ન પડી રહેત. તેમને એ પસંદ પણ નથી. તેને જાણે છે તારો સ્વામી અને સ્વર્ગના દેવતા ! મારે બહાને તેં આજે તેમનું પણ અપમાન કર્યું છે."

સ્વામીના અપમાનની વ્યથાથી અન્નપૂર્ણાના હૃદયમાં જબરી ઉથલપાથલ થઇ, તેણે કહ્યું, "ઠીક થયું કે આ તેં જણાવી દીધું. સતિએ પતિના અપમાનથી આત્મહત્યા કરી હતી. હું પણ કસમ ખાઇને કહું છું કે પારકાના ઘરમાં રસોઇ કરીને ગમે તો મારૂં પેટ ભરીશ, પણ તમારે ત્યાંનું તો અન્ન નહિજ લઉં. તેં શું કર્યું ? તેમનું અપમાન કર્યું ?"

તેજ વખતે રામનાથે આંગણે આવી અન્નપૂર્ણાને બૂમ પાડી. "સ્વામીનો અવાજ સાંભળી, અન્નપૂર્ણાના હૃદયનો ક્ષોભ ઉછળી રહ્યો, તેણે બહાર આવી કહ્યું, છટ ! છટ ! જે પોતાની પત્ની અને પુત્રને ખાવા આપી શકતા નહિ હોય, તેને ગળામાં ફાંસી લગાવવા દોરી કેમ મળતી નથી ?

રામનાથે હતબુદ્ધિથી પૂછ્યું, "શું થયું છે ?"

"શું થયું છે ? કંઇ નહિ. બિંદુએ આજે ચોકખે ચોકખું જણાવી દીધું કે હું એની ગુલામડી છું. અને તમે એના ચાકર છો."

ઘરમાં બિંદુએ કાને હાથ દીધા.

અન્નપૂર્ણાએ રડતાં રડતાં કહ્યું, "મારે હાથે પૈસો ઉઠાવી કોઇને આપવાનો મારો અધિકાર નથી તમારા જીવતા એ મારે

આ વાત આજે સાંભળવી પડી. આજે તમારી સમક્ષ સોગન ખાઉં છું કે જો એ લોકનું અન્નજળ લઉં, તો મદનનું...ખાઉં."

બિંદુના હાથેથી ઢંકાએલા કાનમાં આ વાત અસ્પષ્ટ રીતે પહોંચી. અસ્ફુટ સ્વરથી "આ શું કર્યું મોટી બ્હેન! કહી બાર વર્ષે તે ફરી અકસ્માત મૂચ્છિત થઇને પડી."

(૭)

નવા ઘરમાં રામનાથ, અન્નપૂર્ણા અને મદન વિના બધા ગયા. બહારથી બિંદુની ફોઇ, ફોઇની છોકરી, સગાંવહાલાં, પીએરથી માબાપ અને દાસ દાસી બધાં આવ્યા હતા. ઘર લોકથી ભરાઇ ગયું. ઘેર આવવાને દિવસે બિંદુ સ્હજ ઉદાસ જણાતી હતી. પણ બીજે દિવસે એ ભાવ જતો રહ્યો. અન્નપૂર્ણા ક્રોધ ઉતરતાં આવશે એ વાતમાં બિંદુને લેશ માત્ર પણ સંશય ન હતો. નવા ઘરમાં પૂજા પાઠ થયા પછી ભોજનનો પણ પ્રબંધ હતો. બિંદુ તેની તૈયારીમાં પડી.

બિંદુના બાપે પૂછ્યું, "તારો મદન નથી જણાતો ? ક્યાં છે ?"

બિંદુએ ટુંકામાં પતાવ્યું, "તે પેલા ઘરમાં છે."

માએ પૂછ્યું, "બ્હેન! તારી જેઠાણી નથી આવી?"

"ના."

બિંદુની માએ પોતાની મેળેજ કહ્યું, "સઘળાં આવે તો તે ઘરમાં કોણ રહે? બાપદાદાના ઘરમાં એકદમ તાળુ લગાવવું ઠીક નહિ."

બિંદુ ચુપચાપ કામ કરવા જતી રહી.

રોજ સાંજે એકવાર આવી બહાર બેસવાનો રામનાથનો થોડા દિવસ સુધી નિત્યક્રમ હતો. વાતચીત કરી ખબર અંતર પછી પાછા જતા, પણ ઘરમાં પગ પણ ન મૂકતા. પૂજાના આગલા દિવસે તે પહેલી વાર ઘરમાં ગયા. લલિતાને બોલાવી કામકાજ સંબંધી કંઇ સૂચનાઓ આપી. બિંદુને તે ખબર મળી. તે સાંભળી રહી. બિંદુએ પિતાથી પણ વધારે અસીમ સ્નેહ અને આદર તેમની તરફથી મેળવ્યો હતો. સ્નેહથી તે બિંદુને "પુત્રી" કહેતા, વહુ પણ ન કહેતા. જેઠાણી સાથે લઢીને તેણે ઘણી વાર જેઠ આગળ ફરીઆદ કરી હતી પણ કોઇવાર ધ્યાન ન દીધું હોય એમ બન્યું ન હતું. આજે તેજ જેઠ સામે અસીમ લજ્જાથી તેનું ગળું રૂંધાઇ જવા લાગ્યું. તે કશું કહી ન શકી. પોતાની સફાઇ બતાવી ના શકી.

રામનાથ ચાલ્યા ગયા. બિંદુ સુની ઓરડીમાં ફુલફુલ આંસુ સારવા લાગી. જયાં જુઓ ત્યાં માણસ હતા તેથી કોઇ સાંભળે તે બીકે પોક મૂકીને જોરથી ન રડી.

બીજે દિવસે સવારે તેણે પોતાના સ્વામીને બોલાવીને કહ્યું, "દિવસ ચડયો છે. પુરોહિતજી બેઠા રાહ જુએ છે. ભાઇજી હજી કેમ ન આવ્યા?

શિવનાથે વિસ્મય પામી પૂછ્યું, "શા માટે આવે?"

બિંદુએ તેથી પણ વધારે અજાયબ થતાં પૂછ્યું, "કેમ નહિ આવે?"

"તે નહિ આવશે તો પૂજા કોણ કરશે?"

"હું કરીશ અથવા મણિલાલ કરશે. મોટાભાઈ આવી નહિ શકે."

બિંદુએ ક્રોધિત થઈને કહ્યું, "નહિ આવી શકશે એમ કહેવાથી થઈ ગયું? તેમના છતાં કોને અધિકાર છે? ના, ના, એ નહિ બને, તેમના વિના હું બીજા કોઈને કશુંયે નહિ કરવા દઉં."

"તો જવા દો. તે ઘરમાં નથી. કામ પ્રસંગે બહાર ગયા છે"

"એ બધી જેઠાણીના કરતુત છે, એ પણ નહિ આવે." આમ કહી રડવા જેવી બની જતી રહી. તેની નજરે પૂજાપાઠ ઉત્સવ, પ્રમોદ, જમવું જમાડવું બધું ઘડીભરમાં વિડંબના જેવું લાગ્યું. ત્રણ દિવસથી એને એમ લાગતું હતું કે ભાઇજી આવશે મોટી બ્હેન આવશે, મદન આવશે તેથી આજના કામ-કાજ સંબંધી તે નિશ્ચિત બની બેઠી હતી. તેને ભરોસો હતો કે દમભરમાં તે બધું કામ આટોપી લેશે. તેના મનનો આ ભાવ તેના વિના બીજું કોઇ જાણતું નહતું સ્વામીની એકજ વાત ઉપરથી તે સ્વપ્નાં પેઠે ઉડી જતાં આ ઉત્સવનું વિરાટ અને વ્યર્થ કામ તેની છાતી ઉપર એક ભારી પત્થર પેઠે જણાવા લાગ્યું.

લલિતાએ આવી કહ્યું, "ભંડારની ચાવી આપોને! સુખડીઆ મિઠાઇ લઇ આવ્યા છે."

"અહાં કોઇ ઠેકાણે મૂકાવો. પછી મૂકાવીશું"

"ક્યાં મૂકાવું? પછી કોઇ એંઠી જૂઠી કરશે તો?"

"તો પછી ફેંકી દેજો!" આમ કહી બિંદુ બીજી તરફ ચાલી ગઇ. બિંદુની ફોઇએ આવી પૂછયું, બિંદુ! જરા બતાવતો કેટલી મેદાસાની જોઇશું?

બિંદુએ ઉદાસ ચહેરે જવાબ દીધો. "તે હું શું જાણું? તમે લોક ઘરડાં થયાં છો, છતાં જાણતા નથી?"

ફોઇ બોલી, "એની વાત તો સાંભળો! હું શું જાણું કે કેટલા માણસ જમશે?"

બિંદુ ગુસ્સાથી બોલી, "તો જઈ તેને કહો. તે અન્નપૂર્ણા જ હતી જે વગર કહે બધું કામ કરી નાખતી હતી. મદનની જનોઇ વખતે ત્રણ દિવસ સુધી ગામના સેંકડો લોક ખાઇપી ગયા. પણ તેણે મને જરાયે પૂછયું નથી કે આ જો! આ તપાસ! તેની ટચલી ભાર પણ કોઇમાં લાયકાત નથી?"

ગંગાએ આવી પૂછયું, "વહુ! ભાઇએ પૂછાવ્યું છે કે પૂજાના કપડાંલત્તા વગેરે—"

તેની વાત પૂરી થતાં પહેલાંજ બિંદુ બોલી ઉઠી, "ખાઇ જાઓ મને! તમે સઘળા મને ખાઇ જાવો! જા દૂર જા! મારી સામેથી."

ગંગા ગભરાઇને જતી રહી થોડી વાર પછી કેટલીક વાર બૂમ પાડયા પછી શિવનાથે કહ્યું, "સંભળાયું નાહિ કે?"

"મારાથી નથી સંભળાતું. મારાથી નહિ થાય, કંઇ નહિ નહિ થાય. સમજયા!"

શિવનાથ તેની સામુ તાકીને જોઇ રહ્યા.

બિંદુએ પૂછ્યું, "શું કરશો મને! ફાંસી દેશો? ફાંસીજ દઇ દો!" આમ કહી રડતી રડતી ચાલી ગઇ. આમ સમય વીતવા લાગ્યો,

કશું કામ ન કરતાં બિંદુ અહીંથી તહીં ધમાધમ કરતી આ ઓરડામાંથી પેલામાં, નીચેથી ઉપર એમ ઘુમતી રહી લોકના કામમાં ભૂલો કાઢવા લાગી. ઉતાવળમાં કોઇએ અધવચમાં વાસણ રહેવા દીધું હતું. બિંદુએ ઉઠાવી બારણે ફેંકી દઇને વાસણ કેમ મૂકવું તે શીખવી દીધું. ધોતીઉં સુકાવા નાખ્યું હતું તે બિંદુના શરીરે ઉડીને લપેટાયું. તેના ચીરેચીરા કરીને કપડાં કેવી રીતે સુકાવવા તે શીખવી દીધું. જે કોઇ તેની સામું આવી જતું તે ફરીને આજુબાજુ ખસી જતા

બિચારા પુરોહિતજીએ જ્યારે જોયું કે બહુ મોડું થયું છે ત્યારે ખુદ અંદર આવીને કહેવા લાગ્યા "મોડું તો બહુ થયું છે છતાં અહિં તો કશી તૈયારીયે જણાતી નથી!"

બિંદુએ જવાબ દીધો, "કામકાજમાં મોડું થઇ જાય છે." આમ કહી તે જવા માટે આગળ વધી માર્ગમાં વાસણ પડયું હતું. તે તેણે ઠોકર મારી ફેંકી દીધું. અને એક ઓરડામાં મુડદાની પેઠે પડી. આઠ દસ મિનિટમાં તેને કાને એક પરિચિત અવાજ પડવાથી તે ઉઠી ઉભી થઇ. બારીમાંથી મોઢું કાઢી જોયું. બારણે અન્નપૂર્ણા ઉભી હતી.

બિંદુ દુઃખપૂર્ણ અભિમાનના ક્ષોભથી રડી પડી ત્યારપછી આંખો લુછી જોરથી પગ ઠોકતી અન્નપૂર્ણાની સામું આવી હાથ જોડી કહેવા લાગી, "દશ અગીઆર થવા આવ્યા છે. હજી

કેટલી શત્રુવટ રાખવી છે? મારા ઝેર ખાવાથી તમને સંતોષ વળતો હોય, તો ઘેર જઇને મોકલી આપો." આમ કહી કુંચી-નો ઝુમખો તેના પગ આગળ ફેંકી પોતાના ઓરડામાં જઇ બારણું બંધ કરી જમીન પર પડી પડી રડવા લાગી.

અન્નપૂર્ણા કશો જવાબ ન વાળતાં ચુપચુપ ચાવીનો ઝુમખો ઉંચકી લઇ ભંડારમાંથી બધી ચીજો બહાર કાઢવા લાગી.

ત્રીજે પહોરે લોક ખાઇ પીને પરવાર્યા, લોકની ભીડ પણ ઓછી થઇ; છતાં કોઇને માટે આમતેમ દોડધામ થઇ રહી હતી.

ભૈરવે આવી કહ્યું, "મદનભાઇ નિશાળે નથી."

તેની તરફ ક્રોધથી સળગતી નજર ફેંકી બિંદુ બોલી, "અભાગીઆ! બદમાશ! છોકરા હજી શું નિશાળમાં હોય કે? શું તું નવો માણસ છે કે નથી જાણતો? તે ઘરમાં જઇને નહિ જોઇ આવ્યો?"

"તે ઘરમાં તો પહેલાંથીજ ગયો હતો ત્યાં પણ નથી."

"કોઇના છોકરાઓ સાથે ગીલ્લીડંડા રમવા ગયો હશે. હવે એને કંઇ કોઇનો ડર છે? તેની આંખ રમતમાં ને રમતમાં જતી રહેશે ત્યારે એને શાંતિ વળશે. જા ગમે ત્યાંથી શોધી લઇ આવ. જા!"

અન્નપૂર્ણા ભંડાર આગળ ચાર પાંચ ઘરડી ડોશીઓ સાથે બેસીને વાત કરી રહી હતી. તેણે બિંદુનો તીણો સૂર સાંભળ્યો. કલાક પછી ભૈરવે આવી કહ્યું, "મદનભાઇ ઘરમાં છે, પણ આવતા નથી." એ વાત ઉપર બિંદુને વિશ્વાસ ન બેઠો.

" આવતો નથી ? એ વાત હું કેમ માનું ? તેં કહ્યું કે મેં બોલાવ્યો છે ? "

" મેં બહુ બહુ કહ્યું છતાંયે નહિ આવ્યા—"

બિંદુ થોડીવાર સુધી ચુપ રહી બોલી, " એમાં એનો શું વાંક છે ? જેવી મા તેવો છોકરો છે ! હું પણ કસમ ખાઉં છું કે એવી મા અને દીકરાનું મોઢું નહિ જોઉં. "

મોડી રાત થવાથી અન્નપૂર્ણા ઘેર જવા તૈયાર થઇ—તેને ઘેર પહોંચાડવા શિવનાથ જાતે તૈયાર થયા. બિંદુ કર્કશ સ્વરે બોલી, " પહોંચાડવા તો જાઓ છો પણ જાણો છો એણે પાણીનો છાંટો સરખોય લીધો નથી. "

" એ વાત તમારે જાણવાની છે, મારે જાણવાની નથી. બધું કામ વણસેલું જોઇ હું જાતે તેમને બોલાવી લાવ્યો હતો તે હવે જાતે મૂકવા જાઉં છું. "

" ઠીક સારી વાત છે. "

શિવનાથે કશો જવાબ ન દેતા અન્નપૂર્ણાને કહ્યું, " ચાલો, વાર ન લગાડો. "

" ચાલો " કહી અન્નપૂર્ણાએ જેવો પગ ઉપાડયો કે તરત બિંદુએ ગરજીને કહ્યું, " લોક કહે છે તે ખરૂં છે કે જેઠાણી શત્રુ હોય છે. પોતાના મનમાં જે આવી તે ચાર વાત ભેળવીને પોતે કસમ ખાઇને ચાર દિવસ અને ચાર રાત છોરાનું મોઢું નહિ જોવા દીધું. તેનો વિચાર ભગવાન કરશે. "

આમ કહી મોઢામાં પાલવનો કુચો મારી રડવું રોકી બિંદુ ત્યાંથી ચાલી ગઇ. અને રસોઇ જ્યાં થઇ હતી ત્યાં પહોંચતાં વરંડામાં મૂર્છા ખાઇને પડી અને બૂમરાણ મચ્યું, અન્નપૂર્ણાએ કહ્યું, "જુઓ તો! શું થયું?"

"જોવાની કંઇ જરૂર નથી ચાલો."

લડાઇ ટંટાની વાત અત્યાર સુધી છાની રહી હતી. હવે જાહેર થઇ ગઇ. બીજે દીવસે ઘરની સઘળી સ્ત્રીઓ બેઠા હતી. લલિતા કહેવા લાગી. "દેરાણી જેઠાણીની લડાઇ હતી. છોકરાને એમાં શું હતું? તે કેમ નહિ આવ્યો!

"બિંદુએ ખોટું નથી કહ્યું, જેવી મા છે તેવો દીકરો થશે. ઘણાયે છોકરા જોયા છે પણ આવો નિમકહરામ તો ક્યાંયે નથી જોયો?"

બિંદુ પણ ત્યાં હતી. તેણે વ્યથિત અને શ્રાંત નજરે એકવાર તેની તરફ જોયું અને તરતજ લાજ અને ઘૃણાને લીધે નજર નીચે કરી દીધી. લલિતા તેના મનનો ભાવ સમજી ન શકી વળી તેણે ચલાવ્યું, "બિંદુ! તમને છોકરાપર વ્હાલ છે તો મારા રમણને લઇ લ્યો. હું તમને આપી દઉં છું. તેને મારી નાખશો, કાપી નાખશો, તો પણ એક અક્ષર પણ એના મોઢામાંથી નહિ નીકળે. મારા છોકરાં એવા છેજ નહિ—"

બિંદુ ચુપ ચુપ બેસી રહી. બિંદુની મા જમીનદારની પુત્રી અને જમીનદારની પત્ની હતી, તે શાણી હતી. તેણે હસીને કહ્યું, "આ પણ કંઇ વાત છે? મદન તેના રોમે રોમ વસી ગયો

છે, અને તમે કોઇ ગભરાવો નહિ. બિંદુ! તમારો કલહ બે દિવસનો છે. છોકરો બહુ હળી ગયો છે. તે તને છોડી દઇ શકે તેમ છે?"

બિંદુ રડુ રડુ થઇ રહી હતી. તે માના તરફ જોઇ રહી. સાંજે ગંગાને બોલાવી કહ્યું, "ઠીક, ગંગા! તુંજ કહે! તું તે વખતે હતી, મારો એવડો મોટો શું અપરાધ થઇ ગયો કે એણે ચટ લઇને આવા આકરા કસમ ખાઇ લીધા."

ગંગા માની શકી નહિ કે બિંદુ તેની સાથે આજે ઘરની વાત સંબંધી ચર્ચા કરવા માગે છે! તે સંકોચથી ચુપ રહી. ફરી બિંદુ બોલી, "તે ગમે તેમ હોય, તમે સૌ મારાથી મોટા છો. તમારા બે બોલ સાંભળી જવામાં કંઇ હરકત નથી. કહે મારો શું અપરાધ થઇ ગયો?"

"ગંગાએ ડોકું ધુણાવી કહ્યું, "ના, વહુ તમારો શું વાંક હતો?"

"તો ઘેર જઈ આવને. બે વાત સારી રીતે કહી આવ. તને શું ડર છે?"

"બીક તો કશી નથી. પણ ઝગડો વધારવાથી શું ફાયદો! જે થવાનું હતું તે થઇ ગયું."

"ના, ના, ગંગા તું નથી સમજતી. ખરી વાત કહી દેવી એજ ઠીક છે. નહિ તો એ સમજશે કે મારોજ વાંક છે. અને એનો નથી. એ એમ કહેતી હતી ને કે ઘરબહાર કાઢી મૂકીશ, પણ હું કાંઇ ખોટું લગાડતી હતી? શા માટે તેણે મારાથી છુપાવી છોકરાને રૂપીઆ આપ્યા? મને જણાવ્યું કેમ નહિ?

"ઠીક ત્યારે કાલે જઈશ. આજે તો સાંજ પડી ગઇ છે."

બિંદુએ અપ્રસન્ન થઇ કહ્યું, "હજી ક્યાં સાંજ પડી છે? તું વાત કાપી નાખે છે એજ તારામાં દોષ છે. એ તો આ દિવસોમાં એમ જણાય કે સાંજ પડી ગઇ. બ્હીયે તો કોઇને સાથે લઇ જા. ભૈરવ! ભૈરવ! બોલાવતો રણછોડને! ગંગાની સાથે મોકલવો છે?"

ભૈરવે કહ્યું, "ભાઇ તેની પાસે ફાનસ સાફ કરાવી રહ્યા છે!"

બિંદુએ ડોળા ચઢાવી કહ્યું, "વળી પાછો મોઢા ઉપર જવાબ દેછે કે?"

ભૈરવ ડરીને જતો રહ્યો. ગંગાને મોકલી આમ તેમ ઘુમતી રસોડામાં પહોંચી ભાગીરથી એકલી બેઠી બેઠી રસોઇ કરી રહી હતી. એક ખુણે બેસી બિંદુ કહેવા લાગી, "તમેજ કહો કોનો વાંક વધારે છે?

ભાગીરથી કશું સમજી ન શકી. તેણે પૂછ્યું, "શેમાં?"

"અરે! તે દિવસની વાત કરૂં છું. મેં શું કહ્યું હતું? તમે મદનને રૂપીઆ આપ્યા છે? એટલું મેં કહ્યું હતું. તે રડવા કનડવા લાગ્યો તેથી મેં આપ્યા, એટલું કહી દેવાથી બધું મટીજતે, આટલી બધી ગરમા ગરમી પછી કેમ થાત? કસમ શા માટે ખાવા પડતે? એ તો વાસણ ભેગાં હોય તે ખખડેજ. પણ તે માટે આવા મોટા કસમ! તમને ખરૂં કહું છું કે આ જન્મે હવે એમનું મોઢું નહિ જોઉં, ચાહે શત્રુથી બોલું, પણ તેની સાથે તો નહિ બોલું—"

ભાગીરથી મૂળથી થોડું બોલવાવાળી હતી. બિંદુ શા માટે ચુપ રહી ગઇ તે તે સમજી ન શકી. બિંદુની આંખમાંથી આંસુ વહેવા લાગ્યા. આંસુ લુછી ગળગળા અવાજે કહ્યું, “ અને ક્રોધાવેશમાં કોણ કસમ નથી ખાતું ? પણ તેથી તેણે આ ઘરનું પાણી સુદ્ધાંત નહિ પીધું. શું એ મોટાને છાજે છે ! ગમે તેમ તોયે હું નાની—હું તેના પેટની છોકરી હતે તો શું કરત ? હું પણ તેનું નામ નહિ લઉં તમે જોજો !

ભાગીરથી તોયે ચુપજ રહી. બિંદુ ફરી બોલવા લાગી. “ અને શું તેનેજ કસમ ખાતાં અને પાળતાં આવડે છે ! હું કાલે તે ઘેર જઇને કહી આવું છું. તમે થોડું ઝેર ન મોકલી આપો તો તમને એજ કસમ છે, તો પછી શું ? બે દિવસ હું ચુપ રહું અને પછી એ કસમ દઈ આવું અથવા જાતે અફીણ ઘોળી પી લઉં, અને કહું કે મોટી બ્હેને મોકલ્યું ! જુઓ ! લોક કંઇ તેને કહે છે કે નહિ ? તેને છિ ! છિ ! કરે છે કે નહિ ? ”

ભાગીરથી આ વાતથી ડરી ગઇ, “ તમે આવો વિચાર શા માટે કરો છો ? માંહોમાંહેનો ઝગડો બહુ દિવસ નહિ પહોંચે. તે પણ તમારા વિના રહી નહિ શકે. અદને આ દિવસો કેમ કાઢયા હશે તેનો મને વિચાર પડી ગયો છે. ”

“ તમે ખરૂં કહો છો. તેને મારી પીટી અથવા ધમકાવીને રોકી રાખ્યો હશે. તેને એક રાત પણ મારા વિના ઉંઘ નહિ આવતી તે મારા વિના પાંચ દિવસ અને પાંચ રાત શી રીતે કાઢી શકે ? તેનું તો મોઢું નહિ જોઉં. મેં તમને કહી દીધું છે

ને કે શત્રુથી ભલે બોલું, પણ એની સાથે તો હરગીજ નહિ."

ભાગીરથીએ પોતાના કલાઇ નીચેનો ડાઘ દેખાડતાં કહ્યું, "જુઓ! હજી કેવો લીલોછમ છે! તે દિવસે તમે બેહોશ થઇને પડયા તે વખતની તમને ખબર નથી. એનું રડવું જોયું હોત! એણે તમને બેહોશ થતાં કદી જોયા ન હતા. કહેતો હતો કે મા મરી ગઇ. તમારા મોઢાપર નહિ પાણી છાંટવા દે કે નહિ પંખો નાખવા. તમારી પાસેથી તેને ખસેડવા ગઇ ત્યારે આ બચકું ભર્યું. અનપૂર્ણા ગઇ તો તેને પણ તેમજ, કપડાં પણ ચીરી નાખ્યાં. અંતે ચાર પાંચ જણે પકડીને તેને દુર રાખ્યો.

બિંદુએ તે વાત બહુ ધ્યાનથી સાંભળી. છેવટે એક લાંબો નિઃશ્વાસ મૂકી પોતાના ઓરડામાં જઇ કમાડ બંધ કરી સુતી.

ત્રણ ચાર દિવસ પહેલાં બધાં મહેમાન જતા રહેવા પહેલાં બિંદુ ફરીથી બેહોશ બની. હોશ આવતાં ચુપ ચુપ પડી રહી. ગંગા પંખો નાખતી હતી. પાસે બીજું કોઇ હતું નહિ–બિંદુએ તેને ઈશારાથી બોલાવી પૂછયું, "મોટી બ્હેન આવી છે?"

"ના, અમે આટલા બધા છીએ, પછી નાહકની તેને તક-લીફ આપવાની શી જરૂર?"

બિંદુ થોડીવાર ચુપ રહી બોલી. "તમારામાં એજ દોષ છેને! બધી વાતમાં પોતાની અક્કલ દોડાવવા મંડી જાય છે. એક દહાડો તમે મને એમને એમ મારી નાખશો, પૂજાને દિવસે તમે બધાયે હતા, પણ જયાં સુધી તે નહિ આવી, ત્યાં સુધી તમે બધાયે શું કર્યું? કયાં તમે બધા અને કયાં એ? તમારામાં એની ટચલી ભારની આવડત નથી.

બિંદુની માએ અંદર આવતાં કહ્યું, "બિંદુ ! તું થોડા દિવસ હવા ફેર કરવા અમારી સાથે આવે એમ એ કહે છે. ચાલ આવે છે ને ?

"મારૂં જવું આવવું શું એમના મત ઉપર આધાર રાખે છે ? તેમના કહેવાથી ન જવાય. મારી શત્રુ ( અન્નપૂર્ણા ) રજા આપે તોજ જવાય."

"તું તારી જેઠાણીની વાત કરે છે ને ! હવે તમે જુદા થઇ આવ્યા છો. ત્યારે તેની રજા લેવાની કાંઇ જરૂર નથી. એમની રજા લીધી છે."

"ના, ના. એ નહિ બને, જ્યાં સુધી એ જીવે છે, ત્યાં સુધી જ્યાં હશે ત્યાં એજ બધું કરે. એની રજા વગર ઘર છોડી બહાર હું કોઇ ઠેકાણે જઇ ન શકું. જાઉં તો ભાઇજી નારાજ થાય."

લલિતા તેજ વખતે આવી પહોંચી હતી. તેણે કહ્યું, "ઠીક હું કહું છું તમે જાઓ."

બિંદુએ તેને કશો જવાબ ન દીધો. બિંદુની માએ પૂછ્યું, "ત્યારે કોઇ માણસ મોકલી રજા મંગાવી લઇએ તો કેમ ?"

"માણસ મોકલીને ! તે તો તેથીએ ખરાબ ! હું તેનો સ્વભાવ જાણું છું, કહેશે કે "ભલે જાય !" પણ અંદર બળતી રહેશે. અને ભાઇજીને બે ચાર વાત ઉમેરીને ભંભેરશે પણ ખરી. તમે જાઓ. હું આવી નહિ શકું."

મા વધારે ન કહેતાં ચાલી ગઇ. હવે ખાલી ઘર ખાવા

ખાવા લાગ્યું. નીચેના ખંડમાં લલિતાનો પરિવાર હતો. અને ઉપર એકલી બિંદુ ! ખાકીનું ઘર ખાલી હતું, શૂન્ય હૃદયે ઘુમતી બિંદુ ત્રીજે માળે જઇ ઉભી રહી. આ ઓરડો તણે મદન અને તેના સ્ત્રી માટે તૈયાર કરાવ્યો હતો. અંદર પગ મૂકતાંજ તે આંસુ રોકી ન શકી ત્યાંથી ઉતરી નીચે આવતી હતી ત્યાં સામું શિવનાથ મળ્યા. "હા, તો પછી કેમ ચાલશે !"

શિવનાથ કશું સમજી ન શકયા. તેણે પૂછ્યું, "શું કેમ ચાલશે ?"

બિંદુથી જવાબ ન દેવાયો. લાંબો નિસાસો મૂકી તેણે કહ્યું, "કંઇ નહિ. તમે જાઓ."

બીજે દિવસે સવારે શિવનાથ દિવાનખાનામાં કામ કરી રહ્યા હતા. એકાએક બિંદુ ત્યાં આવી પહોંચી. રડવું રોકી ગદ ગદિત કંઠે તે બોલી, "શું ભાઇજી નોકરી કરવા જાય છે ?"

માથું ઉંચકયા વિના શિવનાથે હા કહી.

"હા. શું ? એમને નોકરી કરવાની આ ઉંમર છે ?"

શિવનાથે કાગળ તરફજ નજર રાખીને કહ્યું, "શું માણસ નોકરી ઉંમરનો વિચાર કરીને કરે છે ? નોકરી પેટને માટે કરવામાં આવે છે."

બિંદુએ વધારે આગ્રહથી કહ્યું, "એમને શું કમી છે ! હું અમે તેવી છું. લડીને આવી છું પણ તમે તો તેના ભાઇ છો !"

"સગો ભાઈ નહિ, ઓરમાન છું, જેવા બીજા છે તેવો છું."

"તમે તમારા દેખતાં એમને બીજાની નોકરી કરવા દેશો!"

હવે ઉંચું જોઇ સહેજ શાંત સ્વરે શિવનાથ બોલ્યા, "કેમ નહિ? આ દુનીઆમાં જે જેવું નસીબ લઇને આવે છે, તેવું ભોગવે છે, તેનો જીવતો જાગતો સાક્ષી હું છું. મને ખબર નથી કે મારા મા બાપ ક્યારે મરી ગયા. ભાઇને મોઢે સાંભળ્યું હતું કે અમે બહુ ગરીબ હતા. પણ મને તે જરાએ કષ્ટનો. અનુભવ નથી થયો કોણ જાણે ક્યાંથી મારે માટે ધોયલા સફેદ કપડાં આવતા હતા તે મને આજ સુધી ખબર નથી. ક્યાંથી સ્કુલ અને કૉલેજની ફી ચોપડી અને ઘરનો ખર્ચ આવનો તેયે હું જાણુતો નથી. પછી હું વકીલ થયો અને રૂપીઆ ઓછા નથી કમાયો. વળી તું રૂપીઆ લઇને આવી. નવું મઝેનું ઘર પણ બની ગયું. ત્યારે તેમને માટે જૂઓ! હંમેશાં મહેનત કરતા રહ્યા. ફાટા તુટા કપડાં પહેરતા રહ્યા. ઉનાળાના દિવસમાયે તેમના શરીર ઉપર કુર્તું નથી જોયુ! એક વખતે બે રોટલી ખાઇને મારા માટે બધું કષ્ટ ઉઠાવતા રહ્યા. બધી વાત મને યાદ પણ નથી; અને યાદ રાખવાની જરૂર પણ નથી. માત્ર તેમના થોડા દિવસ આરામથી વીત્યા. તેના ઘરડે ઘડપણ કષ્ટ કરાવી ભગવાન આ બદલો આપી રહ્યા છે."

આમ કહી ડોકું ફેરવી શિવનાથ જરૂરી કાગળ જોવા લાગ્યા. બિંદુ ચુપચાપ બેસી રહી. આ ભુતકાળના દિવસોની કથામાં સ્વામીનો કેવો મહાન તિરસ્કાર છુપાયો હતો તેનો અનુભવ બિંદુના શરીરના લોહીનું બિંદુ કરી રહ્યું. એ માથું નમાવી બેસી રહી.

શિવનાથ કાગળ જોતાં જોતાં પોતાને કહેતા હોય તેમ

બોલવા લાગ્યા, "નોકરી એ જેવી તેવી છે? કચેરીમાં જતા આવતા પાંચ કોસ થાય છે. સવારે ચાર વાગે ઉઠીને જાય છે. દિવસભર ભૂખ્યા રહીને રાતે પાછા ફરે છે ત્યારે બે રોટલી ખાવા પામે છે. મહીને બાર રૂપીઆ મળે છે."

બિંદુ કંપી ઉઠી. દિવસભર ભૂખ્યા રહેવું પડે છે! પોતાને ભૂલી જતાં તે બોલી, "માત્ર બાર રૂપીઆ?"

"હા બારજ રૂપીઆ. ઘરડા થયા છે. છોટા દુખ પણ મળતું નથી. આટલા દિવસે ભગવાને દયા કરી તેમની સંસાર યાત્રાની ભવયંત્રણા છોડાવવાનો ઉપાય કરી દીધો."

બિંદુની આંખમાંથી આંસુ સરી પડયાં. તેણે આજ સુધી જે કર્યું ન હતું તે કર્યું. સ્વામીના બંને પગ પકડી નમીને કહેવા લાગી. "તમને પગે પડું છું. તમે એનો કંઇ પણ ઉપાય કરો. તે રોગી આદમી છે. આવી સખત મહેનત મજુરીથી તો પુરા પાંચ દિવસ જીવવા નહિ પામે."

શિવનાથે પોતાની આંખમાંના આંસુ લુછીને કહ્યું, "હું શું કરૂં? ભાભી આપણો એક દાણો પણ નહિ લે. કંઇ પણ કામ કર્યા વિના તેમનું ગાડું કેમ નીભે?"

"તે હું ન જાણું. તમે મારા દેવ છો. ભાઇજીને હું તમારા કરતાંયે વધારે મોટા જાણું છું. જે વાત સ્વપ્ને પણ નહિ વિચારી શકાય તે બની રહી છે." બિંદુ વધારે કહી ન શકી.

"ઠીક ત્યારે. તમે ભાભી પાસે જાઓ. જેવી રીતે તેનો ક્રોધ ઉતરે તે પ્રકારનું કરો, પણ મારા પગ પકડી આખો દિવસ બેસી રહેવાથી કશું નહિ વળે."

બિંદુ એકદમ પગ છોડી ઉભી થઇ ગઇ. "પગ પકડવાની મને ટેવ નથી. હવે હું બધું સમજી શકી કે તે દિવસે તેમણે પાણી પણ કેમ ન પીધું ! અને તમે બધા તે જોઇને શત્રુ પેઠે કેમ ચુપ રહ્યા ? મારો અપરાધ વધી ગયો."

"ના. એ વિદ્યા હું મોટા ભાઇ પાસેથી શીખ્યો છું. ઇશ્વર કરે ને આમ ચુપ રહેતાં એક દિવસ આ દુનીઆની મુસાફરી પુરી કરૂં."

બિંદુ વધારે ન કહેતાં ઉઠીને પોતાના ઓરડામાં જઇ બારણું બંધ કરી બેઠી.

શિવનાથ કાગળ પત્ર જોઇ ઉઠી રહ્યા હતા. તે વખતે બિંદુ ફરીથી પાસે આવી. તેની આંખ રડવાથી લાલચોળ થઇ ગઇ હતી. જોઇને શિવનાથને દયા આવી. "એકવાર ભાભી પાસે જાઓ. એકવાર જઇને ઉભા રહો. બધો કલહ કંકાસ મટી જશે. તેનો ક્રોધ શાંત થશે."

બિંદુએ અતિ કરૂણ સ્વરે કહ્યું, "તમે જાઓ. હું છોકરાના કસમ—"

તેના મનનો ભાવ સમજી ગરમ થતાં તે બોલ્યા, "હજાર કસમ ખાવા છતાંયે હું મોટા ભાઇ પાસે જઇને કહી ન શકું. જ્યાં સુધી તે જાતે કશું કહે નહિ ત્યાં સુધી મારામાં જઇને કહેવાની હિંમત નથી. મારી ગર્દન ઉડાવી દો તોયે ન બને."

બિંદુ તોયે હાલી નહિ. શિવનાથે કહ્યું, "જઇ નહિ શકો?" બિંદુએ જવાબ ન દીધો. માથું નમાવી ધીમે ધીમે ત્યાંથી ચાલી ગઇ.

શિવનાથના ઘરની સામેથી નિશાળે જવાનો રસ્તો હતો. પહેલાં થોડા દિવસ છત્રી આડી ધરીને મદન નિશાળે ગયો હતો. બે દિવસથી તે લાલ રંગની છત્રી જણાઇ નહિ. બિંદુ તે છત્રીની રાહ જોયા કરતી હતી. જોતાં જોતાં તેની આંખ દુખવા આવી. બારીએ બેઠી બેઠી એકી ટસે જોઇ રહી. સવારે નવ દશ વાગે જાત જાતની છત્રી લઇને ઘણાયે છોકરા ગયા, સાંજે પણ ઘેર પાછા ફર્યા. પણ તે ચાલ, તે છત્રી બિંદુને જણાઇ નહિ. સાંજે આંખ લુછતી તે નીચે ઉતરી. રમણને એકાંતમાં બોલાવી બિંદુએ પૂછ્યું, "કેમરે રમણ! નિશાળે જવાનો સીધો રસ્તો તો આજ છે ને! મદન આ રસ્તે કેમ નથી જતો?"

રમણ ચુપ રહ્યો.

બિંદુએ ફરીથી કહ્યું, "કેમરે રમણ! તમે બંને ભાઇ એક સાથે અહીંથી વાતચીત કરતા કેમ જતા નથી?"

રમણ પણ મદનને પ્યાર કરતો હતો. તેણે ધીરે ધીરે કહ્યું, "તે લાજને લીધે અહીંથી જતો નથી, પેલે રસ્તે ચક્કર ખાઇને જાય છે."

બિંદુએ મહામહેનતે હસીને કહ્યું, "શેની શરમ આવે છે રે! ના, ના, તું કહેજે કે અહીંથીજ જાય."

"તે કદી પણ નહિ જાય, કેમ નહિ જાય તે તમે જાણો છો?"

"કેમ?"

"તમે નારાજ તો નહિ થાવ."

"ના."

"તેને ઘેર તો નહિ કહેવડાવી દો ?"

"ના."

"મારી બાને તો નહિ કહી દો ?"

"નારે ના! કહું છું તો ખરી કે કોઇને નહિ કહું. તું કહેતો કેમ નથી ?"

રમણે ધીરેથી કહ્યું, "માસ્ટરે તેના કાન ખુબ આમળાવ્યા હતા."

બિંદુ ક્ષણમાં આગની પેઠે સળગી ઉઠી. તે બોલી, "કેમ? મેં મના કરી હતી ને?"

"માસ્ટરનો એમાં કશો વાંક નથી મામી! એતો હમણાં નવાજ આવ્યા છે, આપણો આ સાળો રણછોડીઓ મહા શેતાન છે. તેણે આવી મારી બાને કહી દીધું. મામી! મારી બાને પણ ઓછી કમજાત ન સમજતા. તેણે તેને શીખવ્યું કે માસ્ટરને કહી દેજે. તેણે માસ્ટરને કહી દીધું. માસ્ટરે કેવી રીતે કાન આમળ્યો તે તમે જાણો છો ?"

બિંદુ બોલી ઉઠી, "રણછોડે માસ્ટરને શું જઇને કહ્યું?"

"ટીફીન વખતે રણછોડ મારૂં ખાવાનું લઇ આવતો હતો ત્યારે મદન મારી પાસે દોડતો આવીને પૂછતો કે જોઉં? રમણભાઇ ટીફીન માટે શું આવ્યું છે? "બાએ સાંભળીને કહ્યું, મદનની નજર લાગશે."

"મદન માટે કોઇ ખાવાનું લઇને નથી આવતું?"

"રમણે દુઃખ સાથે કહ્યું, તેને માટે કોણ લાવે ! તે ગરીબ છે. અજવાળામાં ભીના ચણા લઇને આવે છે. તે ટીફીન ઝાડ નીચે બેસીને ખાય છે."

બિંદુની આંખે અંધારા આવી ગયા. ઘરબાર સંસાર તેને શૂન્યવત જણાવા લાગ્યા. તે બેસી પડી ને બોલી, "તું જા"

તે દિવસે રાતે બહુ વખત બોલાવવાથી બિંદુ જમવા ગઇ તો ખરી, પણ એક કોળીઓ પણ ભરી ન શકી. તબીયત ઠીક નથી એમ બહાનું કાઢી ઉઠી ગઇ. બીજે દિવસે પણ ખાધાપીધા વગર રહી પણ કોઇને યે ખુલાસો કરીને કહી ન શકી. બહુ વિચાર કરવા છતાં યે ઉપાય શોધી ન શકી. તેને ભય તો એજ લાગ્યો કે કંઇક હોવાથી રમેને કંઇ અપરાધ વધી જાય. ત્રીજે પહોરે સ્વામીના ભોજન સમયે નિયમ પ્રમાણે જઇને બેઠી, ભોજન તરફ જોવું તેને માટે અઘરૂં થઇ પડયું.

ઘરમાં દીવો સળગી રહ્યો હતો.શિવનાથ આંખો મીચીને ચુપ-ચુપ પડયા હતા. બિંદુ આવીને પગ પાસે બેસી ગઇ. શિવનાથે આંખ ખોલી કહ્યું. શું છે ?"

બિંદુ માથુ ધુણાવી સ્વામીના પગની આંગળીના નખ ખોતરવા લાગી.

તેના મનની વાત અનુમાનથી જાણી લઈને નરમ થઇને શિવનાથ બોલ્યા, હું બધુંયે સમજું છું, પણ મારી પાસે રડવાથી શું થશે ? તેની પાસે જાઓ."

બિંદુ ખરેખર રડી રહી હતી. તેણે કહ્યું, "તમે જાઓ હું કહું છું કે મારી ભૂલ થઇ. કાન પકડું છું તમે એમને જઇને મનાવી લાવો."

" મારાથી નહી બને " આમ કહી પાંસુ બદલી શિવનાથ સુઇ ગયા.

થોડી વાર સુધી બિંદુ આશામાંને આશામાં બેસી રહી પણ શિવનાથે કશું કહ્યું નહિ ત્યારે ઉઠીને ધીરેધીરે જતી રહી. સ્વામીના વ્યવહારથી તેના હૃદયની રગેરગમાં યોજનવ્યાપી પર્વતની પેઠે પત્થર જેવો કઠણ તિરસ્કાર વ્યાપી ગયો. આજે તેણે સમજી લીધું કે સઘળાએ તેને તજી દીધી છે.

બીજે દિવસે સવારે રામનાથે બિંદુની પીએર જવાની અનુમતિ આપનારો પત્ર લખી મોકલ્યો તેમાં લખ્યું હતું. બિંદુના પિતાની તબીયત બહુ ભયંકર છે. તેથી તેણે બહુ જલદીથી જવું. આંખમાં આંસુ સાથે બિંદુ ગાડી ઉપર ચઢી ભાગીરથીએ આવી કહ્યું,

"બાપની તબીયત જોઇ કુશળક્ષેમ જલદીથી પાછા વળજો.! "

બિંદુએ ગાડીમાંથી ઉતરી તેમને માથું નમાવ્યું બિંદુના આ વ્યવહારથી તે સંકોચ પામી.

બિંદુને આટલો નરમ, નમ્ર કદી કોઇએ જોઇ ન હતી. બિંદુએ ભાગીરથીને પગે લાગી કહ્યું, "નહિ તમે બ્રાહ્મણની પુત્રી અને વયે મોટી છો. તમે એજ આશિર્વાદ આપો કે અમારી છેવટની યાત્રા થાય. "

ભાગીરથી કંશું કહી ન શકી. બિંદુના મોઢા તરફ જોઇ રડી પડી. તે બોલી " એમ શું બોલો છો ? શું કદી કોઇના માબાપ માંદા નહિ પડતા હોય ? "

બિંદુએ જવાબ ન દીધો. મોઢું ફેરવી આંસુ લુછી થોડી વાર પછી લલિતા તરફ જોઇ તે બોલી, "તમારા પગે પડું છું. જાઉં છું"

લલિતાએ કહ્યું, " બિંદુ તમે જાવ. હું ઘેર રહીશ. સઘળું કામકાજ જોઇશ. કશી ફીકર ચિંતા ન કરશો. "

બિંદુ બોલી નહિ. કોચમેને ગાડી હાંકી.

અન્નપૂર્ણા ભાગીરથીને મોઢેથી આ હકીકત સાંભળી ચકિત થઇ ગઇ. બિંદુ મદનને છોડી કદી બાપને ઘેર ગઇ ન હતી. આજે એક મહિનાથી વધારે દિવસ થયા, પણ મદનને જોવા ન પામી, તેના મનનું દુઃખ અન્નપૂર્ણા સમજી ગઇ.

રાતે મદન પોતાના પિતાની પાસે સુતાં સુતાં ધીરે ધીરે વાતચીત કરી રહયો હતો. દીવાના પ્રકાશમાં અન્નપૂર્ણા કપડાં સીવતી હતી તે એકાએક બોલી ઉઠી. "સો વર્ષની તેની આવરદા હો ! જતી વખતે કહેતી ગઇ કે આ મારી છેવટની મુસાફરી થાય ! અંબા મા ! મારી બિંદુને કુશળ ક્ષેમ મોકલજો ! "

અન્નપૂર્ણાની વાત સાંભળી રામનાથ ઉઠીને બેઠા થઇ બોલ્યા, "જુઓ તમે પહેલાંથી અત્યાર સુધી આ બાબતમાં જરાયે ઠીક નથી કર્યું. મારી બિંદુને તમારામાંથી કોઇ ઓળખી શક્યું નથી. "

"તેપણ મારી પાસે એકવાર ન આવી. "બહેન!" કહીને ન બોલી. મદનને યે બળજોરીથી લઇ જઇ શકતે. તે પણ ન કર્યું. તે દિવસે દિવસભર કામ કરી રાતે ઘેર આવતાં કેટલી સારી માઠી વાતો સાંભળતા ! "

"મારી બિંદુને હુંજ સારી રીતે સમજું છું. તમે જ્યારે માફ નથી કરી શકતા, તો મોટા શા માટે થયા? તે નાની તમે મોટા છો એ કેમ ભૂલી ગયા? તારા જેવો શિવનાથ છે, તમે બંનેએ મળી મારી બિંદુનો જીવ લીધો."

અન્નપૂર્ણાની આંખમાંથી આંસુ સરવા લાગ્યા.

મદને કહ્યું, "બાપુ! બિંદુ મા પાછા ન આવવા કેમ કહી ગયા?"

અન્નપૂર્ણાએ આંસુ લુછી પૂછયું, "તારે તેમની પાસે જવું છે?

"ના."

"કેમ ના? તે તારા દાદાને ત્યાં ગઇ છે. તું પણ કાલે જા."

મદન ચુપ રહ્યો. રામનાથે પૂછયું, "કેમ જવું છેને?"

મદને તકીઆમાં મોઢું છુપાવી કહ્યું, "ના."

થોડી રાત રહે ત્યારથીજ રામનાથ નોકરીપર જવાની તૈયારી કરતા હતા. અને હુક્કો પીતા હતા.

અન્નપૂર્ણાએ કહ્યું, "મોડું થઇ જશે—"

રામનાથે હુક્કો મૂકી દઇ કહ્યું, "આજે મારે મન કહ્યું કરતું નથી. રાતે મને સ્વપ્નું આવ્યું હતું. જાણે બિંદુ આવીને બારણે ઉભી હતી. અંબાબા! અંબાબા!"

આમ કહી નોકરી પર ગયા.

સવારથી ઉદાસ બનીને અન્નપૂર્ણા રસોઇના કામમાં લાગી હતી. તે વખતે શિવનાથને ત્યાંથી નોકરે આવી ખબર આપી. ભાઇ કાલે સાસરે ગયા છે. બિંદુની તબીયત બહુ ભયંકર છે."

સ્વામીના સ્વપ્નને યાદ કરી અન્નપૂર્ણાનું હૃદય કંપી ઉઠયું. તેણે પૂછયું, "શું થયું છે ?"

નોકરે કહ્યું, "તે હું નથી જાણતો પણ એટલું સાંભળયું છે કે વારંવાર બેહોશ થઇ જાય છે. અને નબળાઇ બહુ છે."

સાંજે નોકરીથી ઘેર આવી શામનાથે બધી વાત જાણી. તે રડીને બોલ્યા—"હા ! હું સોનાની પ્રતિમા ઘેર લાવ્યો હતો ! તેને તમે જળમાં વહેવડાવી દીધી. હું હમણાં ત્યાં જઇશ."

દુઃખ અને આત્મગ્લાનિથી અન્નપૂર્ણાની છાતી જાણે ફાટી રહી હતી. મદનથી પણ વધારે તે પોતાની દેરાણીને ચહાતી. પોતાની આંખ પાલવ વડે લુછીને સ્વામીના પગ તે વડે લુછ્યા. અને બહુ હઠ કરીને જળપાન કરાવ્યું. પોતે અંધારામાં વરંડામાં જઇ બેઠી, અને ભુતકાળને જોવા લાગી, વિચારવા લાગી. થોડીવારમાં શિવનાથનો અવાજ સંભળાયો. અન્નપૂર્ણા મહામુસીબતે જીવ ઠેકાણે રાખી હૈયું કઠણ કરી બંને કાને હાથ રાખી બેસી રહી. અશુભ સમાચારની આશંકાથી તેની બુરી અવસ્થા થઇ ગઇ.

રસોડામાં અંધકાર જોઇ બીજી તરફ શિવનાથ ગયા. ત્યાં અંધારામાં અન્નપૂર્ણાને જોઇ ઝુકા અવાજે કહ્યું, "ભાભી ! તેં સાંભળ્યું નથી કે—"

અન્નપૂર્ણા માથું ઉંચુ કરી ન શકી. તેનું હૈયું જાણે

રહ્યું. શિવનાથે કહ્યું, "એકવાર મદન ત્યાં જાય તે ઠીક. તેને ત્યાં મોકલવાની જરૂર છે. મને લાગે છે કે તેનો અંતકાળ નજીક છે."

રામનાથ પાગલની પેઠે ત્યાં દોડી આવી બોલ્યા, "એમ નહિ બની શકે. મેં જાણતાં અજાણતાં કોઇને દુઃખ આપ્યું નથી. મારે ઘરડેઘડપણ ભગવાન મને આવો દંડ નહિ કરે !"

શિવનાથ ચુપ રહ્યા. રામનાથે કહ્યું, "મને બધી વાત ખુલાસાવાર કહો. હું એને તેડી લાવીશ. તમે ગભરાશો નહિ. ગાડી સાથે છે કે ?

"મોટાભાઇ ! હું ગભરાતો નથી. મારા કરતાં તમે વધારે વ્યગ્ર થઇ રહ્યા છો."

રામનાથ અન્નપૂર્ણા તરફ જોઇ બોલ્યા, "ઉઠો ! ચાલો મ—"

શિવનાથે કહ્યું, "રાત વીતી જવા દો."

"ના, ના. એ નહિ બને. તું ગભરાઇશ નહિ. ગાડી હોય, તો બોલાવો, નહિ તો હું ચાલતો આવીશ."

શિવનાથે વધારે કશું ન કહેતાં ગાડી બોલાવી; અને ચારે જણે બેસી તરતજ ગાડી હંકાવી.

ગાડીમાં બેઠા પછી રામનાથે પૂછ્યું. "શું થયું હતું ?"

"હું તો ત્યાં હતો નહિ, તેથી મને બરાબર ખબર નથી. ત્રણ ચાર દિવસ પહેલાં બહુ તાવ આવવાનું અને વારંવાર મગજ

આવવાનું સાંભળ્યું હતું. ત્યાંથી અત્યાર સુધી કોઇ તેને દવા કે દુધનો છાંટો પીવડાવી શક્યું નથી. શું થયું છે તે કહી શકાતું નથી, પણ હવે બચવાની જરાયે આશા નથી."

"નથી કેમ ? ઘણી આશા છે. મારી બેટી જીવતી રહેશે. શિવનાથ ! ઘરડેઘડપણ ભગવાન મારે મોઢે જુઠું નહિ બોલાવે. હું આજ સુધી જુઠું બોલ્યો નથી—"

શિવનાથે તેજ વખતે મોટાભાઇના પગે પડી ચરણસ્પર્શ કર્યો. પછી ચુપચાપ બેસી રહ્યો.

(૯)

બિંદુ કયારથી પોતાનો નાશ કરી રહી હતી તે કોઇ જાણી શક્યું નહિ. બાપને ઘેર આવતાંજ તાવ ચઢયો. બીજે દિવસે બે ત્રણ મૂરછી આવી, તે ઘણા ઉપાય લેવા છતાં વળતી ન દેખાઇ. મહામહેનતે બિંદુ હોશમાં આવી, ત્યારે નાડી બેસી ગઇ હતી. ખબર મળતા શિવનાથ આવ્યો. બિંદુ સ્વામીને પગે તો લાગી. પણ દાંત ન ખોલ્યા. સેંકડો વિનય અને અનુનયને નહિ ગણકારતાં જેમની તેમ પડી રહી. છાંટો સરખોયે દુધ ન પીધું.

શિવનાથે હતાશ થઇને કહ્યું, "શા માટે આપઘાત કરે છે ?"

બિંદુની આંખના ખુણામાંથી આંસુ વહેવા લાગ્યા. થોડી વાર પછી ધીરે ધીરે તે બોલી, "જે કંઇ મારૂં છે તે સઘળું મદનનું છે. માત્ર બે હજાર રૂપીઆ રમણને આપજો. અને તેને સારી પેઠે ભણાવજો. મારા મદનભર તેને વ્હાલ છે."

શિવનાથે મહામહેનતે રડતું રોક્યું.

ઇશારાથી તેમને વધારે નજીક બોલાવી બિંદુ બોલી, "જૂઓ મહન વિના મારી ક્રિયા કર્મ કોઇ ન કરે."

આ ધક્કો પણ સંભાળી શિવનાથે બિંદુના કાન પાસે મોઢું લઇ જઇ કહ્યું, "કોઇને મળવું છે?"

બિંદુએ માથું હલાવી કહ્યું, "ના રહેવા દો."

બિંદુની માતાએ એકવાર ફરીથી દવા પીવડાવવાનો પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ! બિંદુ દાંત બંધ કરીને પડી રહી.

શિવનાથ ઉઠીને ઉભા થઇ ગયા. અને બોલ્યા, "એમ નહિ બને. તમે મારૂં કહ્યું સાંભળતા નથી, તેથી જેની વાત ટાળી નહિ શકો તેને તેડવા હું જાઉં છું. એટલુંજ કે પાછા ફરતાં હું તમને જોઇ શકું."

આમ કહી શિવનાથ આંખ લુછતાં બહાર ગયા. અને મોટા-ભાઇ પાસે ગયા.

તે રાતે બિંદુ શાંત રીતે ઉંઘી.

* * * * *

સૂર્યોદય થયો હતો. શિવનાથે બિંદુના ઓરડામાં જઇને દીવો બુઝાવી સામેની બારી ઉઘાડી. બિંદુની આંખ ઉઘડી ગઇ. આંખ ખોલતાંજ પ્રાતઃકાળના સોનેરી પ્રકાશમાં સ્વામીના દર્શન કરી સ્હેજ હસતાં પૂછ્યું, "ક્યારે આવ્યા?"

"હમણાંજ. મોટાભાઇ પાગલની પેઠે રડી રહ્યા છે."

"તે હું જાણતી હતીજ. તેમની ચરણરજ લાવ્યા છો ?"

"તે જાતે પોતે અહીં આવ્યા છે. બારણે હુક્કો પીતા બેઠા છે. ભાભી હાથ પગ ધોય છે. મદન ગાડીપર સુઇ ગયો હતો. ઉઠાડીને હમણાંજ ઉપર સુવાડી આવ્યો છું. તેને ઉઠાડી લાવું ?"

બિંદુએ થોડીવાર સુધી સ્થિર રહી કહ્યું, "ના. હમણાં ઉંઘવા દો." ધીરે ધીરે પાંસુ બદલી બીજી બાજુ મોઢું કરી પડી રહી.

અન્નપૂર્ણા ઓરડામાં દાખલ થતાંજ તેના ઉશિકા પર જઇને બેસી ગઇ. અને માથે હાથ ફેરવવા લાગી. અન્નપૂર્ણાનો હાથ લાગતાંજ બિંદુ ચમકી ઉઠી. મિનિટભરના પોતાના આવેશને સંભાળી પૂછયું, "દવા કેમ પીતી નથી ? મરવા માટે ?"

બિંદુએ જવાબ ન દીધો.

અન્નપૂર્ણાએ તેના કાનપર મોઢું રાખી કહ્યું, "મારી છાતી ફાટી જાય છે. તે તને ખબર છે ?"

"બધુંયે સમજું છું, બ્હેન !"

"તો આ બાજુ મોઢું ફેરવ. તારા ભાઇજી પોતે તને ઘેર તેડી જવા આવ્યા છે. તારો મદન રડી રડીને સુતો છે. મારી વાત સાંભળ. આ બાજુ જો."

બિંદુએ તોપણ મોઢું ફેરવ્યું નહિ તે બોલી "ના, બ્હેન ! પહેલાં—"

"કહું તો ખરું કે એકવાર પાછી ઘેર ચાલ, બસ."

આ વખતે રામનાથ બારણામાં આવી ઉભા રહ્યા. અન્નપૂર્ણાએ બિંદુને માથે મોઢે ચાદર ઓઢાડી. રામનાથ પળભર માથાથી તે પગ સુધી ઢંકાએલી પોતાની પ્રાણથીયે પ્યારી બિંદુને જોઇ આંસુ રોકી બોલ્યા, "ઘેર ચાલો! હું તમને તેડવા આવ્યો છું."

રામનાથનું સુકકું કરમાઇ ગએલું મોઢું જોઇ બધાંની આંખમાં આંસુ ભરાયાં.

થોડીવાર ચુપ રહી રામનાથ ફરીથી બોલ્યા, "જ્યારે તું નાની હતી, તે વખતે એક દિવસ મારા ઘરની લક્ષ્મીને સુવર્ણ પ્રતિમાને—અહીંથી લઇ ગયો હતો. તે વખતે સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે ફરી લેવા આવવું પડશે. તો સાંભળો! આવ્યો છું તો કાં તો લઇને જઇશ, અથવા તો ફરી એ ઘરમાં પગ નહિ મકું. તું જાણે તો છે કે હું જુઠું નથી બોલતો."

રામનાથ બહાર ચાલ્યા ગયા. બિંદુએ દિવાલ તરફથી મોઢું ફેરવી અન્નપૂર્ણાને કહ્યું, "શું ખાવાને આપો છો બ્હેન! મદનને મારી પાસે સુવડાવી તમે બધા બહાર વિશ્રામ લો. હવે કશો ડર નથી. હું નહિ મરૂં."

[ ૧૩ ]

# આ શું ? આ શું ?

ઈ. સ. ૧૯૧૯ ના સાલની વાત. તે વખતે હું બી. એ. ના ક્લાસમાં અભ્યાસ કરતો હતો. જ્યારે હું મેટ્રિકમાં હતો, ત્યારે મારા લગ્ન થયા હતા, લગ્ન થયાં ને આટલો બધો વખત વીતી ગયો હતો, છતાં એક પણ વખત સાસરે જવા પામ્યો ન હતો. વાચક કહેશે કે તેડાવે નહિ એટલે શેના જાય ? પણ ખરી રીતે તેમ નથી. સર અવસરે મને નિમંત્રણ મળતું, પણ કંઇ ને કંઇ અડચણ નડવાથી હું જઇ શકતો નહિ. પહેલે વર્ષે પ્લેગને લીધે મારી માતાએ મને જવા ન દીધો. બીજે વર્ષે મારી પ્રકૃતિ અસ્વસ્થ હતી. આ વખતે દિવાળીના તહેવારો આવી પહોંચ્યા હતા. કોઇ રોગ કે બિમારી ફાટી નીકળવાનો સંભવ ન હતો. મારી આશા લતાને જરૂર ફળ આવશે એમ હું માનતો, અને હવાઈ કિલ્લા ઘડતો, મારા સસરાના નિમંત્રણની કાગને ડોળે રાહ જોતો હતો. સ્ટેશન ઉપર જઇને ટાઇમ ટેબલ પણ લઇ આવ્યો. અને મારા અભ્યાસનું પુસ્તક કે ગીતા હોય તેમ તેનું અધ્યયન કરવા મંડી ગયો ! રાત દિવસ મારી નજર તેના ઉપર જ રહી જતી. મારા મિત્રો મારી મીઠી મશ્કરી કરતા. "કેમ બકુલ ? આ દિવાળીના દિવસો આવી પહોંચ્યા છે. સાસરેથી તેડું આવ્યું કે નહિ ?"

બીજો મિત્ર કહેતો, "કેમ ! તમારો કંઇ સાથે જવાનો વિચાર થયો છે કે શું ? માડીવાળજો મારા ભાઇ ! એ ભાઇ ક્યારે જાય છે ? એમને તેડાવવાનું જ નહિ હોય !"

આ વખતે મને નિમંત્રણ હજી સુધી નહિ મળવાથી હું મારા સસરા ઉપર બહુ ગુસ્સે થઇ ગયો ! બીજા મિત્રો મને બાળવા પોતે કેવી મઝા કરી હતી તેના રિપૉર્ટ આપતાં, તેમની વાતો સાંભળી હું બળીને ખાક થઇ જતો. અને છાનો છાનો એક નિઃશ્વાસ મૂકતો. મારા ટેબલ ઉપર ટાઇમટેબલ જોઇ લલિતે કહ્યું, "ના, ના, તેડું તો આવ્યું હશેજ ! ટાઇમટેબલ લઇ કયે વખતે જવું તેનો નિર્ણય કરી રહ્યા છે !" હસતાં હસતાં મારા ક્રોધ વચ્ચે મને મૂકી તે બધા ચાલી જતા !

કૉલેજમાં રજા પડવાને હવે એક બે દિવસની જ વાર હતી. હજી સુધી પત્ર ન હતો. હવે મેં નિરાશા પૂર્ણપણે અનુભવી. ટપાલવાળો આવ્યો. મારા હાથમાં પત્રો મૂક્યા. ટપાલમાં વિશેષ કાંઇ ન હતું. "ગૃહજીવન" નો અંક, એક પરબીડીઉં અને એએક માસિકના તંત્રીના કાર્ડ હતા. પરબીડીઆ ઉપર ટપાલની છાપ જોઇ ! મારૂં હૃદય આનંદથી નાચી ઉઠ્યું. મેં તરત ટપાલીને બેઆની આપી દીધી ! ઉતાવળથી પરબીડીઉં ફોડયું. કાગળ ઉકેલતાં શી અધીરાઇ ! હૃદયમાં શી ધમાલ ? કાગળ ઉકેલ્યો. વાંચ્યો. વાંચતાં બસ આનંદ ! હવે બાકીની ટપાલમાં શું હતું તે જાણવાની મને ઇચ્છા રહી ન હતી !

હવે મારી વિચાર માળા પૂર જોરમાં ચકાશી. કયી ટ્રેનમાં જવું તેનો નિર્ણય કરતાં મને અડધો કલાક લાગ્યો ! છેવટે રાતની

છેલ્લી ટ્રેન જે પોણાદશે ઉપડતી હતી, તેમાં નીકળવા નિશ્ચય કરી દીધો. અને મારા આવવા સંબંધી તરત એક તાર મૂકી દીધો ! હવે મેં મુસાફરીનો પ્રોગ્રામ ઘડી કાઢયો.

રખે ચૂકી જવાશે એ ભયે ટ્રેનપર હું વહેલો પહોંચ્યો હતો. ટ્રેનની વાટ જોતાં એક એક પળ યુગ સમાન લાગવા માંડી. વખત જવો મહા કઠણ થઇ પડયો. આમ તેમ નજર ફેંકવા માંડી. તમે મારી વિહ્વળતા જોઇ હોત ? એક સદ્‌ગૃહસ્થ બાંક ઉપર સાથે જ બેઠા હતા. વખત વીતાડવા તેમની સાથે વાતના ઝપાટે ચઢયો. તેમના મળતાવડા, હસમુખા સ્વભાવથી મિત્ર જેવા થઇ ગયા. મેં તેમને મારી સાથે આવવા નિમંત્ર્યા. તેમણે હા પાડી. તેમને કશું અગત્યનું કામ ન હતું. માત્ર સહેલ કરવા નીકળ્યા હતા, તેથી અમે ત્યાં જવામાં વાંધો ન હતો.

ટીકીટ શરૂ થઇ. બંને જણે ટીકીટ કઢાવી. ગાડી આવી. બંને જણ ગાડીમાં બેસી ગયા. ગાડીમાં જેમ તેમ કરતાં વખત વીતાડયો. પણ તેટલા વખતમાં હું તે યુવક સાથે બહુ હળી ગયો. તેનું નામ હતું ઇંદુકર. તે પુષ્કળ ઠેકાણે પ્રવાસ કરી આવ્યાનું કહેતો હતો. તેના પ્રવાસનું રસભર વર્ણન મંત્ર મુગ્ધ બની સાંભળતાં મેં કહ્યું, “ત્યારે તમે ખૂબ ખુબ રખડયા હો ! આ ગામથી પેલે ગામ એમ ફરવામાં અનુભવ પણ ઠીક મળ્યો હશે ? મને તો બહાર ફરવાનું ભાગ્યે જ મળ્યું છે.”

“પરંતુ જો તમારી પેઠે કુટુંબથી ઘેરાએલો અને નોકરીમાં રહેત—ન છોડત—તો દેશદર્શનનો અણમોલો લાભ મને શી રીતે મળતે ?”

"શું ત્યારે પહેલાં તમે નોકરીમાં હતા કે?"

"હા."

"તમે શા માટે તે છોડી દીધી?"

"એ તો તમેયે ક્યાં જાણતા નથી કે રોલેટ બીલની વિરૂદ્ધની ચળવળ પ્રસંગે સરકારની જમાની નીતિથી છંછેડાઈ મગજની સમતોલતા ગુમાવી કેટલાક ઉછાંછળા માણસોએ પશુબળ વાપર્યું. અમારા અમદાવાદમાં પણ બહુ તોફાન થયા. તેમાં મારા સાહેબને મારા માટે વહેમ પડવાથી હું નિર્દોષ હોવા છતાં મારે નોકરી છોડવી પડી–પાણીચું મળ્યું. મારૂં મન વ્યગ્ર થઈ ગયું. અમદાવાદમાં રહેવું, ફરવું, ખાવું પીવું મને મુશ્કેલ થઇ પડયું. મારૂં મન ડંખવા લાગ્યું. કાગનો વાઘ કરવાનું પરમેશ્વરના સિપાઇઓને સારી પેઠે આવડે છે! તેથી જો તેમની આંખ તળે રહીશ, તો ક્યાંક વધારે સપડાઇશ એ ભયે હું નીકળી પડયો, અને અમદાવાદને રામ રામ કર્યાં." કહેતાં કહેતાં તે મારા ઉપર એક પ્રકારની દ્રષ્ટિ ફેંકી રહ્યો હતો.

"તમે નિર્દોષ છતાંયે સપડાયા? ખરેખર! મહા આપત્તિ કાળ છે?" મેં તેમના દુઃખમાં ભાગ લેતાં કહ્યું.

"મને જે સંકટો પડયા તે માથાના વાઢનાર દુશ્મનને માથે પણ પ્રભુ ન નાંખે! ભાઇ! તમે પણ એમ ફસાઈ ન જાઓ, તેની સાવચેતી રાખજો!"

ઉતરવાનું સ્ટેશન આવી પહોંચ્યું. હવે સાસરે જવાના આનંદમાં તલ્લીન બનવાથી હું બધુંયે ભૂલી ગયો, કોઇ તેડવા આવ્યું ન જોઈ હું ખીજવાયો. આનંદ કમી થયો. વળી ટ્રેનમાં

વાત પણ તેવી જ સાંભળી હતી. ગાડીવાળાને બોલાવી મારા સાસરાનું ઠેકાણું આપી દોડાવવા કહ્યું. ગાડીમાં કોઇ કશું બોલ્યું નહિ, હું તો મુંઝાપુંઝા થઇ રહ્યો હતો, તેથી કશું જોઇ શક્યો નહિ—સમજી શક્યો નહિ. ઇંદુકર શું કરી રહ્યો હતો, શું વિચાર કરતો હતો તે જોવાની કે જાણવાની મને જરૂર જણાઇ નહિ, મને ભાન ન રહ્યું. ગાડી આવી. બારણે ઉભી રહી. મારા સસરા કંઇ કામ પ્રસંગે બહાર ગયા હોવાથી ઘરમાં મારી પત્ની, તેની મોટી બ્હેન અને દાસી એટલા જ હતા. મને આવ્યો જોઈ તેમને બહુ આનંદ થયો. મારી પત્નીના મનોભાવ જોવા મેં નજર ફેંકી, પણ જોઇ શક્યો નહિ. તે ત્યાં ન હતી. થોડીવાર બેઠા પછી મને સ્નાન માટે તેડું થયું. બેગમાંથી ધોતીઉં બહાર કાઢવા મેં બહાર કાઢયું. ઉતાવળમાં હું ચાલ્યો ગયો. બેગ બંધ કરી કે નહિ, બધું અંદર મૂકયું કે નહિ તેની મને ખબર ન રહી.

સ્નાન કરીને મેં જયારે દિવાનખાનામાં પગ મૂકયો, ત્યારે ઇંદુકરે કહ્યું, "મી. બકુલકુમાર! તમે મારા કેદી છો! તમારા જેવા સુશિક્ષિત અને શાંત યુવક પણ આવા ઉદ્ધત લોકો સાથે "એનાર્કિઝમ"માં ભળેલા છે, તે જાણી હું બહુ દિલગીર થયો છું. મારે તમને અત્યારે જ પકડવા જોઇએ."

આ અણુચિંતવ્યો ધડાકો સાંભળી મને લાગ્યું કે "આ શું?" હું શું સાંભળું છું? મને રાજદ્રોહી ઠરાવે એવું એક પણ કામ મેં કર્યું ન હતું. કૉલેજીઅનો સાધારણ રીતે ડિબેટિંગમાં રાજકિય, સામાજીક અને નૈતિક વિષયોપર બહુ ગરમા ગરમ તકરાર છે, પણ મેં ડિબેટિંગમાં કદી ભાગ લીધો હોય એવું મને સાંભરતું

નથી. હા મને લખવાનો શોખ છે ખરો, પણ મેં કદી પણ રાજ-કિય વિષયોપર લખ્યું નથી. મને બીજા વિષયો કરતાં જોરાવર પ્લોટવાળી કાવત્રાઓ વાળી તેમજ છુપા ભેદ ભરમો વાળી અને ડિટેક્ટીવ વાર્તા લખવાનો તેમજ વાંચવાનો બહુ શોખ હતો. કૉલેજ મેગેઝીનમાં પણ હું લખતો. મેં કહ્યું, "મને લાગે છે કે તમે કાંઇ ભૂલમાંજ—"

"મારી કાંઇ ભૂલ થતી નથી. હું એક ક્ષણમાં જ તમારી ભૂલ ભાંગીશ."

"ઇંદુકર! તમે શું કહેવા માંગો છો તે—"

"સમજાશે, સમજાશે, હવે બહુવાર નહિ લાગે. હું ઇંદુકર નહિ, પણ આ કાગળની સહાય વડે તમને પકડનાર ડીટેકટીવ—"

"ડીટેકટીવ! હું બહુ જ ગુંચવાયો. તેણે મને વાંચવા આપેલો કાગળ જોતાં હું વધારે મુંઝાયો. તેના હાથે આ કાગળ ક્યાંથી ચઢયો તે વધારે ગુંચવી રહ્યું હતું, "મી. ઇંદુકર! તમે મારી સાથે મિત્રતા બતાવી એક ખોટા આરોપ માટે આવી રીતે—"

"ખોટા આરોપ? નહિ. આ પત્રજ બતાવે છે કે તમે બધા કારસ્થાનમાં પહેલાંથી આગેવાની લીધી છે. તમે નામ બદલવામાં બહુ ડહાપણ વાપર્યું છે, પણ અમારાથી કશું છુપું નહિ રહે!"

પોતાની બહાદુરીના બણગા ફુંકતો હતો અને મને પકડવાની તૈયારી કરતો હતો તેટલામાં મારી પત્ની ખુલ્લે મોઢે છુટા વાળે હાથમાં રિવાલ્વર લઇ વીસમીસદીની મહિષાસુરમર્દિનીના અવતાર જેવા ઇંદુકર સામુ તાકતી ઉભી રહી. હું આ શું જોઇ રહ્યો હતો? ઇંદુકર પણ કશું સમજ્યો નહિ. તે પણ પોતાના મનમાં એજ

વિચારી રહ્યો હતો. તે દિગ્મૂઢ બની ગયો હતો. વિલસુએ હુકમ કરતી ઢબે કહ્યું, " તે કાગળ આપો."

ઇંદુકરને શરીરે પાણી પાણી થઇ ગયું. તે પુતળાની પેઠે મારી પત્ની સામું જોઇ રહ્યો. આ જ વખતે મારા સસરા બહારથી આવી ચઢયા. તે ચમકીને વિચારમાં પડયા કે " આ શું ? " વિલસુ ફરીથી આજ્ઞાદર્શક મક્કમ અવાજે બોલી, " ચલાવ. જલદી કર. કાગળ આપ. માફી માંગ. બોલ, જલદી કર, નહિ તો હમણાં " શૂટ " કરૂં છું " હુકમ ઉપરાછાપરી છુટયા.

ઇંદુકર એક નવો છતાં બાહોશ ડીટેકટીવ હતો. આજના બનાવે તે બહુ ગુંચવાયો. એક હિંદુ સ્ત્રીમાં આટલી બહાદુરી અને તે પણ આવા પ્રસંગે ! રણશૂરી વીરાંગનાના જમાના વહી ગયા હતા એમ તે માનતો હતો. હવે તો બિલાડીથીયે ભડકે એવી સ્ત્રીઓ તેણે જોઇ હતી. તેથી તે બહુ ગુંચવાયો. તેણે ગભરાતાં ગભરાતાં કહ્યું, " મારી ભૂલ થઈ છે. બકુલકુમાર નિર્દોષ છે ! હું તેમની માફી માગું છું. હું આગળ પગલાં નહિ લઈ તેની પણ ખાત્રી આપું છું."

ઇંદુકરે માફી પત્ર લખી આપ્યું. મારી પત્ની પંને પત્ર લઇ રૂવાબમાં ને રૂવાબમાં ચાલી ગઇ. ઇંદુકરનો ચહેરો ઉતરી ગયો હતો. હું મારૂં દેહભાન ભૂલી ગયો હતો. તે ક્યારે ચાલ્યો ગયો તેની મને ખબર ન રહી મારા સસરાજી બારણું ઉભા ઉભા વિચારતા હતા કે " આ શું ! "

×   ×   ×   ×

જ્યારે આંખ મેં ખોલી, ત્યારે તે મને એક [illegible] થઈ.

માથું નીચું કરી પગના નખ વડે ભોંય ખોતરવા લાગી. મારા મનમાંયે તે બની ગયેલા બનાવે બહુ અસર કરી હતી. બંનેમાંથી કોણ બોલે? અહીં હું બોલું કે એ બોલાવશે? નો પ્રયોગ શરૂ થયો. તેના મનમાં હતું કે હું પહેલો બોલીશ અને મારા મનમાં કે તે બોલશે. કેટલીવાર આ મુંગો નાટક ભજવાયો તે કહી શકાય તેમ નથી. અંતે હું બોલ્યો, "કેમ વીરાંગના? તે વખતે તો બહુ બહાદુરી કરી અને હવે આ શરમ શાથી?"

એક મુગ્ધા નવોઢા તે શાથી સમજાવી શકે? કોઈ ઉકેલશો? હૃદય તો નાચી રહ્યું હતું, છતાં એક શબ્દ પણ ન નીકળ્યો. હું યે નવયુવક હતો. વાર્તા અને નવલકથામાં આવા ઘણાયે પ્રસંગો વાંચ્યા હતા. કોયડાના ઉકેલ પણ જોયા હતા, પણ જ્યારે મારા પોતાના સંબંધમાં આવો પ્રસંગ ઉભો થયો ત્યારે કશુંયે ન સૂઝયું. ભલા વાંચક! આ શું?

આ મીઠી મુંઝવણનો અંત કેમ આવ્યો તે મને ન પૂછશો. જીવનના એ અણમોલા પ્રસંગ કદી શબ્દોમાં વર્ણવી શકાયા છે? અમારા ઉકેલમાં ઓર મિઠાશ અને ઓર આનંદ હતો. કારણ કે મેં લખવા માંડેલા ભેદ ભરમ અને કારસ્થાનથી ભરપુર કથાનું એક પાનું ઇંદુકરના હાથે ચઢી જવાથી મને રાજ્યને ઉથલાવી નાખનાર કાવતરા ખોરની ટોળીમાં ભળેલો સમજી ખોટા ગુન્હા માટે પકડયો હતો, ત્યારે છોકરાને રમવાની ખોટી રિવોલ્વરના સુક્કા દમ વડેજ મારી વિલાસુએ મારો બચાવ કર્યો હતો!

## (૧૪)

# કર્તવ્યની યજ્ઞ વેદી પર

## (૧)

મગનભાઇ કણબી હતા. ઘેર ખેતીવાડી હતી, પણ બાળપણથીજ વિદ્યાભ્યાસ પર ધ્યાન ખેંચાયું હતું, તે એક વ્યસન થઇ પડયું હતું. ભણવામાં ખુબ ચિત્ત જોઇને રધા પટેલે અક્કલ વાપરી તેને ખેતીવાડીમાં ન રોકતાં જાડું ખાઇ, જાડું પહેરી, સખત મહેનત કરી પોતે મગનભાઇને તકલીફ આપવા ન દેતા. તેને રામાયણ વાંચતો જોઇ રધા પટેલનો આનંદ કેમે કર્યો સમાતો નહિ. ગામના લોક જ્યારે તેની પાસે કાગળપત્ર અને કૉર્ટને લગતા ખતપત્રો વંચાવવા આવતા, ત્યારે ગર્વથી પટેલનું માથું ઉંચું થતું. પાસ નાપાસથી મગનભાઇ કરતાં તેમને વધારે આનદ અને શોક થતો. તેને મળેલા ઇનામો જોઇને તો જાણે તેમને સ્વર્ગ મળ્યું! મગનભાઇનો ઉત્સાહ આથી ધીમે ધીમે વધતો ગયો, અને મેટ્રિકયુલેશનની પરીક્ષામાં પાસ પણ થઇ ગયા. રધા પટેલ સમજ્યા હવે ફળ ચાખવાનો દિ આવ્યો, પણ જ્યારે તેમણે જાણ્યું કે કેળવણીનો આ અંત નથી, પણ ખરો પ્રારંભ છે, ત્યારે જુસ્સો નરમ પડી ગયો; પણ મગનભાઇ મુશ્કેલીઓથી ન ડરતાં દ્રઢ સંકલ્પ કરીને કૉલેજમાં દાખલ થયા. રધા પટેલે હારીને મુંગા રહેવું પસંદ કર્યું—કરવું પડયું. મૂળે ખેતીના મહેનતવાળા ધંધો, અને અવસ્થા થવા આવેલી એટલે

તેમનાથી કામપર બરાબર ધ્યાન ન દેવાતું. ધીમે ધીમે ઉપજ ઓછી થતી જતી હતી. છતાંયે મગનભાઈના અભ્યાસ માટે તો ગમે તેમ કરી વ્યવસ્થા કરતા. ધીમે ધીમે બધી જમીન ગીરો મૂકવી પડી. જ્યારે મગનભાઇ એમ. એ. પાસ થયા, ત્યારે તસુ ભાર પણ જમીન બચી ન હતી. સારા નસીબે મગનભાઇ પહેલા નંબરે પાસ થયા હતા, તેથી ડેપ્યુટિ મેજીસ્ટ્રેટની નોકરી તરત મળી ગઇ. રૂઘા પટેલે જ્યારે આ સમાચાર જાણ્યા, ત્યારે આનંદથી ગાંડાની પેઠે દોડતા મંદિરે જઇ ઠાકોરજીની પાસે આળોટી પડ્યા.

(૨)

મગનભાઇ વિદ્વાન હતા એટલુંજ નહિ, પણ સાથે ચારિત્ર્યવાન પણ હતા. નિઃસ્પૃહી, સ્પષ્ટવાદી, દયાળુ, અને ગંભીર. ન્યાયને તે દ્રઢભાવથી પૂજતા. ન્યાયપંથથી જરાયે હઠતા નહિ. પ્રજા તેનાથી દબાએલી રહેતી, પણ ચહાતી. અધિકારી વર્ગ તેનું સન્માન કરતો, પણ મનમાં શંકાશીલ રહેતો.

નીતિશાસ્ત્રનો તેમણે સારો અભ્યાસ કર્યો હતો. તેમને તે વાંચવું બહુ ગમતું. કાયદો પોતાનો અમલદાર છે એમ તે સમજતા. અધિકારીઓને ખુશ રાખવા પ્રયત્ન કરતા, પણ જ્યારે કાયદા વિરૂદ્ધ હુકમ થતો, ત્યારે માનતા નહિ.

નોકરી કરતાં પાંચ વર્ષ વીતી ગયા હતા. ત્યાંના જાગીરદારને ત્યાં ધાડ પડી. પોલિસને કેટલાક માણસ ઉપર વહેમ આવ્યો. કેટલાયે પકડાયા. જુઠા સાક્ષીઓ બનાવાયા, અને કેસ ચાલુ થયો. ગરીબ બિચારા ખેડુતો! તેઓ નિર્દોષ હતા. તેથી ચારે બાજુ હોહાકાર થઇ રહ્યો. કેટલાક ખેડુતો કલેકટર સાહેબ પાસે જઇને રડ્યા. કલેકટર

સાહેબને જાગીરદાર સાથે મિત્રતા હતી. વર્ષમાં બેચારવાર ઉજાણીએ ઉપડતા, શિકારે જતા, અને તેમની મોટર અને ફેટિનમાં બેસી ફરવા જતા, ધમકાવીને તેમણે બધાને પાછા કાઢયા; અને મગનભાઇને પોતાને બંગલે બોલાવી આરોપીઓને સજા કરવા સૂચના આપી. તેમને ભય લાગ્યો કે તેમ નહિ થાય તો બળવો થશે! પણ મગનભાઈને ખબર પડી ગઇ કે સાક્ષીઓ ખોટા ઉભા કરેલા છે, અને આરોપીઓ નિર્દોષ છે, તેથી તેમણે તેમને છોડી મૂક્યા. કલેક્ટર છંછેડાયા. રિપોર્ટ થયો. અને મગનભાઇને બદલીનો હુકમ મળ્યો.

બીજીવાર પણ એવું બન્યું. ગામની નિશાળોમાં હલકી ન્યાતના છોકરાઓને દાખલ કરવામાં ન આવતા. આ સંબંધમાં માસ્તરોનો જેટલો વિરોધ હતો, તેથી વધારે હતો ગામના લોકનો. મગનભાઇએ જ્યારે આ વાત સાંભળી, ત્યારે માસ્ટરોને ધમકી આપી, અને કેટલાક માણસો ઉપર કેસ માંડયો. ત્યાંના જાગીરદારે આ જોયું, ત્યારે તેમનો ક્રોધાગ્નિ સળગી ઉઠયો, નનામા કાગળો અને ફરીઆદો કલેકટર સાહેબ પાસે જવા માંડયા. એક કણબી! ખુંપરખોદીઓ! તે આવી મોટી નોકરીપર! એજ બધાના મનને ખુંચતું. મગનભાઇને હેરાન કરવા નિશાળેથી છોકરા ઉઠાડી લીધા. કેટલીયે નિશાળો બંધ થઇ ગઇ. આથી મગનભાઇ પુરેપુરા બદનામ થઇ ગયા. કલેકટર સાહેબને તેમને ત્યાં રાખવા ઠીક ન લાગ્યા, તેથી બદલી કરી દીધી. સાથે સાથે એક પાયરીપણ ઉતારી દીધી!

આટલા અન્યાયો સહન કરવા છતાંયે મગનભાઈ જેવા કર્તવ્ય પરાયણ અધિકારી આખા જીલ્લામાં કોઇ ન હતા. સ્થાનિક અધિકારીઓ ગમે તેટલા પક્ષપાતી હોય, તેમની નીતિ ગમે તેટલી સંકુ-

ચિત હોય, પણ આખા દેશપર જે અમલ ચાલી રહ્યો છે, તે તો સત્ય અને ન્યાયને આધારેજ છે એવો તેમને અટલ વિશ્વાસ હતો. અંગ્રેજી રાજ્યની બલિહારીના તે વખાણ કર્યા. તેમને ઉંચી નોકરી મળી હતી, તે આજ અમલને લીધે, ગરીબ અને નિરાધારની આ અમલમાંજ રક્ષા થઇ હતી, કેળવણી પણ ઉન્નત દશાએ આ અમલમાંજ પહોંચી, વેપાર પણ આ અમલમાંજ વધ્યો, રાષ્ટ્રિય ભાવના પણ આ અમલમાંજ જાગૃત થએલી એમ તેઓ જોતા, કહેતા, સમજતા, અને માનતા. આ રાજ્યમાં પણ કેટલીક બુરાઇ છે એટલું તો તે માનતા ખરા, પણ મનુષ્યના કામો કદી પણ દોષરહિત થઇ શકતા નથી એમ સમજી છેલ્લા મહાયુદ્ધ વખતે સરકારની મદદ કરવામાં તેમણે કશી કચાશ રાખી નહિ. હજારો " રિક્રુટસ " ની ભરતી કરી. અને લાખો રૂપીઆ લોનમાં ભરાવ્યા. અને લોકોને ઉત્તેજીત કરવા ઠામઠામ ફરતા રહ્યા. સરકારે તેમને રાવબહાદુર બનાવ્યા.

(૩)

મગનભાઇ બાલબચ્ચા સાથે નીકળ્યા હતા. કૉલેજ અને સ્કુલમાં રજા પડી હોવાથી વનમાળી, મનુભાઇ અને નાગરદાસ પણ આવ્યા હતા. વનમાળી મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરતો હતો. મનુભાઇ લો કલાસમાં ભણતો હતો અને નાગરદાસ હાઇસ્કુલમાં હતો. સાંજ પડી હતી. મગનભાઇ કેટલાક જાગીરદાર સાથે તંબુ આગે ઝાડ નીચે ખુરસીપર બેઠા હતા.

એક મુસલમાન ગૃહસ્થે કહ્યું, " હજુર ! હમણાં શિકારની બહુ મઝા છે. "

બીજા ગૃહસ્થ બોલ્યા. "કહો તો જે દિવસ નક્કી કરો, તે દિવસે બેત્રણ વેઠીઆ લઇ આવીએ."

વનમાળીએ પૂછ્યું, "શું હજી તમે વેઠીઆઓ પકડી જાઓ છો ?"

"હાજી. તેમના વગર કામ કેમ ચાલે? પણ હમણાં મારપીટ બહુ કરવી પડે છે."

જાગીરદાર સાહેબ બોલ્યા, "જ્યારથી થોડાક માણસો બસરા જઇ આવ્યા છે ત્યારથી વાત પણ સાંભળવાની પરવા કરતા નથી. આ લડાઇ તો હેરાન હેરાન કરી દેશે."

"તમે મજુરી બહુ ઓછી આપો છોને ?"

"હજુર ! પહેલાં બે આના આપતા હતા, હવે ચાર આના આપવા છતાંયે માર ખાધા વિના કોઇ સાંભળતું જ નથી."

"વાહ ! ચાર આના તો તમે મજુરી આપો છો ! અને ગુલામી કરાવવા માગો છો ? શહેરમાં કોઇ મજુર ચૌદ આના કે રૂપીઆથી ઓછે નહિ મળે."

મુસલમાન ગૃહસ્થે કહ્યું. "હજુર ફરમાવે છે તે સાચું છે, ચાર પૈસામાં તો એકવારની રોટી પણ ન મળે; પણ આહં તો સખીનો રિવાજ પડી ગયો છે. આઠ આના આપીએ તોપણ માર ખાધા વિના તો નજ આવે. હજુર ! જમાનો કેવો ફરી ગયો છે ! નિશાળો બંધ થતી જાય છે, અને મોટી મોટી કૉલેજ પણ તૂટી જવાની તૈયારીમાં છે, એવી વાત સંભળાય છે. આથી તો કેળવણીને બહુ ધક્કો લાગશે."

વનમાળી શું જવાબ દેશે તે ભગનભાઇ જાણતા હતા, તેના

રાજનૈતિક વિચારો તે સારી પેઠે જાણતા હતા. બંને વચ્ચે વાદવિવાદ થતો હતો; પણ તે પોતાનો સ્વતંત્ર મત અહીં પ્રગટ કરે, તેવી તેમની ઇચ્છા ન હોવાથી તેમણેજ કહ્યું.

"હું તો એને ગાંડપણ સમજું છું, ચોકખું ગાંડપણ. એ લોક સમજે છે કે આથી તે આપણી સરકારને હરાવી દેશે. કેટલાક લોક ગામડામાં પંચાયત પણ સ્થાપતા ફરે છે, તેની મતલબ એજ કે અદાલતોની જડ ખોદી નાખવી. પણ કોઇ એ ભલા માણસોને પૂછે કે આ ગામડીઆઓને કાયદા કાનુનની આંટીઘુંટીના શી ખબર! જેની કાયદાને સમજવામાં અને ભણવામાં જીંદગી વહી જાય છે, તેને બદલે આવા ખેડુતો શું કામ કરી શકશે? શાસનનીતિ પરંપરાથી સત્ય અને ન્યાયને આધારે છે, અને જ્યાં સુધી રાજકર્તા કોમ એ ભુલી ન જાય, ત્યાં સુધી તેમની પડતી થવી શકય નથી. સરકારે હંમેશાં એ આદર્શને સામે રાખી પ્રત્યેક જાતિને અને પ્રત્યેક વ્યક્તિને બીજાને હાનિ ન થાય તેવી રીતે કર્મ અને વચનની પૂર્ણ સ્વતંત્રતા આપી છે. આ ન્યાયપ્રિયતા સરકારને અજર અમર બનાવી રહી છે. વળી એમ કહેવામાં આવે છે કે સરકારી નોકરીઓ છોડી દેવી. આ ઉદ્દેશ પાર પડવો તેથી યે વધારે કઠણ છે. જો અધિકારીઓ મોટી સંખ્યામાં આ નીતિ ગ્રહણ કરી લે, તો અવશ્ય સરકારના કામમાં હરકત આવે, પણ તેમ થતું અસંભવિત છે. નોકરી કરનારામાં સારા અને નરસા બંને છે. જે બુરા છે, તે નોકરી કદી નહિ છોડે. તેઓ સારી રીતે સમજે છે કે લાંચ રૂસ્વત અને બેઇમાની માટે આવો અવસર તેમને કોઇ ઠેકાણે નહિ મળે. અને જે સારા છે તેમને માટે લોક સેવા અને પરોપકારને માટે વિશાળ

ક્ષેત્ર છે. કોઇનાપર અન્યાય કરવા દબાણુ કરવામાં આવતું નથી. સરકાર કોઇ ગુપ્ત અને પ્રજાઘાતક નીતિ ચલાવતી નથી. આવી દશામાં તે લોક પણ નોકરી નહિ છોડે. નોકરીને ગુલામી કહેવામાં આવે છે પણ જ્યાં સુધી ધર્મ અને આત્મા વિરૂદ્ધ વર્તવા દબાણુ ન થાય, ત્યાં સુધી હું એને ગુલામગીરી નથી કહી શકતો."

જમીનદારોએ આ વાત બહુ ધ્યાનથી સાંભળી. બધા સહમત છે એમ વનમાળીને જણાયું. તે આ મુદ્દાઓનો જવાબ વાળવા તૈયાર થઇ રહ્યો હતો, પણુ આટલા બધા લોક વચ્ચે બોલવાનું સાહસ ન થયું. એટલામાં એક વેદીઆએ આવી ટપાલનો કોથળો મગનભાઇ સામુ મૂક્યો. શહેર ત્યાંથી ૧૫ માઇલ દૂર હતું. છતાં રોજ એક મજુરને ટપાલ લાવવા મ્લતા. ડેપ્યુટિ સાહેબે ઉત્સુકતાથી કોથળો ખોલતાં તેમાંથી એક સરકારી "કમ્યુનિક" (જાહેરનામું) નીકળ્યું. તેને ધ્યાનથી તે વાંચવા લાગ્યા.

## (૪.)

અર્ધીરાત વીતી ગઈ હતી. છતાં મગનભાઇ હજી પાંસુ બદલ્યા કરતા હતા. ટેબલ ઉપર લેમ્પ સળગતો હતો, તે આજ્ઞાપત્રને જોઇ વારંવાર વિચારમાં ડુબી જતા હતા. તે આજ્ઞાપત્ર તેમને સત્ય અને ન્યાયના ખુનથી રંગાએલું જણાતું હતું. "ન્યાય પ્રમાણે ચાલવું એ મારૂં કર્તવ્ય છે એમ હું સમજતો, હવે માલમ પડી ગયું, કે એ મારી ભૂલ હતી. મારૂં કર્તવ્ય ન્યાયનું ગળું દાબવાનું છે, નહિ તો આવો હુકમ મને કેમ મળે? ન્યુસપેપર વાંચવા એ પણુ શું અપરાધ છે? ગરીબ ખેડુતોને મદદ કરવી એ પણુ શું વાંક છે? તેમાં કંઇ પાપ છે? હું નથી માનતો. ધર્મોપદેશ કરતા સાધુ સંન્યાસીપર ફરકી

નજર રાખવા મને હુકમ થયો છે, એટલુંજ નહિ પણ મારે તે પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે કોણ ખાદીના સ્વદેશી વસ્ત્રો પહેરે છે, અને કોણ માથાપર કેવી જાતની ટોપી પહેરે છે! રેંટીઓ ચલવનારા પર પણ મારે નજર રાખવી જોઇએ. જે રાષ્ટ્રિય નિશાળો ખોલે, ગામમાં પંચાયત સ્થાપે, લોકને દારૂ તાડી પીવાનું બંધ કરવા કહે, તે બધાંના નામ મારે નોંધી લેવા જોઇએ. જે લોકના આરોગ્ય માટે સ્વાસ્થ્યના નિયમો સમજાવે, તથા મારામારી અને રોગના હુમલાઓમાં તેમને મદદ કરે, મફત દવા આપે, તે પણ રાજદ્રોહી! સારાંશ મારે પ્રજા સેવકના અને હિતેચ્છુઓના દુશ્મન બનવું જોઇએ, કારણ હું પણ આ શાસનનું એક અંગ છું." આ પ્રમાણે મનમાં બબડતા રહ્યા હતા.

ફરી એકવાર તે આજ્ઞાપત્ર તરફ નજર ફેંકી બોલ્યા, "હા, તો આ દશામાં મારૂં કર્તવ્ય શું? મારા દેશની સાથે મળું કે સરકારને? કારણ સરકાર પરદેશી છે, અને પ્રજાના સ્વાર્થથી તેનો સ્વાર્થ જૂદો છે. તે પોતાના દેશ માટે, તેના સ્વાર્થ અને ગૌરવ માટે, વેપારી ઉન્નતિ માટે હંમેશ માટે મારા દેશને આ દશામાં રાખવા માંગે છે, તેથીજ પ્રજાની રાષ્ટ્રિય ભાવના જાગૃત થતી જોઇ તેને દાબી દેવા મથે છે. પ્રજા પોતાની આત્મશુદ્ધિ માટે જે પગલાં ભરે, તે પણ તેને આપત્તિજનક લાગે છે. નહિ તો દારૂ વિરૂદ્ધના ઉપદેશ શા માટે ખટકે? રાજ્ય કરનારનો મુખ્ય ધર્મ છે પ્રજાની રક્ષા, ન્યાય, અને શાંતિ. અત્યાર સુધી હું એમ સમજતો હતો કે સરકાર આ કર્તવ્યને સર્વોપરિ સમજે છે, તેથી હું તેનો ભક્ત હતો. જ્યારે સરકાર પોતાના કર્તવ્ય પથથી દૂર જાય છે, તો મારૂં કર્તવ્ય

છે કે મારે તેનો સંગ ન કરવો. મારા સ્વાર્થ માટે હું દેશદ્રોહી નથી બની શકતો. સરકાર સાથે થોડા સમયનો સંબંધ છે, ત્યારે દેશ સાથે જીંદગીભરનો. શું આ અસ્થાયી અધિકારના મદમાં હંમેશાન સંબંધોને વીસારી દઉં ? આ અધિકારથી શું મારે દેશના શત્રુ બનવું પડશે ? શું દેશને મારા સ્વાર્થ માટે બળિદાન કરવું પડશે ? એક બાજુ લોક દેશસેવા માટે આત્મ સમર્પણ કરી રહ્યા છે, ત્યારે મારા જેવા કમનસીબને માથે તેમના ઉપર કામ ચલાવવાનું નિર્માયું છે, હા. પણ આ નોકરી છોડી દઉં, તો નિર્વાહ કેમ ચાલશે ? જે જે બાળકોએ અત્યાર સુધી સઘળાં સુખો અનુભવ્યાં છે તેમને શું દરિદ્રતાના શિકાર બનવું પડશે ? જે પરિવારનું પાલણપોષણ અમીરી ઢબથી થયું છે, તેને હવે રડીરડીને દિવસો કાઢવા પડશે ? ઘરની મીલ્કત મારી કેળવણીને ભેટ ચઢાવવામાં આવી છે, નહિ તો ખેતીવાડી કરી ગુજારો કરતે. મારી વંશપરંપરાની આ મીલ્કત હતી. કેવું સંતોષમય જીવન ! પોતાની મહેનતથી ખાવાનું અને સુખે સુવાનું હતું. આ શિક્ષણે મને વિલાસનો દાસ બનાવ્યો. બીનજરૂરી આવશ્યકતાની જંજીરમાં જકડી દીધો. હવે તો એ જીવનની કલ્પના માત્રથી જીવ બળી જાય છે !

મનમાં કેવી કેવી અભિલાષાઓ હતી ! વનમાળી વિલાયત જઇને ડૉકટરનો અભ્યાસ કરવાના સ્વપ્ન જૂએ છે. મનુભાઇને વકીલાતની ધુન લાગી છે. નાગરદાસ સીવીલ સર્વીસની તૈયારીમાં ગુંથાયો છે ! આ બધાના મનોરથો કેમ પુરા પડશે ? છોકરાઓને છોડી દઉં, તો તે તો ગમે તેમ ગુજરાન કરશે, પણ છોકરીઓનું શું ? તેમના લગ્ન ઉંચા કુળમાં કરીશ, જાતિભેદ મટાડીશ, આ બધી ધુનઓ કેમ પાર પડશે ? બીજી નોકરીની તપાસ કરૂં, તો આટલો પગાર

ક્યાં મળશે ? ગૃહસ્થોના દરબારમાં પહોંચવું પણ કઠણ છે. સરકારની અવજ્ઞા કરનાર માટે ઉપર આભ ને નીચે ધરતી વિના બીજું કંઈ ઠેકાણુંજ રહેતું નથી. પ્રભુ હું શું કરૂં ?"

ચિંતામાં મગ્ન થતાં તેમને અંતે ઉંઘ આવી ગઇ.

(૫.)

એક અઠવાડીઉં વીતી ગયું, પણ કશા નિર્ણય પર આવી શક્યા નહિ. હંમેશાં તે ઉદાસ અને ખિન્ન રહેતા હતા. કોર્ટમાં હાજરી બહુ થોડી આપતા, અને મુકદમાની તારીખ લંબાવી ચાલ્યા જતા. બાળકો સાથે પણ વાતચીત બહુ ઓછી થઇ ગઇ હતી. વાત વાતમાં છંછેડાઇ જતા. કંઇક ચીઢીઓ સ્વભાવ થઇ ગયો હતો. તેમણે પત્ની સાથે રાજીનામા વિષે વિચાર કરી જોયો, પણ તે હા ન પાડી શકી. જે ન્યાયનું જ્ઞાન મગનભાઇનું હૃદય હચમચાવી રહ્યું હતું, તે જ્ઞાન તેને ન હતું. છોકરાઓને તે કહેવા હિંમત થતી ન હતી, કારણ તેઓ નિરૂત્સાહી નિરાશ થઇ જશે એવો ભય હતો. અને સરકારે ન્યાયપક્ષનો ત્યાગ કર્યો છે, અને તેની નોકરીમાં પોતાનો ઉદ્ધાર નથી એ વાત વિષે મગનભાઇને જરાયે સંદેહ ન હતો. પણ સંસારિક ચિંતાઓ ગળાની જંજીર હતી. કોઇ એવો હુન્નર, કોઇ એવો ઉદ્યમ જાણતા ન હતા. તેમને લેતા દેતા પણ ન આવડતું. આ નોકરી વિના બીજા કશા માટે તે યોગ્ય રહ્યા નહતા. અને નવો ઉદ્યમ શીખી લેવાનું બળ પણ ન હતું. સ્વાર્થ અને કર્તવ્ય વચ્ચે તેમની દશા અત્યંત કરૂણ થઈ ગઇ હતી.

(૬)

મદ્યપાનનિષેધ માટે ખેડુતોની એક પંચાયત મળનાર છે, અને તેમાં ઉપદેશ થશે, ભજનો ગવાશે અને દારૂ વગેરે છોડવાની પ્રતિજ્ઞાઓ લેવાશે. એવી ખબર આઠ દિવસ પછી મળી. મગનભાઇ માનતા હતા કે માદક વ્યસનોથી દેશનું સત્યાનાશ વળી રહ્યું છે, કારણ હલકી કોમના લોક તો તેના ગુલામ બની રહ્યા છે, તેથી તેનો ત્યાગ સર્વથા પ્રશંસનીય છે. પહેલાં સરકારની નજરે તે જોતાં, ત્યારે તેમને આબકારી ખાતાની ઉપજ વધતી જોઇ સતોષ થતો. અને "ટેમ્પરન્સ" ના ઉપદેશકોને વિરોધી સમજતા. પણ તે આજ્ઞાપત્રે તેમના જીવનમાં પરિવર્તન કર્યું હતું. સરકારની પ્રજાહિતની નીતિ માટે તેમને જરાયે વિશ્વાસ ન હતો. તે આજ્ઞા પ્રમાણે તેમણે ત્યાં જઇ તેમના કામપર દેખરેખ રાખવી જોઇએ. અને જરા બળજોરી કે સખ્તી જણાય, તો દબાવી દેવાના તરત પગલાં લેવા જોઇએ. સ્વાર્થ અને કર્તવ્ય વચ્ચે મહા ઘોર સંગ્રામ તેમના હૃદયનું મંથન કરી રહ્યો હતો. એટલામાં ફોજદાર સાહેબ થોડાક સશસ્ત્ર કૉન્સ્ટેબલો સાથે આવી સલામ કરી ઉભા રહ્યા. મગનભાઇ તેમને જોતાંજ ગરમ થઇ ગયા, અને કઠોર સ્વરે બોલ્યા, "કેમ આવ્યા છો?"

"હજુરને આજની ખબર તો મળી હશેજ. ત્યાં ટંટોફિસાદ થવાનો ભય છે, તેથી હજુરની ખીદમતમાં હાજર થયો છું."

"મને જરાયે ભય નથી. હા. તમારા જવાથી ટંટોફિસાદ થાય ખરો."

"મારા જવાથી?"

"હા, તમારા જવાથી. હું તમારી બધી ચાલાકીઓ સારી પેઠે સમજું છું. મારી સાથે આવવાની કાંઇ જરૂર નથી."

"સુપ્રીન્ટેન્ડંટ સાહેબ બહાદુરનો સખ્ત હુકમ છે કે આપની ખીદમતમાં આ વખતે મારે રહેવું."

"તો શું મને નજરકેદ કરવા આવ્યા છો?"

ફોજદાર સાહેબે ગભરાતા કહ્યું, "હજુર મારા માટે—"

"હું તમારા સાહેબનો ગુલામ નથી. જાવ."

"તો મારા માટે શું ઑર્ડર છે?"

"જઇને આ પોશાકને સળગાવી દો. ઑર્ડરને ફાડી નાંખો. અને આ ગુલામીની નિશાની જે તમારી કમરપર લટકી રહી છે, તે તોડીને સ્વતંત્ર થઇ જાવ. સરકારી હુકમની બહુ તાલિમ લીધી અને લુટારૂની બહુ તપાસ કરી, અને હરામના પૈસા ખુબ ભેગા કર્યા; હવે જઇ થોડા દિવસ ઘેર બેસો. અને પાપનું પ્રાયશ્ચિત કરો. આ ખેડુતોની પંચાયત છે, લુટારાનું ટોળું નથી. બધા ભેગા મળી દારૂ તાડી બંધ કરવા વિચાર ચલાવશે તમારે મારી સાથે આવવાની જરા પણ જરૂર નથી."

મગનભાઇનું મુખમંડળ વિમળ ક્રોધથી ઉત્તેજીત થઇ રહ્યું હતું, અને આંખમાંથી જ્યોતિ નીકળી રહી હતી. ફોજદાર સાહેબ દબાઇ ગયા. જતાં જતાં તેમને લાગ્યું કે કાં તો મગનભાઇએ દારૂ પીધો છે, અથવા કંઇ કારણસર બહુજ ગુસ્સે થઇ ગયા છે. પણ આ શબ્દો મગનભાઇના અંતઃકરણમાંથી નીકળ્યા હતા, અને તે તેમના અંતિમ નિશ્ચયની ઘોષણા હતી. ફોજદાર સાહેબ ગયા કે તરતજ તેમણે રાજીનામું લખવા માંડયું.

"મહાશય!

મને વિશ્વાસ છે કે રાજ્યસંસ્થા ઇશ્વરીય ઇચ્છાનું સ્વરૂપ છે, અને તેના નિયમો પણ ઇશ્વરના નિયમોની પેઠે દયા, સત્ય અને ન્યાયપર આધાર રાખે છે. મેં આ વિશ્વાસથી વીસ વર્ષ સુધી સરકારની સેવા કરી. ત્યારે મારા આધિકારી આદેશ અને સરકારના હુકમ

વચ્ચે વિરોધ થતો, ત્યારે મેં આત્માના આદેશનું યથાસાધ્ય પાલન કર્યું છે. મેં કદી પણ પોતાને પ્રજાના ઉપરી તરીકે ગણ્યો નથી, હંમેશા સેવક સમજતો હતો. તેથી સરકારી વટ હુકમ પત્ર નં...... તા......માં જે હુકમ કરવામાં આવ્યો છે, તે મારા આત્મા અને ધર્મના ફરમાનથી એટલો વિરોધવાળો છે, અને તેમાં ન્યાયનું એવું ખુન થયું છે, કે તેનું પાલન કરતું હું ઘોર પાપ સમજું છું. મારી સમજ પ્રમાણે હાલની પદ્ધતિ સત્યથી પુરેપુરી રીતે ચળિત થએલ છે, આ હુકમ પ્રજાના જન્મસિદ્ધ હક્કને છીનવી લેનાર અને રાષ્ટ્રિય ભાવનાનું ખુન કરનાર છે. પ્રજાને અંતકાળ સુધી મૂર્ખતા અને અજ્ઞાનમાં સડવા દેવા માગે છે. અને તેની જાગૃતિ તરફ શંકાશીલ બની જૂએ છે તેજ તેનો પુરાવો છે. પ્રજા પોતાના પુનરુત્થાન અને સુધારા માટે જે પ્રયાસ કરે છે તેને પણ દબાવી દેવા પ્રયત્ન કરે છે. આવા રાજમાં આવા દુષ્ટ કૃત્યમાં સહાય આપવી એ આત્મા, વિવેક અને જાતિયતાનું ખુન કરવા બરાબર છે. તેથી આ રાજ્યસંસ્થાનો મારે અસહકાર કર્યેજ છૂટકો. હું મારી નોકરીનું રાજીનામું આપું છું, અને વિનંતિ કરું છું કે મને વગર વિલંબે છૂટો કરવો."

(૭)

મગનભાઇ એમ ધારતા હતા કે રાજીનામુ મંજુર થતાં કેટલાક દિવસ લાગશે, પણ બીજેજ દિવસે તાર મારફતે મંજુરી આવી ગઇ. અને તેમની જગાપર એક મહાશયની નામણુક પણ થઈ ગઇ. તેમણે ખુશીથી ચાર્જ સોંપ્યો, પણ સાંજ પડતાં પડતાંમાં તો તેમની ખુશાલી ઉડી ગઇ, અને અનેક ચિંતાઓ આવી પડી. કેટલાયે રૂપીઆ શાહુકારના હતા. નોકરોનો પગાર પણ ચઢ્યો હતો. બંગલાનું ભાડું

૭ મહીનાનું આપવાનું હતું. હલવાઇના હિસાબકિતાબ ચુકાવવાના હતા. હજી દુધવાળાના પણ થોડા રૂપીઆ હતા. અહીં તે ચાર્જ સોંપી રહ્યા હતા. અને બીજી બાજુ તેમને બંગલે લેણદારોની ભીડ થતી હતી. ચાર્જ સોંપી પાછા ફરતાં આ ભીડ જોઇ તેમની છાતી બેસી ગઇ. પોતાની સગવડ પ્રમાણે પહેલાં અમુક રકમ અને થોડું વ્યાજ આપતા હતા, પણ જ્યારે બંને ચુકાવવા વખત આવ્યા, ત્યારે આ રકમ એટલી બધી વધી ગયેલી જણાઇ કે પરચુરણ હિસાબ ચુકવવામાંજ સેવિંગ્સ બેંકની બધી રકમ ખલાસ થઇ. હવે ઘોડાગાડીની પણ વારી આવી. તેનું લીલામ કરીને રૂપીઆ મેળવવાનો વિચાર કર્યો, પણ જ્યારે લીલામ થવા માંડયું, ત્યારે એ હૃદયવિદારક દ્રશ્ય તેમનાથી દેખી ન ખમાયું. હતાશ બની સજળ નેત્રે ઘરમાં ગયા. સુમતિએ તેમને દુઃખી જોઇને સહૃદયતાપૂર્વક કહ્યું, "નાહક શું કરવા મનમાં ઓછું આણો છો ? દિલગીર થવા જેવું આમાં કશું નથી. ઉલટી આ તો ખુશી થવા જેવી વાત છે કે જે કામ કરવામાં અધર્મ હતો તેનાથી આપણે છૂટયા. હવે તમારા ઉપર અન્યાય કરવા કોઇ જોર જુલમ કરી તો નહિ શકેને ? ભગવાન ગમે તેમ પણ પાર ઉતારશેજ. દેશ જનોને અન્યાય કરતે, તો તેના દોષ પાપ આપણા બાળબચ્ચાંપર પણ પડતે. ભગવાને પણ કંઇ સારૂં કરવા માટેજ આ કામ કરાવ્યું છે,"

આ વાતથી મગનભાઇને કંઇક શાંતિ વળી. સુમતિ પહેલાં તો રાજીનામું આપવાની તરફેણમાં ન હતી. પણ પતિનું માનસિક કષ્ટ જોઇ તેમાંથી નિવૃત્ત કરવા તેના ધૈર્ય અને સંતોષે પત્ની ધર્મમાં જાગૃત કરી દીધી હતી.

શ્રદ્ધાપૂર્ણ ભાવથી સુમતિ તરફ જોતાં મગનભાઇ બોલ્યા,

" જાણો છો કેટલી તકલીફ ઉઠાવવી પડશે ? "

" તકલીફથી ડરવું શા માટે ? ધર્મ માટે માણસ બધું સહી લે છે. આપણે પણ અંતે ઇશ્વરના દરબારમાં જવું છે. તો પછી તેમને શું મોઢું દેખાડને ? "

" શું કહું ? મને તો આ કેળવણીએ ક્યાંનોએ ન રાખ્યો. ભગવાનપર શ્રદ્ધા નથી. મેં આ ભાવનાથી પ્રેરિત થઇને રાજીનામું આપ્યું તો છે, પણ મારામાં એ સજીવ અને ચૈતન્ય ભક્તિ નથી. જ્યાં જોઉં છું ત્યાં મને અંધકારજ જણાય છે. છોકરાઓ હજી ઉઠાવી લેવા શક્તિમાન થયા નથી. વનમાળીને એક વર્ષ પણ ભણાવી શકતે તો, બધો ભાર એ ઉપાડી લેતે. મનુભાઇને હજી ત્રણ વર્ષની જરૂર છે. નાગરદાસની તો કંઇ ગણત્રીજ નથી. એની તો સોળે સોગટી કાચી છે. કોણ જાણે મને શું સમજતા હશે ? "

" જો ભગવાને બુદ્ધિ આપી હશે, તો તમને પિતા સમજવાને બદલે દેવ સમજતા થશે. "

## ( ૮ )

રાતનો સમય હતો. વનમાળી અને તેના બંને ભાઇ બેસી વાર્તાલાપ કરી રહ્યા હતા. વનમાળીએ કહ્યું, " આજકાલ બાપુની દશા જોઇને એમ લાગે છે કે સંસારની જાળમાંજ ન પડવું. કાલે રાજીનામું મંજુર થયું છે, ત્યારથી તેમના ઉપર જે ઉદાસીનતા છેવાઇ છે તે જોઇ મન બળીને ખાક થઇ જાય છે. કેટલીયેવાર ઇચ્છા થાય છે કે જઇને બે સાંત્વના કરનાર બોલ કહું, પણ પગ ઉપડતાજ નથી. પાસે જાઉં છું ત્યાં મારી આંખોમાં પાણી ભરાઇ

આવે છે. છેવટે આપણીજ ચિંતા તેમને સતાવી રહી છે, નહિ તો એમને શી ચિંતા હોય ? કોઇ સ્કુલ કે કૉલેજમાં પ્રૉફેસર થઇ શકે તેમ છે. દર્શન અને અર્થશાસ્ત્રમાં બહુ કુશળ છે.

મનુભાઇ—" તમે નાહક મેડિકલ કૉલેજમાંથી નામ કઢાવ્યું. એમાં તો કયું ન હતું. સરકારી નોકરી ન કરતે. તો ઘેર બેઠા પણ કામ ચાલી શકતે. બાપુને પણ ન પુછયું, સાંભળશે ત્યારે બહુ દીલગીર થશે.

"તેથીજ મેં હજુ સુધી વાત નથી કરી. અને પ્રસંગ પણ મળ્યો નથી. એ વિભાગ ગમે તેટલો સારો હોય, તો પણ મેં જે નિશ્ચય કર્યો છે તે ઉપર હું દ્રઢ છું. કેમ તમે કંઇ મદદ કરશો ? "

નાગરદાસ—" જૂઓ. ઘોડો તબેલામાંથી નીકળ્યો. કાલથી બીજા કોચમેનને પાલે પડશે. મારી મારીને દમ કાઢી નાંખશે. તુટેલી ટમટમ પણ ગઇ—"

મનુભાઇ—" પરીક્ષા પહેલા હું તો કાંઇ મદદ ન કરી શકું. ત્યાર પછી જે કહો તે કરૂં."

" એમ. એ. પર શું તને એટલો બધો પ્રેમ છે ! "

નાનો નાગરદાસ બોલી ઉઠ્યો, " એમ. એ. એટલે માસ્ટર ઓફ એસ."

" એ મારી બહુ જુની અભિલાષ છે. અને હવે વખત પાસે આવ્યો છેં, ત્યારે હું ત્યાંથી પાછો હઠી નથી શકતો. "

" નામની પાછળ એમ. એ.એલ. એલ. બી. નું પુછડું લગાડયા વિના નહિ ચાલે ? "

મનુભાઇ ગીદવાઇને બોલ્યા, "કોઇ બીજા માને છે કે હું માનું? સઘળા આ ડિગ્રી ઉપર જીવ આપી દે છે. અને કેમ ન આપે? જન-સમાજમાં તેનું કેટલું સન્માન છે? જેમણે પોતાની ડિગ્રી છોડી દીધી હોય તેવા થોડાજ માણસો હશે. જેઓ અસહકારના નેતા અને સ્થંભ થાય છે, તે પણ નામ પાછળ પૂછડું લગાડવામાં કાંઇ હરકત જોતા નથી. ઉલટા સગર્વ જણાવે છે રાષ્ટ્રિય કોલેજમાં પણ ડિગ્રીઓ પૂછાય છે. ચરિત્રને કોઇ પૂછતું નથી. જ્યારે આ કસોટી ઉપરજ પરીક્ષા થાય છે, ત્યરે મારા ડિગ્રીના પ્રેમ કહો મોહ કહો તે માટે હસવાની કાંઇ જરૂર નથી."

"નારાજ ન થા. ભાઇ! મારો આક્ષેપ તમારા ઉપર નહિ, પણ બધા ઉપર છે. જો અસહકારી લોક પણ તેમ કરી રહ્યા હોય, તો તેથી દૂષણ ઓછું નથી. પણ હવે જમાનો પલટાતો જાય છે. થોડા દિવસમાંજ સમજાશે. એક વર્ષમાં મને મદદ કરવાનું વચન આપો છો? એક વર્તમાનપત્રનો ભાર હું એકલો કેમ વહી શકીશ?"

"તમારી નીતિ શું રહેશે તે તો કહો. જો બીજા પત્રો જેવી નીતિ હોય, તો નવું પત્ર કાઢવાની કંઇ જરૂર નથી."

નાગરદાસ—"મને તો કોઈ પૂછતુંજ નથી. હું પણ નિશાળ છોડી રહ્યો છું."

વનમાળી—"તું મારા કાર્યાલયમાં લેખક થજે."

"તું વચમાં કેમ બોલી ઉઠે છે? હાં, મોટાભાઇ! શું નીતિ રહેશે?"

"મારી નીતિ સરળ પણ વિવેકશીલ જીવનનો પ્રચાર કરવાની રહેશે. હું વિલાસીપણું અને આડંબર (outward show) ની

જડ ખોદવા પ્રયત્ન કરીશ. આપણે આંખો મીંચીને પાશ્ચાત્ય જીવન-
ની નકલ કરી રહ્યા છીએ. પૈસાને આપણે સૌથી ઉંચેસ્થાને બેસાડયો
છે, આપણી કુલીનતા, સન્માન, ગૌરવ, પ્રતિભા. અને બધુંયે પૈસાને
તાબે થયાં છે. આપણે સંતોષ, સંયમ અને ત્યાગ વીસરી ગયા છીએ.
જ્યાં જૂઓ ત્યાં કેપીટલીસ્ટ ( ધનપતિઓ ) ની ધજા ફરફરે છે. હું
ગરીબોનું રક્ષણ એ મારો આદર્શ બનાવીશ. હા, આ વિચાર નવો
નથી. વર્તમાનપત્રોમાં એના પર નોંધ અને ચર્ચા કોઇ કોઇ વાર
થાય છે. પણ તેનું મહત્વદાર્શનિક સિદ્ધાંતથી વધુ નથી. અને તે પણ
યુરોપના વિદ્વાનોની નકલ માત્ર છે. એ નોંધ માત્ર મનોરંજન કરવા
લખાય છે, તેથી કશી અસર નથી થતી. મારૂં જીવન આ સિદ્ધાંતોને
ચરિતાર્થ કરશે. વર્ષો થયાં મારા મનમાં એના તરંગો ચાલ્યા કરતા
હતા. હવે બહાર નીકળી ધન લોલુપતા અને ઇંદ્રિય વિલાસની સામું
ટક્કર ઝીલશે. પૈસાની આ પૂજા જોઇ મારૂં મન ખરેખર ભમી જાય
છે. વિદ્વાન અને ગુણવંતોની કિંમતજ જતી રહી છે. એક વખત
એવો હતો કે મોટા મોટા રાજા મહારાજાઓ વિદ્વાનોના ચરણમાં
શિર ઝુકાવતા હતા. આજ કાલ તો ધાર્મિક સંસ્થાઓ પણ પૈસાની
પુજારી બની ધનપતિઓ તરફ જોઇ રહી છે. આપણા સાધુ
મહાત્મા અને ઉપદેશકો ભૂલે ચૂકે પણ ગામડામાં જતા નથી. તે
ઉંચા ઉંચા સુસજ્જિત મંડપોમાં ભાષણ આપે છે! શોક તો એ છે
કે વિદ્વાનો પણ ધનના ઉપાસક થઇ રહ્યા છે. સંતોષ અને સરળતા
જેના આદર્શ હોવા જોઇએ તે પણ વિદ્યા અને યોગ્યતા જે મોતી-
ની પેઠે વેચી રહ્યા છે એ ખરેખર દિલ કમકમાવનારૂં છે. પૈસાએ
તેમને પણ ઝડપી લીધા, ત્યાગનો લોભ થઇ ગયો.

નાગરદાસ—"તમારા વિચાર તો સામ્યવાદી દેખાય છે. તેઓ વિદ્વાનોને કેવા ગણે છે તે શું ખબર નથી?"

"મને બહુ સારી રીતે ખબર છે. અને તે એમને યોગ્યજ છે. જેવી રીતે જમીનવાળાઓ જમીનને, વેપારીઓ વેપારને ભોગ વિલાસનું સાધન બનાવે છે, તેવીજ રીતે એ લોક પણ વિદ્યા અને સિદ્ધિને ઇંદ્રિયોના સુખ પર હોમી દે છે. આવી દશામાં એમની પણ એજ દશા થવી ઠીક છે. એમાં તલભાર પણ અન્યાય નથી."

એટલામાં એક સુંદર બાળિકા અંદરથી આવી. તે મગનભાઇની સૌથી નાની છોકરી સુધા હતી. કન્યાશાળામાં ભણવા જતી હતી. નાગરદાસ બોલ્યો, "આવો બ્હેન! આવો. આ બંને મહાશયો તો મોટા મોટા કિલ્લા ચણી રહ્યા છે. આપણે પણ જીવનના નાના નાના મનસુબા બાંધીએ. મેં તો ખેતી કરવાનો વિચાર કર્યો છે."

"હું તમારી ગાય દોહીશ, દહીં જમાવીશ, અને ઘી બનાવીશ."

"અને રેંટીઓ?

"ભાઇ મારાથી રેંટીઓ નહિ ચલાવાય. એ તો ડોશી ડગરીઓનું કામ."

"વાહ? આ રેંટીઆ પર તો બધો આધાર છે. આપણા દેશમાં ૭૦ કરોડના કપડા દર વર્ષે વિલાયતથી આવે છે. અને ૧૦ કરોડનું ઇટાલિ, જાપાન, ફ્રાંસ વગેરે દેશમાંથી આવતુંજ હશે. આપણે બે જણા અને મોટી બ્હેન, દરેક જણ જો રોજ નવટાંક કાંતીએ, અને વર્ષના ૩૦૦ દિવસ કામ કરીએ, તો ત્રણ મણ સુતર કાંતી શકીએ. અને તેમાંથી ઓછામાં ઓછા ૧૦૦ જોટા ધોતીઆ તૈયાર થાય. એક જોટાની કિંમત ઓછામાં ઓછી ચાર રૂપીઆ રાખીએ,

તો પણ ૪૦૦ રૂપીઆ મળી જાય. બીજું કામ હું કરી લઈશ. સાધારણ મહેનતનું આ ફળ આવી શકે. જો ત્રીસ કરોડ માણસોમાંથી માત્ર પચાસ લાખ માણસો આ કામ કરવા માંડે, તો વર્ષ દહાડે એંસી કરોડ રૂપીઆ દેશના બચે, અને એક કરોડ માણસ લાગી જાય, તો કાપડ માટે બીજા દેશોને એક પાઇ પણ આપવી નહિ પડે."

વનમાળી–"વાહ! તેં પણ ઠીક હિસાબ કાઢયો. આ મહત્વપૂર્ણ કામ માટે માત્ર પચાસ લાખ માણસોની જરૂર છે? મને અનુમાને ન હતું, કે આટલા માણસો આપણી જરૂરીઆત પૂરી પાડી શકે, હું પણ તમને મદદ કરીશ. મારા પત્રમાં ગૃહઉદ્યોગ પર ખાસ ધ્યાન આપીશ."

નાગરદાસ–"તમારા અને મારા આદર્શમાં બહુ ફેર છે. હું માનું છું કે મગજ અને બુદ્ધિથી કામ કરનારાઓની મહેનત કરી જીવનાર ઉપર હંમેશાં પ્રધાનતા રહેશે. તેમના કામની મહત્વતા જરૂરી છે. તેમને અનુકુળ જીવન વ્યવસ્થા નહિ કરવામાં આવે, તો એકાગ્રચિત્તે વિદ્યાની ઉન્નતિ નહિ કરી શકે અને તેનું પરિણામ બુરૂં આવે. સંતોષ અને ત્યાગ રાષ્ટ્રિય અવનતિના લક્ષણ છે. અધિકાર, રાજ્ય વિસ્તાર સંપત્તિ અને ગૌરવ પર કુરબાની થઈ રહી છે. બોલ્શેવિસ્ટ પણ દિવસ જતાં પોતાની રાજની સીમા વધારવા પ્રયત્ન કરી રહ્યા છે."

"આ વિષય પર વળી કોઇ વખતે વાતો કરીશું. માજી સાથે બેસીને બાપુ વાતો કરી રહ્યાં છે ચાલો; તેમને દિલાસો દઇએ.

(૯)

ત્રણેજણ જઇને મગનભાઇ પાસે ખડા થઇ ગયા. તેમણે ચિંતાતુર થઇ વનમાળીને પુછ્યું.

" તમારી કૉલેજ ક્યારે ખુલે છે ? "

" કૉલેજ તો ૧૫ મી જાન્યુઆરીએ ખુલશે, પણ હું ત્યાં જવા નો નથી; નામ કઢાવી નાંખ્યું છે. "

" એ નાદાની કરી. શું હું ચાર મહિના પણ નહિ નીભાવી શકત ? એપ્રિલમાં તો તમારી પરીક્ષા હતી. કંઇ નહિ તો મને પૂછ્યું હોત ? અથવા મારો એટલો અધિકાર પણ ન રહ્યો. "

" તમારી સલાહ ન લીધી એ મારી ભૂલ થઇ. જ્યારે તમે ન્યાયને માટે સર્વસ્વ અર્પણ કરી દીધું, ત્યારે મેં મારા પુત્રના આદર્શને છોડયો, એ મારા માટે લજ્જાવનારી વાત છે. મેં ડોકટરી ભણવાનો ઇરાદો છોડી દીધો છે, એને મારી આજીવિકાનો આધાર તો હું બનાવવા નથી માગતો. મારો વિચાર એક પેપર કાઢવાનો છે. "

" કેદખાનામાં જવા તૈયાર છો ? "

" જો ન્યાય અને સત્યનું રક્ષણ કરતાં જેલમાં જવું પડે તો મારૂં અહોભાગ્ય. "

" ઠીક, ઠીક, તમને પણ હવા ખૂબ લાગી ગઇ છે. રૂપીઆની શું વ્યવસ્થા કરી છે ? "

" તેની ચિંતા કરવા જેવું નથી. મને મદદ કરવા ઘણા મિત્રોએ વચન આપી દીધા છે. "

" ઠીક ત્યારે, એ મઝા પણ ચાખીલો. હજી રાજનીતિના ચક્કરમાં આવ્યા નથી, તેથી એમ સમજાય છે કે પુજા સેવા જેટલી સ્તુત્ય છે, તેટલીજ સુગમ છે; પણ થોડા વખતમાંજ ખબર પડશે કે ડગલે ડગલે કંટકો છે. હું એવો સ્વાર્થાંધ કે ભાવ શૂન્ય નથી, કે તમારા દેશ પ્રેમને દબાવવા મથું, પણ એટલું જણાવી દેવું એ મારૂં

કર્તવ્ય સમજું છું કે ખુબ વિચાર કરીને આ ક્ષેત્રમાં પડવું. જો અધેથી પાછા હઠ્યા, તો મને મોઢું બતાવવા લાયક પણ નહિ રહો તે ધ્યાનમાં રાખજો. હું તમારી મદદની આશા નથી રાખતો. મારો પુત્ર દેશ સેવામાં તલ્લીન થઈ જાય, પોતાની કોમ અને જાતિપર કુરબાન થઇ જાય એ મારા માટે ઓછા ગૌરવની વાત નથી, પણ હું તમારી મુસ્કેલીઓથી ચેતાવી દેવા માંગું છું. મનુભાઇ! તમે ક્યારે જશો?

"પંદરમી જાન્યુઆરીએ."

"કેટલા રૂપીઆની જરૂર પડશે? આ વખતે તો પરીક્ષાની ફી પણ આપવાની હશે?"

"હાજી, અઢીસો રૂપીઆ જોઇએ."

"ઓછા હોય તો કામ નહિ ચાલે?"

"ટર્મની ફી, પરીક્ષાની ફી, બોર્ડિંગ ફી વગેરે ભરવાની છે. વળી એક સુટ બનાવવાનો છે."

"આ વખતે સુટ રહેવા દો. વળી કોઇ વખતે બનાવી લેવાશે, ફીની ગોઠવણ કરી દઇશ. તેથી કંઇ છૂટકો છે? ભણવાનું પાંચ મહિના અને ફી આપવાની પુરી વર્ષની!"

"તો તમે કશું ન કરતા, હું મારી જાતે ગોઠવણ કરી લઇશ હું તમારી ઉપર નાહકનો બોજો નથી થવા માંગતો"

"આ તમારી ખરાબ ટેવ છે. જરા જરા વાતમાં ચીડાઇ જવું ઠીક નહિ. મારી હાલત જોઇ તો રહ્યા છો, છતાં તમારી આંખ નથી ઉઘડતી?"

"તો શું મારે નામ કાઢી નંખાવવું?"

" એ મારા કહેવાની મતલબ નથી, પણ હવેથી સ્થિતિ પ્રમાણે ખર્ચ ઘટાડવું પડશે. વર્તમાન દશાની તમારા ઉપર કશી અસર ન થઇ, તે જોઇ મને ખેદ થાય છે. આજકાલ આખો દેશ સરળ અને સાદા જીવન તરફ ઝુકી રહ્યો છે. રેશમી વસ્ત્ર, ડાસન બુટ અને સોનેરી ચસ્મા હવે તુચ્છ નજરે જોવાય છે. વળી સુશિક્ષિત પુરૂષોની વિલાસપ્રિયતાને જનસમાજ અક્ષમ્ય ગણે છે. ભણેલાગણેલા પાસેથી હવે તો સેવા અને ત્યાગની આશા રાખવામાં આવે છે. વકીલોપર હવે સન્માનની નજર રહી નથી. લોકો તેમનાથી મોઢું ફેરવી જઇ રહ્યા છે. પૈસાના પૂજારી મહેતાજીઓ અને પ્રોફેસરોને હવે પ્રજા ઘૃણાની નજરે જૂએ છે. મેં સ્વાર્થ વશ થઇ તમને વકીલ થવા કહ્યું હતું, પણ હવે મને વિશ્વાસ થવા લાગ્યો છે કે આપણી અવનતિનું એક મુખ્ય કારણ એ છે. અદાલતમાં ન્યાય સર્વ સાધારણ માટે અલભ્ય થઇ રહ્યો છે. કેસની ફી બસો ચારસો નથી રહી, પણ ચાર ચારહજાર થઇ ગઇ છે, તેથી સ્પષ્ટ સમજાય છે કે તે સમય કે પરિશ્રમનું મૂલ્ય નથી, પણ લોકોની દુર્જનતા અને ઇર્ષાનું વ્યાજ છે, જેનો આધાર માનવ દુર્બળતાઓ પર છે, તે કદી પણ સમાજને માટે લાભદાયક નજ નીવડી શકે. હું તમારા ઇરાદામાં વિઘ્ન નથી કરવા માંગતો, પણ જો તમે વકીલાતને ન્યાયનું રક્ષણ કરવા માટે નહિં, પણ વિલાસ માટે લેતા હો, તો બેશક તમારે તે છોડવી જોઇએ."

મનુભાઇએ જવાબ ન વાળ્યો. ખિન્ન બની ઉઠીને ચાલ્યા ગયા. નાગરદાસ તરફ જોઇ કહ્યું, " કેમ તમારી તો તૈયારી જવાની છેને ? "

" તમેજ કહ્યું ને કે ધનવાળાની કંઇ કિંમત નથી રહી, તો

પછી જે કેળવણી માત્ર પૈસાને માટે છે તે લેવાથી શું લાભ ? મારૂં નામ કઢાવી નાખશો. હું તમારી સેવામાં રહેવા ચાહું છું, મારો વિચાર ખેતી કરવાનો છે. સુધાબ્હેને મદદ કરવા કહ્યું છે. ગામડે જઈને ખેતી કરાવશો એમ તો હું માનું છું, મને એ કામ માટે તૈયાર કરાવો."

મગનભાઈના મોઢા ઉપર આત્માભિમાનની લાલી છવાઈ. સુમતિ બોલ્યા, "નાગરભાઈએ તમારી ચિંતાઓનો અંત આણ્યો, તમે વિચારતા હતા કે કેમ થશે ? ચાલો ગામમાં જઈને આરામથી રહીએ. એ ખેતી કરશે, તમે આરામથી નિદ્રા લ્યો અને ભગવાનનું નામ જપો ?

## (૧૦)

ઉપલા બનાવને ત્રીજે દિવસે મગનભાઈ પોતાને વતન પાછા ગયા મકાન બેમરામત પડેલું હતું. આગળ પાછળ ઘાસ ઉગી નીકળ્યું હતું, ગામવાળાઓએ બારણે કચરા પુંજાના ઢગલા કર્યા હતા. અહીં કેટલા વર્ષો સુધી તેઓ આવ્યા ન હતા. સાફ બંગલામાં રહ્યા હતા. જોતાંજ ઘર ઝુંપડાથીએ હલકું જણાયું. વનમાલી અસબાબ ઉતારી ઝાડુ લઈ બારણું સાફ કરવા લાગ્યો, સુધા ઘરમાં સાફસુફ કરવા લાગી. નાગરદાસ થોડીવાર સુધી તો જોઈ રહ્યો, પણ પછી ટોપલો લઈ બારણામાંનો ઢગલો ફેંકી દેવા માંડ્યો. ગાંધી મહાત્માના હુકમથી મગનભાઈ રાજીનામું આપીને ઘેર આવ્યા છે એવી ખબર ગામમાં ફેલાઈ ગઈ. લોકો આવવા લાગ્યા. કોઈ એમને સત્યવાદી કહેતું, કોઈ કહેતું લાંચ રૂશ્વત લીધી હશે તેથી ડીસમીસ થયા તેથી આ બાહાનુ કાઢે છે. મગનભાઈ એક તુટેલા ખાટલા

ઉપર ઉદાસ થઇને બેઠા હતા. ઘરમાં રહી રહી સુમતિ વિચારતી હતી આ ડુંગર કેમ દૂર થશે ? પહેલાં જ્યારે આ લોક ઘેર આવતા, ત્યારે ગામડા વાળાઓ સંકોચને લીધે પાસે ન આવતા. તેમના ઠાઠ માઠની સાંભળીને કુતુહળની દ્રષ્ટિથી જોઇ રહેતા, પણ બોલી શકતા નહિ. હિંમત ન હતી. પણ હવે તે વસ્તુઓ ન હતી, તેમજ નહિ છોકરાઓની તે શેખી, અને સુમતિ અને મગનભાઇ મોટાઇ બતાવતી રીતે પણ બેઠા ન હતા. સ્ત્રીઓ સુધાને ઘર સાફ કરવા મદદ કરવામાં ગુંથાઇ. કેટલાક આદમીઓએ વનમાળી પાસેથી ઝાડુ લઇ લીધું અને કચરો ફેંકવા માંડયો.

ગામના પંડિતજી બોલ્યા, “ઠીક કર્યું ભાઇ ! ગામ પરગામ રખડતાં અને ઘર માટીમાં મેળવી દીધું. રાજીનામુ આપ્યું તે ઠીક કર્યું, સારી વાત છે.”

શેખ બોલ્યા, “ચાકરી ગમે તેવી નાની હોય કે મોટી, પણ આખરે તો ચાકરીજ ને ! જ્યારે અલ્લાએ ઘરમાં આપ્યું છે ત્યારે શામાટે કોઇને “જી હજુર કરવા?”

ગામના ચોકીદાર, ભોજા પટેલ વગેરે પોતાની જેમ સમજ પહોંચી તેમ રાજીનામાની પસંદગી નાપસંદગી કરતાં સરકારના અમલદારશાહી કોરડાનું વર્ણન કરવા લાગ્યા. પંડિતજી બોલ્યા, “મનુભાઈ નથી જણાતા ?”

મગનભાઈ– “કોલેજમાં વકીલાત ભણે છે.”

“ભાઇ એ વિદ્યાતો તમે નાહક ભણાવી રહ્યા છો. મોટામોટા કુકર્મો કરવા પડે છે.” પંડિતજીએ કેળવણીની વિરૂદ્ધ બોલવા માંડયું,

શેખબોલ્યા, “ભાઇ ! હવે તમે જમીન છોડાવીલ્યો. અને મજેથી

ખેતી કરો. ચાકરી તો બહુ દિવસ કરી. હવે થોડાક દિવસ ગૃહસ્થાઇની મઝા ચાખો. એટલું સુખ તો નહિ, પણ આનંદ તો બહુ. પરદેશમાં જે કમાઇ રહ્યા હશો તે બધુંયે કપડાં લત્તા, ખુરશીમેજ, મેવા મિઠાઇમાં ઉડી જતા હશે. ૨૫-૩૦ નું તો દુધ હશેજ. ૩૦-૪૦ થી ભાડુ ઓછું તો નહિ હોય. બધા ખેતરો છોડાવી ખેતી કરવા માંડો તો મઝેથી ચાલે."

મગનભાઇએ સંકોચથી સ્મિત કરતાં કહ્યું. "રૂપીઆ ક્યાંથી લાવું ?" બધા સંદિગ્ધ ભાવથી તેમની તરફ જોઇ રહ્યા. ભોજાપટેલ બોલ્યા, "શું કહો છો ભાઇ! શું બહુ રૂપીઆ છે! ત્રણ ચાર હજાર તો તમારી ટ્રંકના કોઈ ખુણામાં પડયા હશે. આટલો પગાર મળતો હતો. નજરાણું મળતું તે બધું કયાં ઉડાવ્યું ?"

"મેં કદી રૂશ્વત લીધી નથી. પગારમાંથી મુશ્કેલીથી ઘરખર્ચ નીકળતો. બચત શાની રહે ?"

ભોજાપટેલ તે છતાં માને નહિ તે તો ડોકુ ધુણાવી કહેતા કાંઇ નહિ તોયે દશ વીસ હજાર તો હશેજ!"

મગનભાઇએ જ્યારે કહ્યું, કે હું ખાલી હાથે છું ત્યારે ભોજાપટેલ બોલ્યા. "ગુજરાન શી રીતે થશે. ?"

"ઈશ્વર માલીક છે."

ભોજાપટેલ–"બંને છોકરા હવે તો બહુ સુશીલ જણાય છે. પહેલાં તો કોઇ સાથે વાત પણ નહિ કરતા."

આ પ્રમાણે વાતો ચાલી રહી હતી ત્યાં ગામના જાગીરદાર હાથી ઉપર બેસી બે બીજા અધિકારી સાથે આવતા જણાયા.

લોક તરત ઉઠી ઉભા થઇ ગયા. મગનભાઈ પાસે એવા કેટલાયે જાગીરદાર રોજ સલામી ભરવા આવતા, પણ તેમને આવતા જોઇ તે પણ ઉભા થઇ ગયા. હાથી અટક્યો. ઠાકોરસાહેબ ઉતર્યા. મગનભાઇને હાથ પકડી બેસાડી પોતે પણ બેઠા.

મગનભાઇએ કુશળ સમાચાર પૂછ્યા. ઠાકોર સાહેબે શ્રદ્ધાપૂર્ણ ભાવથી કહ્યું, " આ ભૂમિ આપના ચરણોથી પવિત્ર થઇ. હવે અહીં સૌ કુશળ છે. ગઇ કાલે વર્તમાન પત્ર ખોલતાંજ તમારા આનંદ સમાચાર નજરે પડ્યા. આપના સાહસ અને પુરૂષાર્થને ધન્ય છે! મને મહિનાઓથી તાવ આવતો હતો, પણ આ શુભ સમાચાર વાંચતાંજ તાવ જતો રહ્યો કેટલીયે દવા ખાધી હતી, પણ બિછાનાથી ઉઠવા ન પામતો. આજે આપની સેવામાં ખડો છું. એ આપના પદાર્પણનું શુભ ફળ છે. પરમાત્માએ અમારૂં કલ્યાણ કરવાજ તમારા હૃદયમાં પ્રેરણા કરી અમે કેટલાક દિવસથી અહીં પંચાયત સ્થાપી છે તેને માટે વિશ્વાસ રાખી શકાય એવો કોઇ સરપંચ મળતો નહતો. પરમાત્માએ તેનો બેડો પાર ઉતારવા આપને મોકલ્યા છે. તો આપ તે પદવી લઇ અમારી ઉપર કૃપા કરો....ના. રાજાસાહેબ...ના. દિવાનસાહેબ અને નગરશેઠ તેના સભાસદ છે હું તેમની તરફથી તમને નિમંત્રણ કરવા આવ્યો છું."

મગનભાઇએ સંકોચ પામી કહ્યું, " આપ મને તે માટે યોગ્ય સમજો છો એ આપની કૃપા છે. પણ ખરી રીતે હું એ કૃપાનો અધિકારી નથી. જેના સભાસદો આવા માનનીય લોક છે તેના સરપંચ બનવાનું હું સાહસ નથી કરી શકતો."

"આપ આપના મોઢે એમ ન કહો. પહેલા આપ એક પરગણાના હાકેમ હતા. હવે હજારો હૃદય પર તમારી હાકેમી છે. નાના

મોટા સૌ તમારી તરફ પૂજ્યભાવથી જૂએ છે. આપને આ પ્રાર્થના-નો સ્વીકાર કરવો પડશે. ”

મગનભાઇ આ મહા જોખમદારીભર્યા પદના ભારથી માથુ ઉઠાવી ન શક્યા. રામસિંગે સુતરના તારનો હાર તેમના ગળામાં પહેરાવ્યો.

થોડીવાર ઠાકોર સાહેબ વિચારમાં પડી ગયાં. એમ જણાતું કે કંઇ કહેવા માંગે છે, પણ સંકોચથી કહી શકતા નહિ. અંતે શર-માતા શરમાતા બોલ્યા, “ મગનભાઇ! આપે મારી પ્રાર્થના તો સ્વીકારી. હવે મારે બીજી એક પ્રાર્થના કરવી છે. આજ્ઞા હોય, તો કહું. ”

“ બેલાશક કહો. હું હર્ષથી તમારી સેવા કરીશ. ”

ઠાકોર સાહેબ ખીસ્સામાંથી એક બંધ કાગળ કાઢી બોલ્યા. હું તમારે ચરણે ધરવાની સમર્પણ કરવાની રજા લઉં છું. ”

મગનભાઇએ જોયું “ ગીરોખત રધા પટેલ.........”

આંખમાંથી આંસુ નીકળ્યા, કંઇ કહેવા જતા હતા પણ ઠાકોર સાહેબે વખત ન આપ્યો. તેજ વખતે તે કાગળ ફાડીને ફેંકી દીધો અને લોક ચકિત થઇને જોઇ રહ્યા હતા મગનભાઇએ તેમની તરફ જોઇ કહ્યું, “ આપ લોકે જાણ્યું એ શેનો કાગળ હતો? એ બાપુએ ગીરો મુકેલી જમીનનું ખતપત્ર હતું.” આમ કહેતાં કહેતાં કંઠ રૂંધાઇ ગયો.

[૧૫]

# અભણ અર્ધાંગના.

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्रवै ध्रुवम् ॥ मनु.

[૧]

" પુરૂષ તો ભણ્યો ને ગણ્યો છે ઘણો ગુમાની,
" આ સ્ત્રીશ્રી ના સ્વભાવા શુદ્ધ બોલાય.
" ભાઇ તો ખગોળ ને ભૂગોળમાં ઘુમે છે
" બાઇનું તો ચિત્ત ચુલા માંહ્ય—
દેશી હ્હોની તમે કેવું આ કજોડું ? "

નવલરામ.

વસતે કોલેજનું શિક્ષણ લીધું હતું, પ્રાચીન કવિઓના શૃંગારમય સંસ્કૃત પુસ્તકો વાંચ્યા હતા; અને પાશ્ચાત્ય લેખકોના સંગાર રસપૂર્ણ નવલકથાના અને નાટકના પુસ્તકોનો તેણે અભ્યાસ કર્યો હતો. હાલના ભજવાતા નાટકોમાં સ્ત્રીઓને પુરૂષથી જરા પણ નહિ

ઉતરે તેવી સમોવડી જીવનસખી જોઇ હતી. તેના કેટલાક કોલેજના
મિત્રોએ સ્નેહલગ્ન કર્યાં હતા. તેમનું સુખી ગૃહજીવન જોઇ તેના હૃદયના
ઉંડા પટમાં તેવુંજ સુખ અનુભવવાની ઇચ્છા થતી, પરંતુ તેની આશા
નિરાશા થવા સર્જાઇ હોય તેમ જણાતી. તેના માતપિતાએ બાળવયમાંથીજ
લગ્ન કરી તેને ચતુર્ભુજ બનાવ્યો હતો ઉંચા કુળના છોકરા તો ઝોળીમાંથીજ
ઝડપાય એવી માન્યતા અને નાનકડી વહુને રૂમઝુમ કરતી ઘરમાં
ફરતી જોવાની, તેને ખોળે બેસાડી રમાડવાની, સારાં સારાં વસ્ત્રાભૂષણો
પહેરાવવાની, અને લોકોમાં સારૂં દેખાડવાની તેની માતાની ઉચ્ચ
અભિલાષાઓ ! હોવાથી કયારનાએ લગ્ન થઇ ગયા હતા. મિત્રોની
મશ્કરી સાંભળી તેનું હૈયું ચરચર બળવા લાગતું. તેના સાસુ સસરા
જુના મતના હોવાથી કન્યાને ભણાવીએ તો પાપ લાગે, જમાઇનું
મૃત્યુ થાય એમ માનતા. કન્યાને કંઇ ભણી પંડિતાણી બની નોકરી
કરવા જવુ નથી જાણી ચંપાને કેળવણી આપવાની કશી દરકાર
રાખી નહિ.

વસંતનું કુળ જેવું ઉંચું હતું તેવુંજ તેના સસરાનુંએ હતું. તેમાં
વળી એકની એક પુત્રી એટલે લાડકી તો હોયજ. તેની માતાના હદ
ઉપરાંતના લાડથી તેને કશું જ્ઞાન મળ્યું નહતું. તે અજ્ઞાનજ રહી. તેની
મા અને અનુભવી સાસુ બંને લગ્ન પછી ટુંક મુદ્દતમાં મરી જવાથી
તેને યોગ્ય કેળવણી આપી સુગૃહિણી બનાવનાર કોઇ ન રહ્યું. તે
હઠીલા સ્વભાવની અને અભિમાની હતી. તેનામાં સહનશીલતા
અને વિનયની ખામી હતી. વ્યવહારકુશળતા ન હોવા ઉપરાંત કોઇ
કામ મન પરોવીને સારી રીતે કરવાનો તેનો ઉમંગ નહતો. વસંતના
પિતા વહુ નાની છે એમ સમજી કામ ન સોંપતા ઘણું ખરૂં જાતેજ

કરી લેતા. અને જો કદી સોંપતા, તો સાંભળ્યા ન સાંભળ્યા જેવું કરતી. અને જો કામ કરતી તો માથા ઉતાર. વસંત આ વાત બહુ સારી રીતે સમજતો હોવાથી તેનું હૈયું ચરચર બળતું અને મનોરથોના કિલ્લા તૂટી પડતા. સુખી થવાના, સુંદર જીવન ભોગવવાની તેની અભિલાષાના સ્વપ્ના ઉડી જતાં. " પત્ની " શબ્દ સાંભળતાં હૃદય પ્રેમથી ધબકવાને બદલે નિરાશાથી કંપતું. અને તેનાથી દૂરને દૂર રહેવા પ્રયત્ન કરતો.

થોડો સમય વીતતાં તેના પિતાનું પણ મૃત્યુ થતાં અભ્યાસ છોડી દેવો પડ્યો, અને નોકરી લેવી પડી. નોકરી મેળવતાં તેને શી શી હાડમારીઓ વેઠવી પડી અને કેવા કડવા અનુભવ થયા તે દર્શાવવાનો આ વાર્તાના લેખકનો આશય નથી. અંતે તેના સદ્‌ભાગ્યે એક ઓફિસમાં ૫૦ રૂપીઆના પગારે કલાર્ક તરીકે નોકરી મળી ગઇ. તેની પત્ની પણ તેની સાથેજ રહેતી હતી. ચંપાને સુશિક્ષણ આપી જીવન સહચરી બનાવવાની તેના મનોરથો હજી જતા રહ્યા ન હતા. તેણે તે માટે અનેક પ્રયાસો કરી જોયા હતા. ઓફિસેથી આવ્યા પછી એક દિવસે તેણે કહ્યું, જોયા ! " આ કેવાં મઝેનાં પુસ્તકો છે ! શું તું આ વાંચવા સારૂ વાંચતા લખતાં નહિ શીખે ? "

ચંપાએ પોતાના કામમાંથી માથું પણ ઉંચું ન કરતાં કહ્યું, " ના. "

" પણ તું શા માટે ભણવાની ના પાડે છે ? કંઇ કારણ તો હશે ને ? " ધીમે સ્વરે નરમાશથી સમજાવવા વસંતે કહ્યું.

" સ્ત્રીઓએ ભણી ભણીને શું કરવું છે ? મારે કયાં ભણીને તમારી

પેઠે નોકરી કરવા જવું છે ? હું ભણી નથી તેથી કયું કામ અટકી પડયું છે ! સ્ત્રીઓએ ભણી ભણીને તે શું રાયજંગ કરવા છે ? વળી જે સ્ત્રી ભણે છે તે કાં તો મરી જાય છે, અથવા વિધવા થાય છે. મારી પાડોશમાં બે છોકરી ભણતી હતી, તેમાંથી એક મરી ગઇ. અને બીજી વિધવા થઇ. તેથી મારી બાએ મને નિશાળે મોકલીજ નહિ. જૂઓને! પેલા વિષ્ણુકાકાની શકુંતલા કેવી વિફરી ગઇ છે. ! જરા ધરતી ઉપર પગ પણ મુકતી નથી તેના નશકોરામાં ઉંટ પણ પેસી જાય ! કપડું મેલું જણાયું ના જણાયું કે કાઢી નાખવાના. દિવસમાં આઠ વારતો હાથ મોં ધોવા સાબુ જોઇએ. અને રેશમી રૂમાલ સેન્ટ અને હેર ઓઇલની શીશી વિના તો ઘડીભર પણ ચાલી શકે નહિ. કોણ જાણે કયા રાજકુંવરને પરણવાની છે પેલી માલતી લગ્ન કરવાની ના પાડી બેઠી છે. અને માબાપને ત્રાહ ત્રાહ પોકરાવી રહી છે. બળ્યું એ ભણવાનું અને બળ્યો એ સુધારો ! ” ચંપાએ પોતાનો બધો આગુગમો કાઢી નાંખ્યો.

વસંત આવી દલીલોથી જરા અસંતોષી અને ખીન્ન બન્યા. તેણે કહ્યું, સ્ત્રીઓને:નોકરી કરવા નથી જવું એ તારી વાત સાચી છે, પણ તેથી એમ કોણે કહ્યું કે સ્ત્રીઓએ ન ભણવું ? સ્ત્રીઓને નોકરી કરતાં પણ આકરી ઘર સંભાળ લેવાની છે. અને તે માટે શિક્ષણની જરૂરીઆતી છે. સ્ત્રીઓને યોગ્ય કન્યા, યોગ્ય પત્ની અને યોગ્ય માતા થવા માટે કેળવણીની જરૂર છે. જે સ્ત્રી ભણે છે તે કાંતો વિધવા થાય છે, અથવા મરી જાય છે, એમાં લેશ માત્ર પણ સાચનો અંશ નથી. જે સ્ત્રી અભણ હશે તે પણ મરી જશે, અને ભણેલી હશે, તે પણ મરી જશે. કંઇ ભણવાથી આયુષ્ય ઘટતું નથી, અને

અભણુ રહેવાથી તેમ વર્ત્તુયે નથી. શકુંતલાને યોગ્ય શિક્ષણુ મળ્યું નથી, તેથી તે અધુરા ઘડા પેઠે છલકાય છે, પરંતુ કેળવણીના એવા અપવાદ તો હોયજ. માલતિના પિતા તેને એંસી વર્ષના ડોસા સાથે પરણાવવા માગે, ત્યારે બિચારી ના નહિ પાડે, તો બીજું શું કરે ! યોગ્ય શિક્ષણુ લેવાથી શું ફાયદા થાય છે, તેની તને ખબર નથી. તારી રમા ભાભીનો સંસાર કેવો સ્વર્ગ સમો છે ! તારા ભાઇ રસબાલ તેને કેવા ફુલની પેઠે રાખે છે અને લાડ લડાવે છે. ભણેલી સ્ત્રી ગૃહકાર્ય કેવી રીતે કરવું તે જાણ્યા ઉપરાંત ઘણું વ્યવહારિક જ્ઞાન મેળવી શકે છે. ઘરને સુઘડ અને સ્વચ્છ રાખી શકે છે, સુખ અને દુઃખમાં કેમ વર્તવું તે જાણી શકે છે. નાના મોટા અને સમોવડીઆઓ સાથે કેમ વર્તવું તે જાણી શકે છે, પતિને પ્રસન્ન રાખી શુષ્ક ગૃહજીવનમાં નવચેતનનો સંચાર કરી પોતાની ઇચ્છાઓ પાર પાડી શકે છે. બાળકોને કેળવણી આપી ભવિષ્યનાં ઉત્તમ નાગારક બનાવી શકે છે. તને તારી માતા પાસેથી યોગ્ય કેળવણી મળવી જોઇતી હતી. તે ન મળી શકી તો ખેર ! હવે તારે તે શીખી લેવું જોઇએ, અને આપણા સંસારને સુખમય બનાવવો જોઇએ. ”

“એ પુસ્તકો એ બધું શિક્ષણુ આપી શકે ખરાં ?”

“હા.”

“એ પુસ્તકો ઉપર અંગાર કેમ વરસતા નથી ?” ચંપાએ અજ્ઞાનતાની સીમાએ પહોંચતાં તિરસ્કાર અને હઠીલાઇની હદ બતાવી.

આ સાંભળી વસંતના હૃદયની શું સ્થિતિ થઇ હશે તે જણાવવાની કંઇ આવશ્યકતા રહે છે કે ? આપણા સંસારમાં અભણુ

સ્ત્રીના પતિને આવા કડવા અનુભવ કર્યાં ઠેર ઠેર નથી થતા! વસંતે પોતાની બધી લાગણીઓને દબાવી ફરીથી સમજાવવા પ્રયત્ન કરતાં કહ્યું, " ગાંડીરે ગાંડી! એમ શું ગુસ્સે થઇ જાય છે? હું તને જે કહું છું તે તારા ભલા માટેજ છે ને? જો તારામાં યોગ્ય પત્ની અને યોગ્ય માતા થવાની આવડત નહિ હશે, તો કેટલી હાડમારી ઉભી થશે તેની ખબર છે? આપણા બાળકોને યોગ્ય શિક્ષણ નહિ મળવાથી તેઓ અભણ અને મૂર્ખ રહેશે, અને ખરાબ સંગતમાં પડી માધવકાકાના બાળકો જેવી તેમની દશામાં થશે. પછી તેઓ આવી તને સંતાપશે, ત્યારે તું શું કરશે? તેમની કફોડી હાલત જોઇ શું તું રાજી થઇશ? તારા આવા અંધેરથી જોને આપણું ઘર કેવું અવ્યવસ્થિત અને અસ્વચ્છ જણાય છે! આવા ઘરમાં રહેવાથી તો માણસની તબીયત નહિ બગડતી હોય, તોયે બગડે, અને ન મરતાં હોય તોયે મરે. તારે હવે શિક્ષણ લઇ ઘરને સુઘડ, સ્વચ્છ, સુંદર, અને સુવ્યવસ્થિત રાખવું જોઇએ. આ પ્રમાણે કરીશ, તો માર-ફાડમાંથી બચીશ, અને હાલનું અને ભવિષ્યનું સુખ સધાશે. તારા સર્વ લાડ કોડ પૂરા થશે. આમ કહી તેણે પોતાનો હાથ ચંપાના ખભા ઉપર મૂકી પોતાના નેત્ર તેના નેત્ર તરફ દોર્‌યા. બંનેની દ્રષ્ટો દ્રષ્ટ મળી, આ સમયે બધું વસંતને અનુકુળ હતું. જો કોઇ પ્રતિકુળ હોય તો માત્ર એક વિધાતા!

ચંપા થોડીવાર સુધી સ્તબ્ધ બની જોઇ રહી. તેની આંખ આગળ પતિની મારફાડનું દ્રશ્ય તરી આવતાં સર્વ સમજુતિ દૂર થઇ ગઇ. તિરસ્કારનો આવેશ આવતાં મોઢું નીચું નમાવી ફેરવી નાંખ્યું. હાથ તરછોડી નાખ્યો, ને બોલી, "મારે નથી ભણવું. મારી મરજી નથી."

હવે વસંતના સંયમની હદ આવી. તેણે ક્રોધાતુર થઈ કહ્યું, "મરજી નથી! એટલે શું? શું તારા મનમાં હું ઘાસ કાપું છું? આટલી વાર સમજાવી સમજાવીને કહું છું, તે કાંઈ ધ્યાનમાં નથી ઉતરતું કેમ?"

"તમને જે લાગે તે ખરૂં. મારૂં માથું નહિ પકવો."

"તારા ભલાની વાત પણ તારા ધ્યાનમાં નથી આવતી? ઠીક, હું કહું છું તેમ તારે કરવુંજ પડશે. અને તારે શિક્ષણ લેવુંજ પડશે."

"નહિ, હું તેમ કદાપિ નહિ કરૂં. જો તમને નહિ પરવડતું હોય, તો હું મારે પીયેર ચાલી જઈશ."

"જો તું તેમ કરશે, તો હું તારૂં મોઢું પણ જોઈશ નહિ. રાત સુધીમાં કંઈ ફેરફાર જણાય છે, તો ઠીક છે, નહિ તો હું સદાને માટે તારો ત્યાગ કરીશ. મારા કહ્યા પ્રમાણે ચાલવું ઠીક લાગે, તો તેમ કરજે, નહિ તો ચાલવા માંડજે, તારા વિના કંઇ અટકી પડવાનું નથી સમજી!" આમ કહી વસંતલાલ બહાર ચાલ્યો ગયો.

રાત્રે ઘેર આવી જોયું, તો ચંપા જેમની તેમ પડેલી હતી. તેણે તેને ઉઠવાને કહ્યું, પણ તે જાગતી હોવા છતાંયે ના ઉઠી. પડી રહી. ઘરમાં દીવો પણ ન હતો. રાંધ્યું પણ ન હતું. ઘરમાં અસ્તવ્યસ્ત પડેલી ચીજો, મેલાં કપડાં અને ગદવાડ, બપોરનાં માંજ્યા વિનાના વાસણો; ગોળીમાંનું ચાર દિવસનું વાસી પાણી, ચંપાના વીખરાએલા વાળ, ધુળમાં રગદોળાએલ મેલાં થએલાં કપડાં અને શરીર ભીંત ઉપરના ચીકણા ડાઘ, અને પાનની પીચકારીઓ, ઘરમાં ઉડતી ધુળ, ઝાંખા ચીકણા વાસ મારતા વાસણો, માંકડ ચાંચડવાળી પથા-

રીઓ, અને ઘરમાંનો ભેજ જોઇ તેને સાક્ષાત્ નર્કનો અનુભવ થઇ ગયો. વધુ વાર ઉભા રહેવું અસહ્ય લાગ્યું. ફરીથી તેણે ઉઠવા કહ્યું, પણ તે ન ઉઠી. આવી અભણ, અભિમાની અને ફુવડ અર્ધાંગના જોઇ ગૃહ તેને નર્કવાસથી અધિક દુઃખદાયી જણાયું. અને તેને "ભાઇઓ જેની ભારજા ભુંડીરે, તેને શીર આપદા ઉંડીરે" નો અનુભવ થયો. અને તેણે ગૃહત્યાગ કર્યો.

આ વખતે શેરીનાં એક ઘરમાંથી નાટકનો રસીઓ ગાયન ગાઇ રહ્યો હતો, તેની છુટી છવાઇ લીટીઓ તેના કાને પડી.

"જગતમાં તે નરને ધિક્કાર, તજે જે પરણી ઘરની નાર;
"બગાડે મુરખ તે સંસાર, ભેળવે દીવેલમાં કંસાર.
"અરે કેમ હાથ પડેરે, અરરરરરર સુંદરી ઘર શણગાર.
"અંગ આપણું અળગા કહીએ, કહો ભાઇ અંગ તજીને રહીએ
અરરરરરર કોણ હાર—જગતમાં૦

સાક્ષર શ્રી. ડાહ્યાભાઇ.

(૨)

"Absence makes the heart grow fonder."

H. Baylay.

"આત્મ સુંદર હૃદય સુંદર, સુમન સુંદર સુંદરી,
"સૃષ્ટિ તણા સૌન્દર્યનો, શૃંગાર બનતી સુંદરી;
"ચાતુર્ય સુંદર, સ્નેહ સુંદર, કુલમણિ ગૃહસુંદરી,
"સુંદર બની સુંદર બનાવે, એક એ ગુણસુંદરી."

લલિત.

"આમ શું કરો છો બ્હેન ! જરા જમી લ્યોને" આ પ્રમાણે

ચંપાને એક યુવતિ કહી રહી હતી. આ યુવતિ તે રમા હતી. રસબાલ, રમા, વસંત અને ચંપા આજે મહા સતી અનસુયાનો નાટક જોવા જનાર હતા. ઠરાવ્યા પ્રમાણે રસબાલ અને રમા તૈયાર થઇને વસંતને ત્યાં આવ્યા હતા, પણ અહીં કડવીના જેવો સંસાર જોઇ નાટક જોવા જવાનું માંડી વાળી બધું વ્યવસ્થિત ગોઠવી ભોજન તૈયાર કરવામાં ગુંથાઇ. તેણે દીવો સળગાવી ચંપાને ઉઠાડવા પ્રયત્ન કર્યો હતો, પણ તે ન ઉઠી. મોડું થયું હતું છતાં વસંતલાલ ન આવ્યા, તે જોઇ ચિંતા થવા માંડી. ચંપાને સમજાવી ઉઠાડી પૂછતાં જણાયું કે તેણે ગૃહત્યાગ કર્યો છે. અને પાછા આવવાની ઇચ્છા રાખી નથી. રસબાલે તપાસ ચાલુ કરી. સ્ટેશને તાર મુકાવ્યા; પંરતુ પત્તો લાગ્યો નહિ. ચંપાને એકલી રહેવા દેવી ઉચિત ન જણાવાથી રમાએ સાથે લેવા કહ્યું. રસબાલને પણ તે યોગ્ય લાગ્યું અને ઘર ભણી વિદાય થયા.

રસબાલની તપાસ ચાલુ હતી; પરંતુ વ્યર્થ ! ધીમે ધીમે દિવસ વીતવા લાગ્યા અને વર્ષ વીતી પણ ગયું. રસબાલ અને રમાનો સંસાર જોઇ સ્વામીના હૃદયની ભાવનાઓ ચંપાને સમજાઇ. તેના હૃદયમાં પોતાના કૃત્યના ફળ–અભણ અને અભિમાનીપણાને લીધે પતિનો ગૃહત્યાગ, પીએરમાં આવી રહેવું વગેરે કાંટા પેઠે ખુંચવા લાગ્યું. પહેલાં તેને પીએરમાં રહેવું એટલે સ્વર્ગમાં રહેવુ એમ લાગતું, પણ આ વખતે કોણ જાણે શાથી ન ગમ્યું. પોતાની ભૂલને લીધે તેને પસ્તાવો થતો, પણ

" થયું ને કીધું તે કદી પણ બને ના નવ થયું !
" ક્ષણે કીધેલું તે જીવિતભર સાલે જીગરને ! "

કલાપી.

રમા તેને હંમેશાં દિલાસો આપતી, પણ તેના હૃદયનો ઉદ્વેગ ઓછો થતો નહિ. બંનેમાંથી કોઇ કદી હુંકારો કરતા નહિ, કે કટુ શબ્દ પ્રહાર ન કરતા. તેના દુઃખી હૃદયને વધુ બાળવા પ્રયાસ કરતા નહિ. જેમ જેમ વખત જવા લાગ્યો, તેમ તેમ રખેને તેણે આપઘાત તો નહિ કર્યો હોય એવી શંકા થવા માંડી. ચંપાને વૈધવ્યના મહા દુઃખની કલ્પનાથી તે રડું રડું બની રહી, તેનું શરીર રાત દહાડાની ચિંતાથી સુકાવા લાગ્યું અને દુર્બળ થયું. તેની મુઝવણ દિવસે દિવસે વધવા માંડી. પોતાની હઠ અને મૂર્ખાઇથી આ ભયંકર પરિણામ આવ્યું છે, અને પોતે અભાગણી હોવાથી પોતાનું હિત સમજી ન શકી એમ હવે તે સ્પષ્ટ સમજી. તેને લાગ્યું કે આ ભાન હવે બહુ મોડું હતું. હવે તો તેને રડવા વિના બીજો ઉપાય રહ્યો નહતો. તેનો એક પણ દિવસ એવો ગયો નહિ હોય કે જેમાં તેની આંખમાંથી આંસુ નહિ પડયા હોય! અતિ દુઃખ અને પસ્તાવાથી તેનું હૃદય નિર્મળ થવા લાગ્યું હતું, ખરેખર

" હા પસ્તાવો વિપુલ ઝરણું, સ્વર્ગથી ઉતર્યું છે;
" પાપી તેમાં ડુબકી દઇને પુણ્યશાળી બને છે!"

કલાપી.

તેનું અભિમાન ગળી ગયું હતું. અને હઠનું તો નામ નિશાન રહ્યું નહતું. રમાની ગૃહકાર્યમાં કુશળતા, ગૃહમાંની સુંદર વ્યવસ્થા અને સુઘડતા, પતિપરાયણતા અને પ્રેમભર્યું વર્તન જોઇ તેને પણ તેના જેવું વર્તન રાખવા ઇચ્છા થઇ. આ બધા સુશિક્ષણના પ્રતાપ છે એમ તે સમજી શકી: શકુંતલાની અર્ધદગ્ધ કેળવણીથી થએલી અધોગતિ પણ જોઇ. માધવકાકાની દુર્દશા પણ જોઇ. સુશિક્ષિત થવાની તેને તીવ્ર ઇચ્છા થઇ. રમા જેમ કહે તેમ વર્તવાને તૈયાર

હતી. તેના પ્રેમ ભર્યા વર્તનથી તે બધી રીતે જાગ્રત થતી જતી હતી. પતિ ઘરમાં હોય, અને પતિ સાથે સહચાર હોય, તો શું સુખ છે તેની તેને તે વખતે કિંમત નહતી પણ હવે તેને સમજાઇ; " પ્રેમના સ્મરણો બોલે માનવી માનવી ઉરે " એ કવિ ન્હાનાલાલના કથન પ્રમાણે પતિ દેવના સ્નેહભર્યા વર્તન ના સંભારણા થયાં. કુટુંબસુખની અભિલાષાઓ સમજાઇ. એક દિવસ તેણે રમા પાસે બધું હૈયું ખાલી કર્યું. અને શિક્ષણ લેવાની માંગણી મન મૂકીને કરી ! આ વખતે રમા અને રસબાલ બીજા ભાઇ ભોજાઇ જેવા હોત તો? સુશિક્ષણના પ્રતાપે તેમણે આ ઇચ્છાને અનુકુળ બની અનુમોદન આપ્યું. તેમના સુખી ગૃહજીવનનું ચિત્ર હૃદયપટ ઉપર અંકિત થયું. અને તેને આદર્શ ગણી સ્નેહપૂર્વક અભ્યાસ શરૂ કર્યો.

હવે ચંપા પહેલાંની પેઠે સવારના આઠ નવ વાગ્યા સુધી સુઇ રહેતી નથી. ઘરના કામકાજમાં તે પ્રવીણ થવા માંડી હતી. તેને યોગ્ય શિક્ષણ અને વાંચન અપાતું હતું. સુંદરી સુબોધ, સ્ત્રીબોધ સમાજજીવન, ગૃહિણીભૂષણ, સામ્પ્રત સમય વગેરે માસિકો ઉપરાંત તેમની જ્ઞાતિના ઉત્સાહી યુવકોના પ્રયાસથી ચાલતું ગૃહજીવન તથા સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીઆની સામાજીક નવલકથાઓ અને સ્વર્ગીય પઢીઆરના સ્વગના પુસ્તકોનો અભ્યાસ શરૂ કર્યો. નવલકથા અને વાર્તામાં ગૃહજીવન જોઇ તેની ખામી અને સુંદરતા શોધાતી, અને સારૂં હોય તે ગ્રહણ થતું. બીજું વર્ષ પણ પુરૂં થવા આવ્યું. અને ચંપાની ધીરજ ખુટવા માંડી. રમા અને રસબાલ આશા આપી આનંદી રાખવા પ્રયાસ કરતા. રમાનો હસમુખો અને સ્નેહાળ સ્વભાવ હોવાથી ચંપાનો વખત સારી રીતે જતો, એકાંત ભાગ્યેજ મળતો. અને જ્યારે એકાંત મળતો, ત્યારે ઘણીવાર રમાના આદર્શ ગૃહજીવન સાથે પોતાના જીવનને સરખાવવામાં જતો.

(૩)

## [illegible]कारस्तेमाफलेषुकवाचन।

संन्यासः [illegible]मयोगश्चोभौ निःश्रेयसकरावुभौ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते॥

श्री० भगव० गीता॥

વસંતે ગૃહત્યાગ કર્યા પછી શું કર્યું તે આપણે જોઈએ. આવેશને લીધે ઘર છોડ્યું તો ખરૂં, પણ ક્યાં જવું અને શું કરવું તેનો મહા વિકટ પ્રશ્ન હતો. લગ્ન પછીના બધા બનાવોનું સ્મરણ કરી શાંતિથી મનન કર્યું. સંસારમાં રહી તે સુખી નહિ થઈ શકે એમ તે નિશ્ચયપર આવ્યો. જીંદગીપર કંટાળો આવ્યો. આપઘાતનો વિચાર થયો, પણ બીજેજ પળે બદલાયો. હિંદુ સંસારનો સડો દૂર કરવાના પ્રયાસ આદરવા અને દેશસેવા કરવાના આશયથી સંન્યાસ લેવા વિચાર રાખ્યો.

સૌના સુખ દુઃખ જોયાં, આચારવિચાર અને રીત રિવાજનું દર્શન કર્યું, દુઃખનું મૂળ તપાસ્યું. સુખીના સુખ (!) જોયાં. ગરીબની ઝુંપડી અને તવંગરના મહાલયો જોઈ ગરીબોનાં કષ્ટ અને સહનશીળતા વગેરે જાતો અનુભવ મેળવતો કાશી જઈ પહોંચ્યો. ત્યાં તેને એક સંન્યાસી મહાત્મા મળ્યા. તેમના નેત્ર તેજથી પ્રકાશી રહ્યા હતા. લલાટ ભવ્ય અને પ્રતાપી હતું. દર્શન માત્રથી ચિત્તમાં શાંતિ પ્રસરી. આ મહાત્માની સાથે ધર્મકર્મમાં પ્રવૃત્ત થઈ શિષ્યવૃત્તિ સ્વીકારી સંન્યાસ લેવો, અને તેમના બોધરૂપી અમૃતપાન વડે મેળવેલા અનુભવ વડે સંસાર અને સ્વદેશની સેવા બજાવવી.

વસંતે તેમના ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં. પોતાની ઇચ્છા જણાવતાં કહ્યું, " મને સંન્યાસ આપો. "

" વત્સ ! તું હજી તેનો અધિકારી થયો નથી. સંન્યાસ દિક્ષાની તને જરૂર નથી. હજી તારે હાથે સમાજ સેવા અને દેશના કામો થવાના છે. તારે તારી પ્રેમાળ અને પતિપરાયણ પત્ની સાથે રહી દેશ દર્શનનો અણમોલો લાભ તારા દેશબાંધવોને આપવાનો છે. જા સંસારમાં રહી ગૃહજીવનમાં નવચેતનનો સંચાર કર. પ્રભુનું નામ લઇ આગળ પડ. એમાંજ તારૂં કલ્યાણ છે." મહાત્માએ દિક્ષા ન આપતાં તેની ફરજ સમજાવી.

" પ્રભુ ! સંસારમાં બધે દુઃખજ છે. હું સંસારમાં રહી કશું કરી શકું તેમ નથી. મને દિક્ષા આપી ઇશ્વર સ્મરણ કરી ભવસાગર તરવા દો. "

" માત્ર પ્રભુભક્તિ કરવાથીજ દેહનું કલ્યાણ થાય છે એ માન્યતા ભૂલભરેલી છે. પ્રભુ પણ દેશના દુઃખ અને આપત્તિના સમયમાં તેની સેવા કરવા સંકટોને સંહારવા અવતાર લેતા; તેથી પ્રભુ પણ જેની સેવા કરવામાં અહો-ભાગ્ય માનતા તેની સેવા કરવાથી જલદી ભવસાગર તરાશે. તારા દેશાટનના અનુભવનો લાભ તારા દેશબંધુઓને આપ. " મહાત્માએ સ્વદેશ સેવાનું મહાત્મય સમજાવતાં અવતાર રહસ્ય વગેરે સમજાવી અંતે કહ્યું. " સંસારને સુખમય કરવો કે દુઃખમય તે મનુષ્યના પોતાના હાથમાં છે. તેં કેટલાક પ્રયાસ ખરે રસ્તે નથી કર્યાં, તેથી સફળતા ન મળી; અને તું નાશી છુટયો, પણ મને તો તેમાંયે સારૂં પરિણામ છુપાએલું જણાય છે, "

મહાત્માનો અણુમોલો બોધ ગ્રહણ કરી અપૂર્વ ભક્તિભાવ વડે નમસ્કાર કરી ચર્ણરજ મસ્તકે ચઢાવી ઘર તરફનો રસ્તો લીધો. નીકળતાં પહેલાં તાર કરી દીધા.

(૪)

" If I should meet thee
" After long years,
" How shall I greet thee ? "
Byron.

રસબાલને તાર મળ્યો. આનંદ સમાચાર ઘરમાં જણાવ્યા. સર્વ આતુર હૃદયે તેના આગમનની રાહ જોવા લાગ્યા. ચંપાની હૃદયસ્થિતિ અવર્ણનીય હતી. જેમ જેમ તે અમોલી ઘડી નીકટ આવતી ગઇ તેમ તેમ હૈડું ધબકવા લાગ્યું. હૃદયદેવની શી રીતે ક્ષમા યાચના કરશી ? તે પોતાનો સત્કાર કરશે ? મગજમાંથી અનેક જાતના વિચારો પસાર થઇ ગયા.

વસંત આવ્યો. રસબાલ અને રમા જોડે વાતે વળગ્યો. રાત પડી હતી. ભોજન કાર્ય પછી બતાવેલા શયનગૃહમાં પ્રવેશ કર્યો. પ્રવેશતાં તેના હૃદયમાં ચંપા સંબંધી અનેક તર્કવિતર્ક થયા. કોઇનો પગરવ સંભળાયો. વસંતે ચમકીને જોયું. તે ચંપા હતી. તે રાત્રિની ચંપામાં અને આજની ચંપામાં શો ફેર ? તે મુગ્ધ બની સ્તબ્ધ ઉભો હતો.

" નાથ...મને...મા...ફ...ક...રો..." કહેતાં ચંપા રડી પડી. હૈયું ભરાએલું હોવાથી વધુ બોલી શકી નહિ. વસંતે ઉપાડતાં તેને

કંઠે ને વળગી પડી. છાતીમાં માથું દબાવી રડી પડી. તે દંપતીનું જીવન કેવું સુંદર હતું તે વાંચકોની કલ્પના પરજ છોડી અને ગુજરાતના કવિ પયગંબરના શબ્દોમાંજ વિરમીશું કે,

" પૂર્ણિમા કેરી જ્યોતમાં, જ્યોત્સનાની પુંજશી સખે !
" દંપતી પ્રેમની નિત્યે, પૂર્ણિમા તપજો જ તે. "

---

## આવતા વર્ષનાં પુસ્તકો:-

**ધીરજનાં કાવ્યો** ગુજરાતીના અપ્રિય લેખકના રસીલા કાવ્યોનો અપૂર્વ સંગ્રહ.

**મહમદ પેગમ્બર.** હિંદુ મુસલમાન એકતાના યુગમાં હિંદુઓ માટેનું ઇસ્લામી ધર્મ સિદ્ધાંતથી સમજાવનારૂં તેમના પેગમ્બરના જીવન પ્રસંગો સાથેનું પુસ્તક.

**હૃદયેશ્વરી.** ટુંકું અને મીઠું જીવન પસંદ કરશો કે, લાંબુ અને નીરસ જીવન ? એ પ્રશ્ન ઉપરના પુર્વ અને પશ્ચિમ સંસારની હૃદયંગમ નવલ કથા.

**ડીટેક્ટીવ નવલકથા કુંજ.** છુપીપોલીસના પરાક્રમની કદી ભેજામાં ન ઉતરે તેવી એક-એકથી ચઢીઆતી વાર્તાઓનો સંગ્રહ.

**પ્રફુલ્લ.** સ્વર્ગસમો આર્યસંસાર અધોગતિએ પહોંચી નર્કસમાન બની રહ્યો છે તેનું બરાબર ભાન કરાવતો પ્રખ્યાત બંગાળી નાટકકાર ગિરિશચન્દ્ર ઘોષનો સર્વોત્તમ નાટક.

## સાહિત્યકુંજ ગ્રંથમાળાના ૭-૮ પુસ્તક તરીકે

છપાવા માંડયું છે.) **નૂરજહાં નાટક.** ( થોડા વખતમાં બહાર પડશે.

ગુજરાતીમાં લખનાર—શ્રી. મોતીલાલ પટેલ.

મેહર અને શેરખાંનો સુખી સંસાર.

તેમાં પડેલો વિક્ષેપ. શેરખાં, ખુસરૂ વગેરેના મોતના ઐતિહાસિક રહસ્ય.

શાહજહાં અને ખુસરૂના બળવા, રાજ ખટપટોનો અચ્છો ચિતાર !! મનમાં અને મનની બહાર ચાલતાં યુદ્ધો !!



નૂરજહાંના નામથી તો કોઇકજ અજાણુ હશે, છતાં તેના જીવનના રહસ્યને તો કોઇકજ જાણતું હશે. સુપ્રસિદ્ધ બંગાળી નાટકકાર દ્વિજેન્દ્રલાલ રાયની અપૂર્વ સૃષ્ટિદ્વારા અમે તમારી સમક્ષ એ ભેદો ઉકેલીએ છીએ. ઇતિહાસમાં પાત્ર જેવાં રજુ થયા છે તેવાજ આ નાટકમાં ચિતરી કવિએ કમાલ કરી છે એમ તમેજ કહેશો.

રૂપના સિલામ !! માનિની લલાનું હૃદય મંથન સમ્રાજ્ઞ રેવાના આદર્શ. જહાંગીરના અદલ ઇન્સાફ તાજમહાલના રહસ્ય. ખુસામદખોરનું આબાદ ચિત્ર.

મહોબતખાંનો કારભાર. નૂરજહાં વિશ્વવિજયની કેમ હતી હતી તેના ઉકેલ. દેશોદ્ધારના પ્રશ્નોના આલેખન !



કેટલાક અભિપ્રાયો:--

" મેં આ નાટકમાં દેવચરિત્ર ચિતરવા પ્રયત્ન નથી કર્યો પરંતુ દોષગુણના મિશ્રણવાળું માનવચરિત્ર આ લેખવાનો પ્રયત્ન કર્યો છે. બહારના યુદ્ધો કરતાં અંતરના યુદ્ધો દર્શાવવાનોજ મેં વધુ પ્રયાસ કર્યો છે. "

સ્વ૦ દ્વિજેન્દ્રલાલ રૉય.

નૂરજહાંનું ચરિત્ર દુર્બોધનથી સર્વત્ર સ્પષ્ટ છે.

સ્વર્ગીય કવિવર વરદાચરણ મિત્ર સી. એસ.

નૂરજહાં મન સ્તત્વની સુગંભીર આલોચનાથી પરિપૂર્ણ છે. માનવચરિત્રના સુક્ષ્મ અને નિપુણ વિશ્લેષણથી નૂરજહાંના ચરિત્રનો સ્ફોટ અચ્છી રીતે કર્યો છે. બીજા કોઈ પણ નાટકમાં આવા પ્રકારનું ચરિત્રવિકાસ નજરે પડતું નથી.

સૌરીન્દ્ર મોહન મુખોપાધ્યાય.

આ નાટક રચીને દ્વિજેન્દ્રલાલ નાટ્યશિલ્પિઓમાં શ્રેષ્ઠ આસનના અધિકારી બની સાહિત્ય ક્ષેત્રમાં અભિનંદીત થયા છે. નાટકમાં સર્વત્ર રેવાના ચરિત્રનું ગૌરવ અમે તે જો સમયાધુર્ય દીપી રહે છે.

શ્રી૦ નવકૃષ્ણ ઘોષ.

કવિએ આ મોહિનીના ચરિત્ર ચિતરવામાં ક્યાંયે ઇતિહાસનું ઉલ્લંઘન કર્યું નથી.

શ્રી૦ વિજયચન્દ્ર મજૂમદાર.

## ઉદીચ્ય બ્રાહ્મણ જ્ઞાતિનું ઉત્તમ પ્રતિનું સચિત્ર
## સુંદર અને એકલું આગેવાન માસિક

# ઉદીચ્ય.

જ્ઞાતિના ઉદ્ધારના પ્રશ્નોનું સ્વતંત્ર શૈલીથી આલેખન કરતા વિદ્વાન લેખકોના લેખો, જ્ઞાતિ સમાચાર, સાહિત્ય, કાવ્ય, ટુંકી તેમજ ચાલુ રસમય વાર્તાઓ, ગમ્મત સાથે સાથે જ્ઞાન આપનાર માર્મિક સચોટ ટિકાઓથી ભરપુર. શ્રીયુત ધનચક્કરના લેખ ઇત્યાદિ સાથે પ્રતિમાસ બહાર પડે છે. વળી માસિકના સૌન્દર્યમાં આર્ટ પેપરનું કવર તથા પ્રસંગાનુસાર ચિત્રો અભિવૃદ્ધિ કરે છે. મુંબાઇ, સુરત, કરાંચી, દીલ્હી, રંગુન, મદ્રાસ, વઢવાણ, સિદ્ધપુર ઉપરાંત હિંદુસ્થાન બહાર આફ્રિકામાં પણ તેનો ફેલાવો થઇ ચુકયો છે, વળી મહાત્માઓ, વકીલ, બેરીસ્ટર, મામલતદાર, ડોકટર ઝવેરી તથા શ્રીમંત વેપારીઓમાં તે વંચાય છે. પ્રત્યેક ઉદીચ્યના **ઘરમાં ઉદીચ્ય હોવું જ જોઇએ.** એવો વિદ્વાનોનો અભિપ્રાય છે, ગ્રાહક થવામાં તમે રહી તો નથી ગયાને? આજે જ પોસ્ટ કાર્ડ લખી દો. વી. પી. પોસ્ટેજ સાથે અગાઉથી લવાજમ રૂ. ૩–૯–૦ છે.

**શંકરલાલ ગોવિંદજી ત્રિવેદી.**
ઉદીચ્ય ઓફીસ ફોફળવાડી,
ભુલેશ્વર—મુંબાઇ.

ॐ

# સબુર ફેંકી ના દેતા



## લોજો તેમજ વીશીઓમાં જમી કંટાળેલાઓને

## ખુશ ખબર

શ્રીમાન ગૃહસ્થોને વીનંતી કરવામાં આવે છે કે કેટલાક ઊંચા ચાર્જ ભરવા છતાં સંતોષકારક ખોરાક મળતો નથી. તો મો નીચેના ભોજન ગૃહને પબ્લીકમાં જાહેર આપીએ છીયે કે અહીં ફક્ત કેટલોક જૂજ ચાર્જ રાખવામાં આવેલ છે અને સંતોષકારક ખોરાક કેમ મળે છે તે એક વખત પધારી જાતે ખાત્રી કરવા ભલામણ છે.

# શ્રી ભુલેશ્વર ભોજનગૃહ

ઠેકાણું—ભુલેશ્વર શાકમાર્કેટ સામે, મુંબઇ નં ૨

**તા. ક.**—અમારા ખોરાકના અમારેજ વખાણ કરવા તે હમારી મીસ્ટેક ગણાય માટે વખાણ ના કરતાં જમી ખાત્રી કરવા વીનંતી છે.

મેનેજર—

જીવતરામ વેણીલાલ

માલીક—

**પી. બી. પંડયા**

# આજ લેખકનું લખેલું

## પ્રથમ વર્ષનું છેલ્લું પુસ્તક

# દેશબંધુ દાસ

ચિત્તરંજન જેવા છે તેવાજ રજુ કરવા અમે યથાશક્તિ પ્રયાસ કર્યો છે. વાંચતાજ તમને સમજાશે કે છેલ્લી મહાસભાના પ્રમુખ થવાની તેમની લાયકાત કેવી હતી. તમેજ કહેશો કે ચિત્ત-રંજન મનુષ્ય રૂપે દેવ છે. તેથીજ કારાગૃહમાં વસીને તેમણે આઝાદીની પૂજા આરંભી છે. દેશની દુર્દશાનો અચ્છો ચિતાર રજુ કરી તેનો ઉદ્ધાર કેમ થાય તે બતાવી તમારી નસેનસમાં ગરમ લોહી ધમધમાટ વહી રહે તેવા જુસ્સાદાર ભાષણો સંદેશા અને લેખો સાથેનું સત્તાવાર પુસ્તક. આ પુસ્તકની સામગ્રી એકઠી કરવામાં પૈસા પાણી પેઠે વાપરવામાં આવ્યા છે અને અંગ્રેજી, મરાઠી હીંદી બંગાળી લગભગ દશ પુસ્તકો ઉપરાંત માસિકો અને વર્તમાન પત્રોને આધારે આ પુસ્તક **ગુજરાતના પંકાયલા અને જાણીતા લેખક શ્રી વેણીલાલ પટેલની** કસાએલી કલમથી તૈયાર કર્યું છે. આવું પુસ્તક હિંદુસ્થાનની કોઇપણ ભાષામાં હજી સુધી પ્રકટ થયું નથી તેની અમે ખાત્રી આપીએ છીએ.